લોકની જ સરકાર છે. એ બદલાયેલી સ્થિતિ લક્ષમાં રાખીને આ પુસ્તક વાંચવા જેવુ છે.

તે વખતે સરકાર સાથે સહકારને સ્થાન જ નહોતું એટલે સરકારના કાર્યની મોટે ભાગે ટીકા કરવાની જ રહેતી હતી. આજે તો સત્તા અને જવાબદારી એક જ પક્ષના હસ્તક હોવાથી એ પરિસ્થિતિને લક્ષમાં રાખી આ પુસ્તક વાંચવાથી નવાં અને જૂનાં સભાસદોને લાભ થવાનો સંભવ છે.

# પ્રસ્તાવના

## [ ગુજરાતી આવૃત્તિની ]

૧૯૪૩–૪૪માં સરકારે અમને વિશ્રાંતિ જ આપવાનો નિશ્ચય કરેલો, ત્યારે આ પુસ્તક, યેરવડા જેલમાં લખાયેલું. ૧૯૪૪માં જેલની બહાર આવ્યા પછી, તે મરાઠી ભાષામાં પ્રકટ પણ થયું : ત્યારે અને ત્યારપછી કેટલાક મિત્રોએ અને વાચકોએ આ મરાઠી પુસ્તકનો હિંદી અને ગુજરાતી ભાષામાં અનુવાદ થાય એમ અવારનવાર સૂચવેલું, પણ બીજી પ્રવૃત્તિઓને કારણે એ તરફ અત્યાર સુધી લક્ષ ન અપાયું. હવે મારા સ્નેહી ભાઈશ્રી ધીરજલાલ ધનજીભાઈ શાહના મારા તરફના મમત્વના કારણે આ પુસ્તક આટલી ઝડપથી ગુજરાતી ભાષામાં પ્રકટ થઈ શકે છે.

આ અનુવાદ મૂળ મરાઠી પુસ્તકનો સંપૂર્ણ અનુવાદ નથી, પરંતુ મૂળ પુસ્તકમાંની મહત્ત્વની અને રસપૂર્ણ માહિતી કુશળતાથી ટૂંકાવીને આ અનુવાદ તૈયાર કરાયેલો છે. આ અનુવાદને હું સાદ્યંત વાંચી ગયો છું, અને ગુજરાતી ભાષામાં સૌ પ્રથમ આ પુસ્તક તૈયાર થયું હોય એ રીતે તેનો અનુવાદ કરવામાં શ્રી ગોપાળરાવ વિદ્વાંસને સફળતા મળી છે.

પોતાની અનેક પ્રવૃત્તિઓમાંથી સમય તારવીને આ પુસ્તકને 'આવકાર' આપવા માટે હિંદના નાયબ વડાપ્રધાન સરદારશ્રી વલ્લભભાઈ પટેલનો; અને પુસ્તકને સત્કારતા અભિપ્રાયો આપવા માટે સંસદના પ્રમુખ માનનીય શ્રી ગણેશ વાસુદેવ માવલંકર તથા અન્નસચિવ શ્રી કનૈયાલાલ મુનશીનો આભાર માનું છું.

મને આશા છે કે, આ પુસ્તક ગુજરાતી વાચકોનો સત્કાર પામશે જ.

નવી દિલ્હી
૭–૧૧–૫૦

ન. વિ. ગાડગીળ

# થોડુંક અપ્રસ્તુત

માત્ર નવલકથાઓના જ અનુવાદ કરવાથી અટકી ન જવાય તો સારું, એવી સતત ઇચ્છાથી મરાઠીમાં જે બીજા વિષયો ઉપર સારાં સારાં સર્જનો છે તેને ગુજરાતી ભાષાના વાચકો પાસે રજૂ કરવાનો વિચાર મનમાં સદૈવ ઘોળાયા કરે છે. નવલકથાથી સાવ ભિન્ન એવા પ્રદેશમાંના માનનીય ન. ચિં. આકળીજના લખાણને ગુજરાતીમાં રજૂ કરવાની તક આપવા માટે મારા મિત્ર ગુજરાતના જાણીતા બુકસેલર ને ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલયના માલિક શ્રી શંભુલાલ જગશીભાઈનો હું આભારી છું. આખું ભાષાંતર કરવાથી જે પુસ્તક ૮૦૦-૯૦૦ પાનાંની જગ્યા રોકે તેને ટુંકાવીને મારે ભાષાંતર કરવાનું હતું. એ પ્રયત્નમાં હું કેટલો સફળ થયો છું તે આ વિષયના

# ભૂમિકા

[ મૂળ મરાઠી પુસ્તકની ]

'તુમારું તે દહાડાનું વ્યાખ્યાન સાફસાફ શબ્દોમાં હતું.'

'કેમકે એ આખરી હતું. હવે વડી ધારાસભાનું કામ પૂરું થયું છે. અને अब तो शुरु हुआ है जंग!'

આ વાતચીત ૧૯૪૦ના નવેમ્બરમાં મળેલી ખાસ બેઠકને ધ્યાનમાં રાખીને થઈ હતી. એ બેઠકનું કામ ખતમ થયા પછી દિલ્હીથી પાછા ફરતાં મુંબઈમાં એક છાપા સાથે જોડાયેલ મિત્રની ઑફિસમાં મેં આ જવાબ આપ્યો હતો. પછી તા. ૪થી ડિસેમ્બર ૧૯૪૦ના રોજ મને તેમ શ્રી. કેશવરાવ જેધેને દરેકને દોઢ વર્ષની સજા વ્યક્તિગત સત્યાગ્રહ અંગે મળી. અમારા પહેલાંના તેમ જ અમારી પછીના પણ કોઈ સત્યાગ્રહીને એક વરસ કરતાં લાંબી સજા થઈ નહોતી; ૧૮ મહિનાની સજાનું માન ખાસ અમને જ આપવામાં આવ્યું હતું! અને એક વરસ કરતાં લાંબી સજા થયાને પરિણામે અમારા બંનેના ધારાસભાના સભાસદ તરીકેના હક્કો રદ કર્યાની જાહેરાત ૧૯૪૧ની જાનેવારીમાં વડી સરકારે કરી, અને જેલમાં જ અમને આ ખબર પહોંચાડવાની સત્તાએ કાળજી પણ દાખવી!

વડી ધારાસભાના જીવનની મારી શરૂઆત આમ જેલમાં— શિવનીમાં થઈ અને એનો અંત પણ જેલમાં — યરવડામાં જ આવ્યો. આમ આદિ અને અંત વચ્ચે એક રીતે કહીએ તો સંગતિ પણ જળવાઈ રહી!

અનેક મિત્રો અને કાર્યકરોએ વડી ધારાસભાનાં સંસ્મરણો મારે લખી કાઢવાં એવી સૂચનાઓ કરી પરિણામે જે જાતની અને જ્યાં થોડીઘણી શાંતિ મળી તેમાં આ બધું લખી નાખ્યું છે. આમાં વ્યક્તિ અગર પક્ષ—કોઈના પ્રત્યે ઉપેક્ષા દાખવી નથી; સત્તારૂઢ સરકાર અને વિરોધી પક્ષ વચ્ચે કશો ભેદભાવ ન રાખતાં દરેક સવાલ અંગે બંનેના દૃષ્ટિબિંદુઓ સ્પષ્ટ રીતે રજૂ કર્યાં છે, અને એ અંગે જરૂરી એવાં પ્રાતિનિધિક ભાષણો અગર ભાષણોમાંથી ઉતારાઓ આમાં લીધા છે. રાજકારોબાર કઈ રીતે ચાલ્યો, પ્રશ્નો શી રીતે ઊભા થયા તથા તેમનો અંત કેવો આવ્યો વગેરે બધું બરોબર સમજાય એ દૃષ્ટિએ આની રચના કરી છે.

માહિતી તેમ જ મનોરંજન બંનેનું આમાં મિશ્રણ છે. એમાં થોડું કાવ્ય પણ હશે, થોડો વિનોદ પણ છે; પરંતુ એમાં કવિના અધિકારપ્રદેશ ઉપર આક્રમણ કરવાનો હેતુ નથી, તેમ વિનોદ કરવામાં કોઈને માઠું લગાડવાનો પણ ઈરાદો સેવ્યો નથી. સઘળી માહિતી સરકારી દફતરો અને પ્રકાશનોને આધારે લીધી છે. જે સ્થળે અપ્રિય પરંતુ સત્ય કહેવાની જરૂર જણાઈ છે ત્યાં કેવળ સ્વાર્થ અગર પક્ષના વિચારે તેમ કરવું છોડી દીધું નથી. આમ કાવ્ય, શાસ્ત્ર, ઇતિહાસ અને વિનોદ એ સઘળાનાં મિશ્રણસમું આ લખાણ મરાઠી વાચકોને ગમશે એવી આશાથી લખ્યું છે. લખાણની શુદ્ધિ (પ્રૂફો) તપાસવાનું કામ જે મિત્રે કર્યું છે તેનો નામોલ્લેખ કરવાની તેમની ઇચ્છા ન હોવાથી તેમ કરી શકતો નથી; છતાં તેમનો આભાર તો અવશ્ય માનું છું.

ગાંધી જયંતી
પૂના : ૨ ઑક્ટોબર '૪૪

ન. વિ. ગાડગીળ

# અનુક્રમણિકા

કાકાસાહેબ ગાડગીળના મરાઠી પુસ્તકનો આ અનુવાદ સાહિત્યમાં નવી ભાત પાડે એવો છે એમાં એમણે એમના રાજકીય અનુભવોને નવલ કથાની સચોટતાથી વર્ણવ્યા છે. એમની શૈલી સરલ, અસરકારક ને વિનોદી છે. રાજકારણ જેવા શુષ્ક વિષયને પણ એમણે સુંદર બનાવ્યો છે.

છેલ્લા દાયકાના ભારતીય રાજકારણમાં કાકાસાહેબનો મોટો ભાગ છે. આથમતા બ્રિટિશકાલની મધ્યસ્થ ધારાસભાના તો એ આગેવાન હતા એમણે મોટા મોટા રાષ્ટ્રીય નિર્ણયોમાં ભાગ લીધો છે. આ પુસ્તક એ પ્રકરણો પર પ્રકાશ પાડે છે, અને ઈતિહાસની રંગભૂમિની પાછળના 'ગ્રીનરૂમ'નું દર્શન વાચકોને કરાવે છે.

ગુજરાતી સાહિત્યમાં આ પુસ્તક એક દષ્ટાંતરૂપ થઈ પડશે

ન્યુ દિલ્હી
૮-૮-૫૦

કનૈયાલાલ મુનશી
અન્નસચિવ : ભારત સરકાર

## ૧. ઉમેદવારી

તે વેળા હું મધ્યપ્રાંતની સિવની જેલમાં હતો. શ્રી ના. મ. ગોરેનો મારા પર પત્ર હતોઃ "આવતે અઠવાડિયે દિલ્હીમાં બધા ધારાશાસ્ત્રીઓ એકઠા મળવાના છે. તેઓ કેવા નિર્ણય પર આવશે એ તો દેખીતું જ છે. ક્રાંતિની વાત તો બાજુ પર રહી, પણ આજે જે થોડીઘણી અસહકારની ચળવળ ચાલી રહી છે તેને પણ તિલાંજલિ આપવામાં આવશે "

આ સમાચાર વાંચી હું સ્તબ્ધ બની ગયો.

એ પત્ર ૧૯૩૪ના માર્ચની આખરમાં મળ્યો હતો. સિવનીમાં હું, શ્રી ઘટવાઈ, તિળકે, હરિભાઉ મોહની, રાધાકૃષ્ણ બજાજ વગેરે બહુ મણ્યાગાંઠ્યા રાજદ્વારી કેદીઓ હતા. ગોરેના પત્ર પર અમે ખૂબખૂબ ચર્ચા કરી. મારો અભિપ્રાય એવો હતો કે ગમે તે પરિસ્થિતિ હોય તોપણ શરૂ કરેલી ચળવળ અટકાવવી જ નહિ; છેવટે સુધારાઓનો નવો ખરડો મંજૂર થાય ત્યાંસુધી તો તે ચાલુ રાખવી આવશ્યક જ છે. બીજા થોડા એવો મત ધરાવતા હતા કે જો ચળવળ નરમ પડી ગઈ હોય તો હવે તેને મોકૂફ રાખવાનું વ્યાજબી ગણાય. ૧૯૩૪ના માર્ચની આખરમાં શ્રી ભુલાભાઈ દેસાઈ, બૅરીસ્ટર અસફઅલી, ડૉ. અન્સારી, શ્રી સત્યમૂર્તિ, ડૉ. બિધનચંદ્ર રોય વગેરે દિલ્હીમાં ગળ્યા, અને તેમણે ચૂંટણીમાં ઝુકાવવાનો નિર્ણય કર્યાનું સાંભળ્યું.

એક દિવસ સવારમાં સિવની જેલમાં ત્યાંના સુપરિન્ટેન્ડન્ટ (તેઓ મહારાષ્ટ્રી હતા) આવી મને કહેવા લાગ્યાઃ "હવે તો તમે જલદી છૂટી જવાના!"

મે જવાબ આપ્યોઃ "તુરત પાછા અહીં જ આવવાના!"

તેમણે સામેથી જણાવ્યું: "આજનાં છાપાંઓમાં મહાત્માજીએ અસહકાર મોકૂફ રાખ્યાના ખબર આવ્યા છે, અને ખુદ મહાત્માજી સિવાય બીજા કોઈએ વ્યક્તિગત અસહકાર ન કરવાનું જાહેર કર્યું છે."

હું ભારે માનસિક મૂંઝવણમાં આવી પડ્યો. બપોરે છાપાં મળ્યાં. તેમાં ખબર હતાઃ ગાંધીજીને 'ઇસ્ટરના સોમવારે અંતરનો અવાજ મળ્યો હતો, અને તે મુજબ ચળવળ મોકૂફ રાખવી.' હું ખૂબ ચિડાયો. મારા સાથી કેદીભાઈઓને તો બાપુજી પર અસાધારણ શ્રદ્ધા હતી, તેથી તેમણે તો મહાત્માજીએ જે પગલું લીધું તે વ્યાજબી છે એમ માનીને, એ અંગે વધારે વિચાર કરવાનું પણ માંડી વાળ્યું!

પરિસ્થિતિમાં મધ્યપ્રાંતની સરકારે મારા સિવાય સઘળા રાજદ્વારી કેદીઓને પણ છોડી મૂક્યા. મારી સાથે સ્વ. જમનાલાલજી બજાજના ભત્રીજા રાધાકૃષ્ણ બજાજ હતા; તેઓ પણ એ બધાની સાથે જ છૂટયા. મેં તેમની સાથે રાજદ્વારી પરિસ્થિતિ પરત્વેના મારા સઘળા વિચારો વિસ્તારપૂર્વક લખીને ગાંધીજી પાસે રજૂ કરવા એક નોંધ કરી મોકલી

સિવનીમાં ૧–૫–૩૪ પછી તો રાજદ્વારી કેદીઓમાં હું એકલો જ બાકી રહ્યો. સજા પૂરી થતાં અગાઉ ન છોડવામાં મને એકલાને જ કેમ પસંદ કરવામાં આવ્યો હતો, તે પણ નવાઈ જેવું તો હતું જ. મારી સજાની મુદત તા ૩૦–૫–૩૪ના રોજ પૂરી થતી હતી. આટલા દિવસો સુધી મળેલા એ એકાંતવાસનો ઉપયોગ મેં કલાકોના કલાકો સુધી એ નાનકડી જગ્યામાં આંટા મારતાં ચારતાં વિચારવામાં કર્યો. રોજના છાપાંઓમાં વાંચવા મળતાં અનેક નિવેદનો અને મુલાકાતોના અહેવાલો પરથી મહાત્માજીની અસહકાર મોકૂફ રાખવાની સલાહ મહાસભા સમિતિ સ્વીકારી લેશે એ નક્કી હતું. મે માસના બીજા અઠવાડિયામાં પટણામાં મહાસભા સમિતિ મળી, જેમાં સરકાર જો ચૂંટણીઓની જાહેરાત કરે તો મહાસભાએ તેમાં ઝુકાવવું એવો નિર્ણય પણ લેવાયો.

પટણાની બેઠક ખલાસ થતાં જ શ્રી શંકરરાવ દેવ સિવની જેલમાં મને મળવા આવ્યા, અને મારે ચૂંટણીમાં ઊભા રહેવું એવી તેમણે સૂચના કરી. સાથે સાથે જ્યારે હવે મહાસભાએ ચૂંટણીમાં ઊતરવાનો નિર્ણય જ કર્યો છે ત્યારે ચૂંટણીમાં જીતવુ એ પણ હવે તો મહાસભાનું જ કામ બની જતું હોવાથી મારે તે કબૂલ કરવું જોઈએ—ઉપાડી લેવું જોઈએ એવો પણ તેમણે આગ્રહ કર્યો. મહાસભાએ ચૂંટણીમા ઊભા રહેવાનું ઠરાવ્યાથી પક્ષનિષ્ઠાનું ખેંચાણ વધ્યું. મધ્યપ્રાંતની સઘળી પરિસ્થિતિનો વિચાર કરી મેં તેમને

કેશવરાવ જેધેને ચૂંટણી માટે ઊભા રાખવાનું સૂચન કર્યું. પણ મતદારોની યાદીમાં જેધેનું નામ ન હોવાને કારણે એ બની શક્યું નથી એમ તેમણે જણાવ્યું.

તુરત મેં ખેરનું નામ સૂચવ્યું, જેના જવાબમાં તેમણે કહ્યું કે ખેર હાલ તુરત કોઈ ચળવળમાં પડવા માગતા નથી. મુંબઈથી એક ભાઈ ચૂંટણીમાં ઊભા રહેવા ઇચ્છે છે ખરા, પરંતુ તમને જ ચૂંટણીમાં ઊભા રાખવાની સહુની ખાસ ઇચ્છા છે, અને તે તમારે કબૂલ કર્યે જ છૂટકો છે! તેમણે ત્યાં ને ત્યાં જ મારી પાસેથી નિર્ણય માગ્યો.

મુલાકાતનો વખત ભરાઈ જવા આવ્યો હતો, તેથી આખરે 'હું ના તો નથી પાડતો, પરંતુ હમણાં કશું જાહેર ન કરશો' એવો મેં તેમને જવાબ આપ્યો. આ બનાવ પછી લગભગ ૨૦ દિવસે હું છૂટયો. પણ તે પહેલાં જ લગભગ સઘળાં છાપાંઓમાં હું ચૂંટણીમાં ઊભો રહેવાના સમાચાર ચમકી ગયા હતા.

આ નિર્ણયથી મારા રાજદ્વારી જીવનમાં શા શા ફેરફારો થશે એ હું વિચારવા લાગ્યો. ચૂંટણીઓ મારે માટે નવી નહોતી. કોંગ્રેસ કમિટીઓ, બેંકો, મ્યુનીસિપાલિટીઓ, વગેરે અંગેની અનેક ચૂંટણીમાં હારજીત મેળવતાં મેળવતાં મેં એ તંત્રની કલા જાણી લીધી હતી. પરંતુ ધારાસભાની ચૂંટણીમાં જાતે ઉમેદવાર તરીકે ઊભા રહેવાનો પ્રશ્ન જરા જુદો હતો, ને સહેલો પણ નહોતો.

જીવન અંગેના સિદ્ધાંતોની અસર પણ થોડેઘણે અંશે ઊતરી હતી, એટલે ધારાસભાના જીવન (Parliamentary Life) પરત્વેનું આકર્ષણ સહજ હતું.

૧૯૨૩ થી હું સ્વરાજપક્ષના ધારાસભાપ્રવેશ અને બંધારણ નિષ્ફળ બનાવવાના સિદ્ધાંતો સાથે સહમત હતો, પણ ૧૯૨૫ની આખરમાં જ્યારે સત્તા સ્વીકારવાનો સવાલ અગત્યનો બન્યો અને પ્રતિયોગી સહકારપક્ષ અસ્તિત્વમાં આવ્યો, ત્યારથી હું અને કેળકર-પક્ષ પહેલી વખત વિરોધી તરીકે જુદા પડ્યા.

મહારાષ્ટ્રમાં ગાંધીજીના અનુયાયીઓ નાફેરવાદી અને ધારાસભા-પ્રવેશનો વિરોધ કરનારાઓ તરીકે અલગ હતા, તો કેળકર પક્ષ અધિકારગ્રહણમાં માનનારો હોઈ તે અલગ હતો; એ સ્થિતિ ૧૯૨૫ આખરથી માંડીને ૧૯૩૦ માં સત્યાગ્રહ મંડાયો ત્યાં સુધી ચાલતી હતી. જુવાનોમાં આવેલી જાગૃતિ, દુનિયામાં થઈ રહેલા મહાન બનાવો, અને સત્તાસ્વીકાર પરત્વે દેશના પ્રાંતપ્રાંતોમાં મળતો તરેહ-તરેહનો અનુભવ ધ્યાનમાં લેતાં કોઈ ઉગ્ર અને પ્રભાવશાળી માર્ગનું અવલંબન લીધા વિના હવે આગે કદમ ભરી નહિ શકાય એ વિષે ખાતરી થઈ ચૂકી હતી મદ્રાસ, કલકત્તા અને આખરે ૧૯૨૯ માં મળેલી લાહોરની મહાસભામાં ક્રમેક્રમે પ્રગતિ કરી રહેલી લોક-જાગ્રતિનાં કદમ ધારાસભાનો માર્ગ નહિ પણ કોઈ નવી ક્રાંતિનો માર્ગ સૂચવી રહ્યાં હતાં—માગી રહ્યાં હતાં.

૧૯૩૦ માં દેશભરમાં વ્યાપેલી જાગૃતિ તો અપૂર્વ હતી, પણ આજે એ વાતાવરણ છેક પલટાઈ ગયું હતું. સ્વાતંત્ર્ય-પ્રાપ્તિનો માર્ગ ધારાસભાઓ નહિ પરંતુ તેથી વેગળી જ દિશામાં જાય છે, એમાં તો પહેલું સ્વાતંત્ર્ય, પછી બંધારણ, પછી ધારાસભાઓ અને એ પછી બાકી બધું, એમ આવતું હતું. સંપૂર્ણ સ્વાતંત્ર્યની લડતનાં મંડાણ પછી ધારાસભા-

પરદેશી સરકારના અમલ તળેની ધારાસભા અર્થે ચૂંટણી-જંગ માંડવામાં માત્ર વિસંગતિ જ નહિ પરંતુ સમગ્ર રાજકીય જીવનને ઊલટાવી દેવાનું પગલુ હતું. પત્નીએ છૂટાછેડા લીધા પછી એ જ પતિ પાસે ભરણપોષણના ખર્ચની માગણી કરવા જેવું એ એ હાસ્યાસ્પદ અને શરમજનક હતું. ૧૯૩૦–૩૧ ના સત્યાગ્રહની લડત તો 'સ્વાતંત્ર્ય હાસલ કર્યા સિવાય હવે ફરી સાબરમતી આશ્રમમાં પગ નહિ દઉં,' એ વિચારણા પર મંડાઈ હતી. એ લડતનુ બીજું પગલું ૧૯૩૨–૩૩–૩૪ ની લડત હતી. એ લડતને આખરી સ્વાતંત્ર્ય યુદ્ધ સમજીને જ મેં એમાં ઝંપલાવ્યું હતું. *શરૂઆતમાં સહુની મોખરે પણ હું હતો, અને સહુથી છેલ્લી ટુકડીમાં* છૂટનારાઓમાં છેવટનો વારો મારો હતો.

આવી ડોલાયમાન અસ્થિર પરિસ્થિતિમાં મારે ચૂંટણી માટે ઊભા રહવામાં સ્વાભિમાનનું ખૂન થતું હતું ! મનમાં ચાલેલા વિચારવિગ્રહમાં મારે જ મોએ ઉચ્ચારાયેલા અને અનેક સભાઓમાં વ્યાખ્યાનો દ્વારા જોરશોરથી પોકારાયેલા શબ્દો મારા પર જ મારો ચલાવી રહ્યા હતાઃ—અને તેમાં યે એ શબ્દો મારા પોતાના જ હોવાથી એ મારો વધારે તીવ્ર હતો. 'નહિ નમશે' ના શબ્દોચ્ચાર સાથે ફરકાવેલો ધ્વજ નીચો નમાવવાની પળ જાણે આવી લાગી હતી ! પડીને ફરી પાછા ટટાર થવાનો આ સંદેશો છે એમ ચોમેર કહેવાઈ રહ્યું હતું. એ ઉક્તિના પૂર્વાર્ધનો પ્રત્યક્ષ અનુભવ થઈ ચૂક્યો હતો, જ્યારે ઉત્તરાર્ધ હજુ ભાવિના ગર્ભમાં હતો. ક્રાંતિ અર્થે જોઈતી શક્તિ, પરિણામની પરવા ન કરવાનો નિરધાર, મૃત્યુ વડે મૂલ ચૂકવવા તત્પર બનેલી દૃઢતા, નીડરતા, અને ધીરજ વગેરે જે આવશ્યક ગુણો વિના સ્વાતંત્ર્ય માટેના પ્રયત્નો કદી ફળીભૂત થતા નથી, એ સઘળાનો અભાવ સ્પષ્ટ રીતે દેખાતો હતો. એ પરિસ્થિતિમાં કોઈ પણ જોરદાર પ્રયત્ન અગર કાર્યક્રમનો અમલ થવો અશક્ય હતો એ સમજાઈ ચૂક્યું હતું.

મેં ૧૯૩૪ની આખરે મહાત્માજીએ મને જણાવવા માટે શ્રી રાધાકૃષ્ણ બજાજ સાથે સૂચના મોકલી હતી—ખુદ મહાત્માજીનો પત્ર જ શ્રી બજાજે મોકલી આપ્યો હતો : '**गाडगीळजीको कहना कि मेरी राय अब तो सबने मान ली है। आपको भी उसी तरह चलना होगा!**' એ કાગળ મેં હજુ સાચવી રાખ્યો છે. મહાસભાની આજ્ઞા શિરોધાર્ય ગણવી એ શ્રેષ્ઠ ધર્મ, છાનામાના બેસી રહેવું એ ગૌણ ધર્મ અને મહાસભાએ નિર્ણય કર્યા પછી એ નિયમનો વિરોધ કરવો એ અધર્મ છે એમ હું માનતો હતો અને હજી માનું છું.

હરકોઈ સંસ્થા અગર પક્ષને સફળતા મેળવવા માટે આ વિચારસરણી જ માન્ય હોવી જોઈએ. કોઈ પણ નિર્ણયે પહોંચતા પહેલાં વિચારવિનિમય, વાદવિવાદ, ખુલાસા જરૂર હોય; પરંતુ એક વાર નિર્ણય લેવાઈ ચૂક્યા પછી—અને એ નિર્ણય હમેશાં બહુમતિનો જ હોય—એને નિષ્ઠાપૂર્વક અનુસરવું એમાં જ વ્યક્તિની શ્રેષ્ઠતા અને સંસ્થા અગર પક્ષની મહત્તા તથા શક્તિનું રહસ્ય સમાયાં છે એમ ઇતિહાસ શીખવે છે—એનો એ સિદ્ધાંત છે.

લોકશાહીનું અસ્તિત્વ વ્યક્તિની મહત્તા માટે નથી; વ્યક્તિ-નિષ્ઠા હમેશાં ગૌણ હોય, કાર્યનિષ્ઠા અગર સંસ્થા યા સંગઠન પ્રત્યેની નિષ્ઠા પ્રમુખત્વે હોય એ નિર્વિવાદ છે. લોકશાહીમાં એક જ વ્યક્તિનું બળ નહિ પરંતુ સમુદાયનું બળ જ હોય; એટલું જ નહિ પરંતુ એ બળની કક્ષા સમુદાયના સૌથી ઓછા શક્તિશાળી અંગ-ઘટકની યોગ્યતા મુજબની જ હોય આ દુન્યવી અનુભવને આધારે આગળ વધવું જોખમભરેલું હોવા છતાં અનિવાર્ય જણાતું હતું. અનિચ્છાએ પણ 'વાસ્તવવાદ'નો સ્વીકાર કરવો આવશ્યક હતો.

હરકોઈ પગલું શિસ્ત મુજબનું ભરીએ તો જ એમાંથી સામર્થ્ય નિપજાવી શકાય છે. શિસ્તપૂર્વક કરેલી પીછેહઠ પણ વિજય દેનારી

નીવડે છે. ટૂંકામાં જે પગલું લેવું પડે તેમ હતું અગર તો લેવા ધાર્યું હતું તે અંગેની નૈતિક ભૂમિકા નો તૈયાર થયે જતી હતી; તે સાથે ધારાસભા પ્રત્યેનું સુપ્ત આકર્ષણ ફરી જાગ્રત થયું હતું અને ભાવના અગર સિદ્ધાંતની દૃષ્ટિએ ભાસતા અધઃપતનને હું અંતરમાં ગૌરવભરી પ્રતિષ્ઠા આપી રહ્યો હતો. સતત, એકધારો, અખંડ વિરોધ ઊભો કરી ધારાસભાઓ નિષ્ફળ બનાવશું, અને આજ સુધીના અનુભવને ઊલટાવી દેશું એવો અહંભાવ પણ જાગ્રત થયો હતો.

શ્રી તાત્યાસાહેબ કેળકર વડી ધારાસભામાં હતા ત્યારે મારા એક મિત્રે કરેલું: 'એક વાર દિલ્હી જઈને એસેમ્બલી—વડીધારાસભા જોઈ તો આવો!' તે વેળા મેં તેમને જવાબ આપેલો: 'એ ધારાસભામાં માત્ર પ્રેક્ષકતરીકે હું જવા નથી માગતો.' મારા એ જવાબને કૃતિમાં ઉતારવાની તક આજે અનાયાસે મળતી હતી. ૧૯૩૨ના એપ્રિલમાં મહાસભાના દિલ્હીના અધિવેશન વેળા ધારાસભાના જે મકાનની પાસેથી મને હાથમાં બેડીઓ સાથે લઈ જવામાં આવ્યો હતો, એ મકાનમાં સભાસદ તરીકે હાજર થવામાં કેવળ મારો અંગત વિજય નહિ પરંતુ આખી સંસ્થાનો વિજય ગણાશે એવી આત્મસંતોષ પેદા કરનારી આશા પણ મનમાં જન્મ પામી.

ટૂંકમાં કહીએ તો ૩૦મી મે ૧૯૨૪ના રોજ હું સિવની જેલના દરવાજા બહાર નીકળ્યો ત્યારે ચૂંટણીમાં ઊભા રહેવાના દૃઢ નિશ્ચય સાથે જ હું બહાર પડ્યો! મને મુક્ત કરનાર જેલ અધિકારીએ–મારો ફરગ્યુસન કૉલેજનો એ સહાધ્યાયી હતો–પણ 'તમે જરૂર ચૂંટાઈ આવશો જ' એમ કહી વિદાય દેતી વેળા સહુ પહેલાં તેણે મને અભિનંદન આપ્યાં!

સિવનીથી જબલપુર જઈ મોટા ભાઈને મળીને તા. ૧–૬–૩૪ ના રોજ હું પૂના પહોંચ્યો.

## ૨ બૉમ્બ ફૂટ્યો

**૧૯૩૪**ના જૂનના બીજા અઠવાડિયામાં હરિજન ચળવળ અંગેના પરિભ્રમણ નિમિત્તે મહાત્માજી પૂના આવવાના હતા, અને એક અઠવાડિયું ત્યાં રોકાવાના હતા પૂના શહેર તરફથી તેમનું સ્વાગત કરવા અંગેનો વિચાર કરવા તથા યોજના ઘડવા તા ૨-૬-૩૪ ના રોજ પૂના મ્યુનિસિપાલિટીના ટાઉન હૉલમાં શહેરીઓની એક સભા મળી હતી નગરાધ્યક્ષ શ્રી૦ બાબુરાવ બાવળેકર અધ્યક્ષ તરીકે યોજાયા હતા. સઘળા શહેરીઓને નામે કરવાના સ્વાગતમા અનેક સનાતની શહેરીઓનો વિરોધ હતો સભામાં તોફાન થશે એ નક્કી હતું.

ગાંધીજીનો કાર્યક્રમ ઘડનારાઓ ભારે ચિંતામાં પડ્યા હતા. મેં તેમને ચોખ્ખેચોખ્ખું કહી દીધું કે જે પૂનામાં દયાનંદ સરસ્વતીની મશ્કરી થઈ તથા આગરકર અને રાનડે જેવાના જ્યાં અપમાન થયાં, એ જ પરિસ્થિતિ આજે પણ પ્રવર્તતી હોવા છતાં આખા પૂના શહેર તરફથી ગાંધીજીનુ સ્વાગત કરવાની યોજના ગોઠવવામાં જ ભારે ભૂલ રહેલી છે.

સભાને વખતે સભાગૃહમાં વિરોધીઓની સંખ્યા વધારે હતી, એ સ્થિતિમાં ઠરાવ રજૂ કરી તે નાપાસ કરાવવાનું પરિણામ વહોરવામાં ડહાપણ નહોતું વિરોધીઓ સાથે કોઈ સમાધાનની શક્યતા છે કે કેમ તે જાણવા સારુ એક બાજુ હું તેમની સાથે ચર્ચામાં ઊતર્યો અને બીજી બાજુ ‘આપણા પક્ષના માણસોને જલદી લઈ આવો’ એવી સૂચના લાગતા વળગતાઓને આપી દીધી.

અર્ધો કલાક વાટાઘાટો ચાલી પરંતુ ઠરાવનો મુસદ્દો સનાતનીઓને પસંદ ન આવ્યો. દરમિયાન અમારા પક્ષના માણસો આવી ગયા હોઈ અમે બહુમતિમાં પહોંચી ગયા હતા. તુરત જ અધ્યક્ષ મહાશયને સભા શરૂ કરવાનો મેં ઇશારો કર્યો. અસલ ઠરાવ રજૂ થયો, તે પર અનુમોદન અપાયાં. વિરોધીઓ તરફથી સભા કાયદેસર નથી એવો વાંધો ઉઠાવવામાં આવ્યો. મેં જવાબ આપ્યોઃ 'તમે એમ માનતા હો તો કામકાજમા ભાગ ન લેશો.' તાબડતોબ પ્રમુખે ઠરાવ પર મત લેવાનું ઠરાવ્યું. હાથ ઊંચા કરી વિરોધ બતાવવામાં આવે તો સભા કાયદેસર હોવાની સંમતિ અપાઈ જાય' એવો વિરોધ કરનારાઓને ભય પેઠો; પરિણામે થોડાઓએ હાથ ઊંચા કર્યા, થોડાએક છાનામાના બેસી રહ્યા.

અસલ ઠરાવ ભારે બહુમતિથી મંજૂર થયાનું અધ્યક્ષે જાહેર કર્યું, અને તુરત જ સભા બરખાસ્ત હોવાનું જણાવ્યું. અસલ ઠરાવ જ મંજૂર થવાથી લોકો હર્ષ પામ્યા, પરંતુ હું જોઈ શક્યો કે આને લીધે વિરોધ અવશ્ય વધશે.

છાપાંઓમાં ચર્ચા ચાલી અને સ્તુતિ તેમ જ નિંદાનો વરસાદ વરસી રહ્યો! સનાતનીઓએ સભાઓ પર સભાઓ ભરવા માંડી, અને એક વક્તાએ તો 'ગાંધીજી આતતાયી છે, માટે ગીતાધર્મ અનુસાર એ આતતાયીને ઠાર કરવો જોઈ એ—'हन्यादू एव' એવી ઘોષણા પણ કરી! અમારા પૈકી કેટલાકોએ મ્યુનિસિપાલટી તરફથી માનપત્ર અપાવું જાઈએ એ જાતની સૂચના રજૂ કરી. એમાં રહેલી મુશ્કેલી હું જાણતો હતો, છતાં આખરે પ્રયત્ન કરી જોવાનું નક્કી થયું. મ્યુનિસિપાલટીએ ઠરાવ પણ કર્યો સભા ગેરકાયદે હોવા અંગે પ્રકરણ અદાલતમાં લઈ જવામાં આવ્યું. ફરી વાર સભા મેળવવાનું ઠરાવાયું અને રવિવારને બદલે સોમવારે સાંજે માનપત્ર આપવું એમ વિચારાયું.

ગાંધીજી પૂનાને સ્ટેશને ઊતર્યા. લોકોએ હજારોની સંખ્યામાં તેમનું સ્વાગત કર્યું; સાથે કેટલાક ગરમાગરમ લોકોએ કાળા વાવટા ફરકાવ્યા. ભારે નારાજી સાથે ગાંધીજીએ સોમવારે માનપત્ર લેવાનું કબૂલ કર્યું. અદાલતે શનિવારે નિકાલ આપ્યો કે બીજી વાર બોલાવેલી સભા કાયદેસરની છે. રવિવારે સભા મળી, અને માનપત્ર આપવાનો ઠરાવ જબરી બહુમતિથી પસાર કરવામાં આવ્યો. છતાં વિરોધ તો વધતા જ ચાલ્યા. ગાંધીજી પર કશા પણ હુમલો થયા વિના નહિ રહે, એવાં સૂચનો કેટલાક ભાઈઓ તરફથી મને મળી ચૂક્યાં હતાં.

શનિવારવાડા સામેના મેદાનમાં મળેલી રવિવારની સભામાં વ્યાસપીઠ ઉપર તેમ જ આસપાસ ચૂંટી કાઢેલા લોકોને જ બેસાડવાની ખાસ સાવચેતી લેવામાં આવી. ઉપરાંત પોલીસનો બંદોબસ્ત પણ હતો. સભામાં ગાંધીજીને હરિજનકાર્ય અંગે રૂ. ૧૦,૦૦૦)ની થેલી આપવામાં આવી, અને લગભગ વીશ હજાર પ્રેક્ષકોની એ સભા કશા અણછાજતા બનાવ વિના પૂરી થઈ. હવે ફક્ત સોમવારે માનપત્ર આપવાનું કામ બાકી હતું; એમાં કોઈ અડચણ આવી પડશે એવો સ્વપ્ને ય ખ્યાલ નહોતો.

સોમવારે સાંજના ચારને શુમારે હું ગાંધીજીના નિવાસસ્થાને પહોંચ્યો. મારાં બાળકો પાસેથી રૂ. ૫) પાંચ લઈને તેમણે હસ્તાક્ષર લખી આપ્યા અને તે પછી ખાસ સવલત તરીકે આપ્યા હતા એવી ટકોર પણ કરી! ત્યાંથી સીધા ઘેર જઈ શાંતિથી આરામ કરતા પડવું અને ગાંધીજી રવાના થાય તે વેળા સ્ટેશન પર હાજર થવું એવા વિચાર સાથે હું બંગલામાંથી બહાર નીકળ્યો. પણ જે ભાઈની ગાડીમાં હું ઘેર જવાનો હતો તેમણે આગ્રહપૂર્વક મને મ્યુનિસિપલ હૉલમાં ખેંચ્યો.

આખો હૉલ માણસોથી ખીચોખીચ ભરાયો હતો. ગાંધીજીનો

આવવાનો સમય સાંજના ૬-૩૦નો મુકરર થયો હતો. બરાબર ૬-૧૫ મિનિટે મોટો ધડાકો થયો. લોકોએ માન્યું કે ગાંધીજીના સન્માન અર્થે આ ભડાકા કરવામાં આવે છે. પરંતુ હું ચેતી ગયો; અને સભાગૃહમાંથી દાદર પાસે પહોંચ્યો ત્યાં તો ડૉ. નાયડુએ બૉમ્બ ફૂટ્યો હોવાના સમાચાર આપ્યા. નીચે હૉલમાં આ હકીકત ન જણાવશો એવી તેમને વિનતિ કરી લાગલો જ હું દાદર ઊતરતો હતો, ત્યાં શ્રી અપ્પાસાહેબ સોપટકર મળ્યા. તેમણે "બૉમ્બ ફૂટ્યો છે અને પગે ઇજા થઈ છે" એમ કહ્યું એમને પણ એવી જ વિનતિ કરી હું દાદર ઊતરી નીચે પહોંચ્યો

ચીફ ઑફિસર ભાગવતને ગળા પાસે વહેતું લોહી લૂછતા મેં ત્યાં જોયા 'હવે શું કરશું?' એવો સહુને મન પ્રશ્ન થઈ પડ્યો. મેં જણાવ્યું: 'નક્કી કરેલો કાર્યક્રમ પાર પડવો જ જોઈએ. દરવાજા પરની અગાશીમાંના ભાઈઓને કશું ન જણાવતાં અંદર હોલમાં મોકલી આપો.'

સૂચનાનો તુરત અમલ થયો. રસ્તા પર એકઠા થયેલા લોકોને પોલીસોની મદદથી બાજુ પર હઠાવવામાં આવ્યા દરમિયાન ગાંધીજીની ગાડી આવી પહોંચી. આગળ વધી મેં તેમને થોડો વખત બહાર ન ઊતરવાની વિનતિ કરી. તે પછી ઉપર અગાશીમાં કોઈ નથી એની ખાતરી કરી લઈ એકલા ગાંધીજીને હું અને ગંગારામ જુના પાયાણકરે, કહો કે લગભગ ગોચવીને અંદર આણ્યા.

પોલીસ અધિકારીઓને સમજાવ્યું: 'સભા પૂરી થતાં સુધી કશું પગલું ન લેતા; તે પછી તમે ફાવે તેમ કરજો.'

દાદરનાં પગથિયાં ચડતાં ચડતાં પરિસ્થિતિથી મહાત્માજીને વાકેફ કર્યા, અને જે કાર્યક્રમ યોજવામાં આવ્યો છે તે મુજબ જ સાંગોપાંગ પાર પાડવામાં આવશે (No Change in programme) એમ જણાવ્યું. ગાંધીજી હોલમાં હાજર થયા. માનપત્ર આપવાનો

વિધિ આટોપાયો. પેટીની હરરાજી કરવામાં આવી અને શ્રી ભોપટકરે તે લીધી. પાછા ફરતી વેળા 'સાથે સ્ત્રીઓ છે તો એ જ રસ્તે પાછા ફરવું કે કેમ?' એવો ગાંધીજીએ સવાલ કર્યો. મેં હા પાડી. હાથ ઝાલીને નીચે ઉતાર્યા, મોટરમાં બેસાર્યા, અને પાછા ફરી પોલીસ અધિકારીઓને કહ્યું: 'હવે તમને યોગ્ય લાગે તે પગલાં લ્યો.' કાર્યક્રમ પૂરો થતાં સુધી તેમણે કશી હરકત ન કરી તે બદલ તેમનો આભાર પણ માન્યો.

ગાંધીજી ચાલ્યા ગયા કે તુરત જ સભાગૃહમાં બૉમ્બ ફૂટ્યાની હકીકત જાહેર થઈ ગઈ, અને સાથે ગડબડ પણ મચી રહી. ઘેર પહોંચ્યો ત્યારે બાળકોને સિપાઈએ સુખરૂપ ઘેર આણ્યાના ખબર મળ્યા. રાત્રે ગાંધીજીને ઉતારે જઈ ફરી તેમને મળ્યો, અને તેમણે લખાવેલ નિવેદન ઉતારી લીધું. સ્ટેશને હાજર થયો. ગાડી છૂટતા પહેલા મેં મહારાષ્ટ્ર માટે કશો સંદેશો માગ્યો. તે વેળા મારા તરફ અર્થભરી દૃષ્ટિ ફેંકી તેમણે માત્ર એટલું જ કહ્યું: '**महाराष्ट्र को मैं क्या संदेशा दूं ?**' મને પણ સંદેશો માગવામાં થયેલી મારી ભૂલ સમજાઈ.

ગાડી છૂટી. છાપાંના ખબરપત્રીઓને ગાંધીજીનું નિવેદન સોંપી દીધું. ઘેર પાછા ફરી બની ગયેલા બનાવ અંગે હું વિચારમાં પડ્યો. જો ગાંધીજીને કોઈ અકસ્માત નડ્યો હોત તો શહેરને, પ્રાંતને અને આખા દેશને કપાળે કેવડું મોટું કલંક ચોંટત! જિંદગીની પળેપળ જેમણે દેશની સેવા અર્થે જ ખરચી છે, એવા ગાંધીજી પર બૉમ્બ ફેંકવાનો વિચાર કોઈ પણ હિંદીના દિલમાં આવે એમાં દેશનું કેવું દુર્ભાગ્ય છે? જેમણે લોકોને ચડાવ્યા હતા તેઓ પોતાની જવાબદારી પૂરી સમજ્યા નહોતા એ સ્પષ્ટ હતું! ગાંધીજી ખરેખર આતતાયી હતા શું? આ વિરોધની પાછળ કેવળ અહંકાર, ગેરસમજણ અને પક્ષ અંગેનું આંધળું અભિમાન હતું એ તો સ્પષ્ટ જ છે. સૌજન્ય, સહિષ્ણુતા અને પ્રામાણિક વિરોધ દર્શાવ-

વાનો આ માર્ગ ન હોય. મહાત્માજીનું જીવનસૂત્ર પણ બીજું શું છે? એમણે તો જે લોકોએ આ દુષ્કૃત્યો કર્યાં તેમને માફી જ આપી, અને કોણ સાચો ગુનેગાર છે એ જાણવા છતાં અમે પોલીસને એનું નામ જણાવવાની ના પાડી. છાપાંઓ તેમ જ સભાઓમાં ચર્ચાઓ ચાલી, અભિનંદનો અપાયાં, નિષેધાત્મક ઠરાવો પણ થયા. ચોમેર લોકોની લાગણીઓ ઉશ્કેરાઈ રહી.

ભવિષ્યની ચૂંટણીનો વિચાર કરતાં હવે આ પરિસ્થિતિ નજર બહાર રાખ્યે ચાલે તેમ નહોતું. ગાંધીજીએ પૂનામાં કહ્યું હતુંઃ 'ચૂંટણીમાં જરૂર ઊભા રહેશો જ. મહાસભાની આજ્ઞા માથે ચડાવીને કાયદો તોડી જેલમાં ગયા, તો હવે એ જ આજ્ઞાનુસાર ચૂંટણીમાં પણ ઝુકાવો.' ચૂંટણીનો અર્થ લોકમતનો નિર્ણય ગણાય. વૃદ્ધ પુરુષ પોતાની જુવાની પત્નીને હાથ સાંકડા કોડિયાની જેમ કાળજીથી જતનપૂર્વક સંભાળે છે, એ જ કાળજીથી લોકમતને સાચવી લેવો જોઈએ એ તો દીવા જેવું હતું. અને લોકમતની લાગણીઓમાં તો ઉપર દર્શાવી તે સ્થિતિમાં ભારે ઉશ્કેરાટ ભર્યો હતો. એ દશામાં શરૂ શરૂમાં તો કોણ કોના પક્ષમાં છે તે સમજવું પણ મુશ્કેલ બન્યું હતું.

જૂન ૧૯૩૪ની આખરે મુંબઈ સરકારની એક્ઝીક્યૂટીવ કાઉન્સિલમાં ખાનબહાદુર કૂપરની નિમણૂક થવાથી એમની ખાલી પડતી જગ્યા માટે સતારા જિલ્લામાં પેટાચૂંટણી કરવાનું જાહેર કરવામાં આવ્યું. મહાસભાએ ચૂંટણીમાં ઊભા રહેવાનો સિદ્ધાંત સ્વીકાર્યા પછી એનો અમલ કરવાની આ પહેલ-વહેલી તક ઊભી થઈ હતી. મહારાષ્ટ્ર પ્રાંતિક મહાસભાના કાર્ય-વાહક મંડળમાં આ પ્રશ્ન અંગે સરખો સમાન સંખ્યામાં વહેંચાઈ ગયા. પરિણામે પ્રમુખ શ્રી દેવે પોતાનો વધારાનો મત આપ્યો અને 'ચૂંટણીમાં ઊભા રહેવાનો' આખરી નિર્ણય લેવાયો. એ '...

ન રહેવું ' એવો મત આપ્યો હતો. સમય બહુ ટૂંકો હતો તે સાથે બુદ્ધ મતદારસંઘમાંથી કેટલા પ્રમાણમાં લોકો રસાકસી માટે તૈયાર છે એ પરત્વે અનુમાન થઈ શકે તેવું નહોતું પરંતુ નિર્ણય લેવાયો એટલે તો તે જ રાત્રે હું સતારા પહોંચ્યો, અને બીજે દિવસે સાંજના પાઠક હાલમાં અમારા તરફથી ઉમેદવાર તરીકે શ્રી ભાઉસાહેબ સોમણ ઊભા રહ્યાની જાહેરાત પણ કરી.

અને પછી તો ' શુરુ હુઆ હૈ જંગ ' ની ઘોષણા સાથે સતારા જિલ્લામાં હું અને શ્રી કેશવરાવ જેધે ઠેરઠેર ઘૂમી વળ્યા અને ચોમેર અજબ જાગૃતિનાં પૂર ઊલટયાં. સભાઓ દ્વારા કોમવાદમાં માનનારાઓ તરફથી શ્રી. જેધે સામે જબ્બર વિરોધ મચાવવામાં આવતો હતો હરતરેહના આક્ષેપો તેમના પર લાવવામાં આવતા હતા રહિમતપુરની સભામા તો મારામારી સુધી મામલો પહોંચી ચૂક્યો, છતાં હાથ ધરેલું કાર્ય તેમણે છોડયું નહિ આખરે સેંકડો કાર્યકર્તાઓની મહેનતને જશ મળ્યો અને પ્રચંડ બહુમતિ સાથે શ્રી ભાઉસાહેબ સોમણ સતારા જિલ્લા તરફથી ચૂંટાઈ આવ્યા. મહાસભાની પ્રતિષ્ઠાએ લોકોના દિલમાં કેટલી ઊંડી છાપ પાડી છે, એનો એ સજ્જડ પુરાવો હતો

સતારા જિલ્લાની ચૂંટણીમાં મળેલી જીતે મહાસભાના કાર્યકર્તાઓના દિલમાં જબરો આત્મવિશ્વાસ પેદા કર્યો ચૂંટણીમા સફળ થવાશે ખરુ ? અને બેઠકો મહાસભા મેળવશે ખરી ? વગેરે જાતજાતની શંકાઓ જેમના દિલમાં ડોકાયા કરતી હતી તે આથી નાશ પામી બંને બેઠકો મહાસભા જીતી જશે એ વિષે મારા દિલમાં તો ખાતરી જ હતી મારી માત્ર એક જ શરત હતી : દગ્ધાઈ પરિસ્થિતિમાં મહારાષ્ટ્રમાં મહાસભાના કાર્યકર્તાઓએ 'કેસરી 'પક્ષ સાથે સમાધાનીમા ન ઊતરવું એ મારી માન્યતા તે કાળે હતી, અને આજે પણ એ જ રહી છે. એ પક્ષ ગમે તે નામ

ધારણ કરી દર્શન દીધા કરે, છતાં જ્યાં સુધી એ પક્ષનું સૂત્ર-સંચાલન 'કેસરી' સંસ્થાના વાતાવરણમાંથી થયા કરતું હશે, ત્યાંસુધી મારો આ આક્ષેપ ઊભો જ રહેવાનો છે. અગાઉ શી પરિસ્થિતિ હતી એ વિચાર જતો કરીએ તોપણ ઈ. સ. ૧૯૨૦ ની સાલથી માંડીને જોતાં મારો અનુભવ કહી રહ્યો છે કે એ પક્ષ અગર એ સંસ્થાનું વાતાવરણ ધાર્મિક, રાજકીય તેમ જ આર્થિક દષ્ટિએ પ્રતિગામી વિચારસરણી ધરાવે છે. વર્ણાશ્રમવ્યવસ્થા તેમ જ તેની અંદર સમાયેલ વર્ણનું ઊંચનીચપણું તથા જન્મથી ઊપજતી જ્ઞાતિ-પ્રથા જે ધર્મના અગર સમાજવ્યવસ્થાના પાયા રૂપે મનાઈ છે, એ સમાજમાં સમાનતાને અવકાશ નથી, લોકશાહીને સ્થાન નથી. લોકશાહીમાં સઘળા માનવીઓ સમાન હોય. અહીં તો પૂર્વ જન્મનાં પુણ્યોને લીધે ઉચ્ચ જ્ઞાતિમાં અગર વર્ણમાં જન્મ થયો માટે જ તે શ્રેષ્ઠ એવી માન્યતા મૂળમાં રહેલી. એ પરિસ્થિતિમાં તો લોકશાહી હોય ત્યાં વર્ણવ્યવસ્થાએ અદશ્ય થવું રહ્યું, અગર જ્યાં વર્ણવ્યવસ્થા પ્રચલિત હોય ત્યાં લોકશાહીએ દેખા જ ન દેવાય. રોટીવહેવાર અને બેટીવહેવારની સામાજિક મર્યાદાઓ હોય ત્યાં વ્યક્તિવિકાસ તો રુંધાય જ, તે સાથે સમાજની પ્રગતિ પણ થંભી જાય. નવીન વસ્તુ કોઈ નજરે પણ ન ચડે, જ્યારે સડેલ જૂનવાણી બાબતોનો કસ્તૂરીને નામે સ્વીકાર થાય. નેતા-ગીરીમાં પણ સામાજિક અને જન્મજાત ઉચ્ચતાની માન્યતા રૂઢ હોવાને કારણે નેતાગીરીએ પહોંચવા માટેના અગર તેને વધારે તેજસ્વી બનાવવા અંગેના પ્રયત્નોમાં કોઈ જોમ અગર પ્રેરકબળ હોતાં નથી.

છેલ્લાં ૬૦ વર્ષ દરમિયાન હરકોઈ સામાજિક અને એ કારણે બીજા અર્થમાં જોઈએ તો ધાર્મિક સુધારા સામે 'કેસરી' સંસ્થાએ વિશેષ જ દાખવ્યા :કર્યો છે. નૂતન સમાજસુધારાને પરિણામે જે બાબતો કેવળ આચારની છતાં ધર્મ તરીકે ગણાયેલી, તે તમામ

બદલાઈ ગઈ; પરિણામે જો એ સઘળી બાબતો—લગ્ન, વારસો, ભોજન, રીતરિવાજો વગેરે—માં પલટો આવે તો આખી સમાજ-રચના જ ફેરવાઈ જાય અને એને લીધે કેટલાએક વર્ગોની શિર-જોરી પડી ભાગે, એ વિચારસરણી જ આ સઘળા વિરોધો પાછળ રહેલી હતી. મહારાષ્ટ્ર માંહેના બ્રાહ્મણ-બ્રાહ્મણેતરવાદને ચેતવવામાં, વધારવામાં અને ગૂંચવવામાં જાણેઅજાણે પણ 'કેસરી' પત્રનાં લખાણોનું ધોરણ ઘણે અંશે કારણભૂત થયેલ છે એ અપ્રિય સત્ય જાહેર કરવું જરૂરનું છે. ખેડૂતો સામે જમીનદારોનો પક્ષ ઉઠાવીને, મજૂરો સામે માલેકોના પક્ષને ટેકો આપીને, દેણદારો સામે શાહુકારો તરફ સહાનુભૂતિભર્યું વલણ દર્શાવીને, આ પક્ષે પોતાની આર્થિક માન્યતા જગજાહેર કરી છે. લોકો એનાથી હવે પૂરા પરિચિત બની ગયા છે. રાજકીય ક્ષેત્ર માંહેના એ પક્ષના પ્રતિગામીપણાનાં ચિહ્નો એટલાં સ્પષ્ટ રીતે દેખી શકાય તેવાં નથી. છતાં આવી રહેલા નવા રાજકીય વાતાવરણમાં જો ખાનગી માલેકીના હક્કો મર્યાદિત થવાના હોય, અગર ધાર્મિક માન્યતાઓમાં હસ્તક્ષેપ કરવામાં આવવાનો હોય, તો એ ભાવિ સ્વાતંત્ર્ય પણ ન જોઈએ, એ તરેહની વિચાર-સરણી એ પક્ષ ધરાવે છે તે જરા ઝીણી નજરે જોનાર સહેજે પારખી શકે એવું છે.

અંગ્રેજોની સ્થાપિત હિતો સંરક્ષવાની વિચારસરણી અને તેને પરિણામે તેમણે બંધારણમાં દાખલ કરેલાં સંરક્ષણાત્મક બંધનો સ્વીકારવાનું ધોરણ આ પક્ષને સ્વીકાર્ય છે અને એને એવા જ કાયદાઓ જોઈએ છે. આ પક્ષ બધી રીતે સ્થાપિત હિતો (Vested interests)ના પ્રતિનિધિસમો છે. ખેડૂત, ઇનામદાર, શાહુકાર, માલેક વગેરેનો સંયુક્ત મોરચો ધરાવનારો આ પક્ષ છે. એ પક્ષમાં કેટલાક એવા છે ખરા જેઓ પ્રગતિશીલ મત ધરાવતા હોય; પણ આખા પક્ષમાં એવા લોકોનું વજન નહિ જેવું હોવાથી પક્ષના ધોરણમાં એમને લીધે ભાગ્યે જ કશો ફેરફાર થાય છે. ટૂંકમાં આ પક્ષ સાથે સમાધાની કરવાથી આમ વર્ગના લોકોનો વિશ્વાસ મેળવી શકાશે નહિ

એવો મારો અભિપ્રાય બંધાવામાં મહારાષ્ટ્રમાંનો કોમવાદનો પ્રશ્ન, એને અંગે જામેલું વાતાવરણ અને એ પક્ષમાં કામ કરતી વ્યક્તિઓના અનુભવોનો મોટો ફાળો છે. આ પક્ષ સાથે સમાધાનીમાં ઊતરવાથી લોકોના મોટા સમૂહની આગેવાની-વિશ્વાસ મહાસભા મેળવી નહિ શકે એ મારી આખી વિચારસરણી પાછળનો મૂળ સિદ્ધાંત છે

મારી આ વિચારસરણી તે વેળા મહાસભાના અનેક કાર્યકર્તાઓને માન્ય નહોતી જૂન ૧૯૩૪માં મહાસભાની સંસ્થાઓની પુનર્રચના અર્થે મળેલી પ્રાંતિક સમિતિમાં બંને પક્ષોનું ચૂંટણી અંગે સંયુક્ત મંડળ નિમાયું. તે વેળા સામેના પક્ષ તરફથી આ મંડળમાં જે સભ્યો નિયુક્ત થયા તેમનો મોટો ભાગ તો એવા ગૃહસ્થોનો હતો કે જેઓ મહાસભા પર સરકારનો કોરડો વીંઝાતો હતો ત્યારે કાં તો છેક અલિપ્ત થઈ દૂર બેઠા હતા, કાં તો મહાસભાનો વિરોધ કરતા હતા અગર તો મહાસભાના કાર્યક્રમની મજાક ઉડાવતા હતા. આ બંને પક્ષોમાં ધરમૂળથી મોટો ભેદ રહેલો હોઈ, આ બન્ને પક્ષોને સાથે કામ કરવા જોડવામાં કોઈ જાતની રાજકીય પ્રગતિ સધાય છે એમ માનવું મુશ્કેલ હતું; એટલું જ નહિ પરંતુ આવી જાતની ગોઠવણથી લોકો ઉપર શી અસર થશે એનો વિચાર પણ કરવામાં આવ્યો નહોતો.

ચૂંટણી માટેનું જાહેરનામું તો તૈયાર થવામાં જ હતું. કોમી ચુકાદાનો સવાલ બહુ અગત્યનો હતો એની ના ન કહેવાય. ૧૯૩૨ના ઑગસ્ટમાં જ એ અંગેની જાહેરાત થઈ ચૂકી હતી. ૧૯૩૪ના જુલાઈ સુધી લોકશાહી સ્વરાજ પક્ષ એટલે કેસરી પક્ષ તરફથી આ બે વર્ષો દરમિયાન એની સામે સખ્ત વિરોધ દર્શાવાયો જ નહોતો; પરંતુ ચૂંટણીની દૃષ્ટિએ એ પ્રશ્નનો ફાયદો ઉઠાવી શકાય એવું છે એમ જણાતાં જ એ પ્રશ્નની ચળવળે પાછું જોર પકડયું.

એ પક્ષની એક આગેવાન વ્યક્તિએ જાતે જ મને કહેલું. 'ધારીએ તો આ સવાલને મોખરે લાવી શકીએ અગર એને છેક ગૌણ પણ બનાવી શકીએ.' એ શબ્દો જ આ પ્રશ્ન અંગે

એ પક્ષ કેટલી તમન્ના ધરાવે છે એ બતાવી આપના હતા. આ સવાલ ચર્ચાતો હતો, મહાસભાની કારોબારી સમિતિ ( વર્કિંગ કમિટી) હજુ મળવાની બાકી હતી, એ અરસામાં જ શ્રી. અણે પૂના આવ્યા. શ્રી. કેળકર ચૂંટણીમાં ઊભા રહે એમ તેઓ ચાહતા હતા; શ્રી. કેળકર પણ ઉમેદવાર તરીકે ઊભા રહેવા નાગજ તો નહોતા જ, પરંતુ મહાસભા તેમને વિનતિ કરે એમ તેઓ ઇચ્છતા હતા, અને એ સ્વાભાવિક પણ હતું.

શ્રી તુલપુળેને ત્યાં એક સભા મળી, તેમાં શ્રી. અણેએ એ શક્ય બને તે અંગે ચૂંટણી તેમ જ કોમી ચુકાદાના પ્રશ્ન પરત્વે આ પ્રાંત પૂરતું પણ સમાધાન-સહકાર સાધવાનો પ્રયત્ન કર્યો. સભામાં મેં આવી જાતની તડજોડ અંગેનો વિરોધ દર્શાવતા મારા વિચારો રજૂ કર્યા, અને તડજોડ થાય તો એમાં લોકોના મોટા ભાગનો દ્રોહ કર્યા જેવું થશે એમ પણ સ્પષ્ટ રીતે મેં જણાવ્યું. ચર્ચા અને વાદવિવાદ કરતાં કરતાં સત્ર ૨ પડવા આવી; સમાધાન માટે સઘળા સમંત છે, માત્ર હું એકલો વિરોધ કરું છું, એટલે એમાં અંગત સ્વાર્થ હોવો જોઈએ એવા આક્ષેપો પણ કોઈ કોઈ તરફથી મુકાયા; આથી મેં સમાધાન કરવા માટે સંમતિ આપી.

તે પછી તુરત મહાસભાની કારોબારી સમિતિ પણ મળી. અને મહાસભાએ પોતાના ચૂંટણીના જાહેરનામામાં એ પ્રશ્ન અંગે તટસ્થ ધોરણનો અંગીકાર કર્યો. શ્રી. અણે મહાસભામાંથી છૂટા થયા, અને કોંગ્રેસ-નેશનાલિસ્ટ નામનો નવો પક્ષ સ્થાપ્યો. મહારાષ્ટ્રમાં મહાસભાના સઘળા વિરોધી પક્ષો 'કોમી ચુકાદાનો વિરોધ'ની ઘોષણાને નામે એક થઈ ગયા. પરિણામે સમાધાન આપોઆપ તૂટી પડ્યું. પરંતુ આ બધું બન્યું તે પહેલાં જ સંયુક્ત મંડળે મારું અને જેધેનું નામ ઉમેદવારો તરીકે જાહેર કરી દીધાં હતાં; પાર્લામેન્ટરી બોર્ડે પણ એ બંને નામનો સ્વીકાર કર્યો, એટલે અમે બંને જણા મહાસભાના સ્વીકૃત ઉમેદવારો તરીકે જાહેર થયા.

# ચૂંટણી

ચૂંટણી અંગે ચર્ચિલ સાહેબ લખે છે. "No part of the education of a politician is more indispensable than the fighting of electionsHere. you come in contact with all sorts of persons and every current of national life. You feel the constitution at work in its primary process. Dignity may suffer, the superfine gloss is soon worn away; niceparticularising and special private policies are scraped off, much has to be accepted with a shrug, a sigh or a smile; but at any rate in the end one knows a good deal about what happens and why."

પક્ષની કામ કરવાની નીતિની બધી જ બાબતો ઉમેદવારને ગમતી હોય એમ નથી હોતું. પક્ષના બીજા ઉમેદવારોની લાયકાત, ગુણદોષોનો લાભાલાભ સહુ ઉમેદવારોને મળે છે. કોઈ પણ પ્રચારક જે શબ્દો બોલે તે એ સ્થાને જ દટાઈ ન જતાં ચોમેર એના પડઘા ઊઠે છે. ઉત્સાહ અને આવેશમાં, આદર્શના મોહમાં, કોઈ વાર ગુસ્સાથી તો કોઈ વાર ત્રાસી જવાથી મર્યાદાઓનું પણ ઉલ્લંઘન થઈ થઈ જાય છે. સઘળા કાર્યકરો પ્રેમથી, નિષ્ઠાથી અને શુદ્ધ બુદ્ધિ

તથા નિઃસ્વાર્થભાવે કામ કરતા હોય છે; પણ એ સહુમાં ઉમેદવારની સ્થિતિ અતિ નાજુક હોય છે. પક્ષની સાથે એનું અંગત ભાવિ પણ સંકળાયેલું હોય છે.

વ્યક્તિગત માનાપમાનો ગળી જવાથી પણ કામ સરતું નથી; યોગી જેવી ચિત્તની શાંતિ અને સતત જાગ્રતિ જાળવવાં પડે છે. ચૂંટણીમાં સ્વભાવના ખૂણાખાંચા અગર અણીઓ ઘસી નાખવી પડે છે. ગમે તે વ્યક્તિ ફાવે તેવા અને ફાવે તેવી ભાષામાં જે જે સવાલો પૂછે તે સઘળાના જવાબો બને ત્યાં સુધી હસતે મોએ અગર ઉપરે નમ્રતા દાખવીને જ આપવા પડે છે. પૈસાના અગર ડહાપણના અભિમાનને કડવો ઘૂંટડો ગણી ગળી જવાં પડે છે. ચૂંટણીને એ રીતે સમતાવાદના શિક્ષણની પહેલી શાળા ગણવી જોઈએ.

નારદ મુનિની પેઠે શ્રીમંતોની હવેલીથી માંડીને ગરીબની ઝૂંપડી સુધી સર્વ સ્થળે ઘૂમવું પડે છે, અને જરૂર પડતાં નારદ-વેડા કરીને અંદરોઅંદર કલહ પણ જગાડવો આવશ્યક બને છે. રાજકારણકુશળ મહાવિદ્વાનથી માંડીને અક્ષરશત્રુ ગમાર ગામ-ડિયા પાસે પણ પોતાના પક્ષની રજૂઆત કરવી પડે છે અને પોતાનો જ પક્ષ દેશની આજની દારુણ દશામાંથી શી રીતે સહુને છોડાવશે એ વાત તેમને ગળે ઉતારવી પડે છે. પોતાના જ પક્ષના મતદારો તેમ જ અનિશ્ચિત મતવાળા વર્ગ પાસે પણ ધીરજથી પ્રચારને વહેતો મૂકવો પડે છે જાહેર સભાઓમાં સવાલજવાબોથી માંડીને પથરા ઊડે એવી પરિસ્થિતિનો પણ રણસંગ્રામની પેઠે હિંમતપૂર્વક સામનો કરવો પડે છે; સિવાય ઘેર ઘેર ભટકીને ( House to House fight ) ચર્ચા કરવાના વ્યક્તિગત પ્રસંગો અનુભવાય છે.

સહુથી વધારે અગત્યની બાબત તે છાપાંઓ મારફતના પ્રચારની છે. આ વિષે ભારે કાળજીપૂર્વક કામ લેવું જોઈએ છે અને સંયોગ-વશાત ભારે કુશળતાપૂર્વક એ પ્રયોગ અજમાવવો પડે છે. યુદ્ધમાં

જેમ મનુષ્યબળ, દ્રવ્યબળ અને સાધનબળ (Men, money and munition) અનિવાર્ય છે અને તેનો સંગ્રહ પણ સારા પ્રમાણમાં રાખવો પડે છે, તે જ પ્રમાણે ચૂંટણીમાં આ સઘળાં સાધનો વિના વિજય હાસલ કરવો મુશ્કેલ છે.

ચૂંટણીઓ અંગે મહાસભાની કારોબારીનું જાહેરનામું પ્રસિદ્ધ થતાં જ આ યુદ્ધનાં નગારાં વાગી ચૂક્યાં હતાં. શંખ ફુંકાઈ રહ્યો હતો કાર્યકરોએ સઘળે સ્થળે પોતપોતાનાં કામોનો આરંભ કરી દીધો હતો. મેં પહેલું ભાષણ નાસિકમાં આપ્યુ. ત્યાંથી માલેગાંવ, ચાળીસગાંવ, જળગાંવ, ભુસાવળ, અમળનેર, ધૂળિયા વગેરે સ્થળે પણ પહોંચ્યો સભામાં લોકો મોટી સંખ્યામાં હાજર રહેતા હતા. કોમી ચુકાદો, ગજકીય સુધારાઓ, હિંદુ–મુસ્લિમ ઐક્ય, હરિજનઉદ્ધાર વગેરે પ્રશ્નો અંગે શકાઓ રજૂ કરવામાં આવતી અને હું તેમના ખુલાસા પણ આપતો હતો.

કોમી ચુકાદા પરત્વેનુ મહાસભાનુ વલણ વ્યાજબી હતું એ જાણ્યા છતાં ભણેલો વર્ગ એનો સ્વીકાર કરવા તૈયાર નહોતો. એ ચુકાદાને પરિણામે પ્રાંતિક સવાલોમાં હિંદુ તેમજ મુસલમાન બંને કોમો પર ન્યાય–અન્યાય સરખી રીતે ઊતરતો હતો. બંગાળ અને પંજાબમાં મુસલમાનો સંખ્યામાં વધારે હતા, છતાં ચુકાદાને પરિણામે બંગાળ પ્રાંતિક ધારાસભામાં મુસલમાનોની બહુમતી થઈ શકતી નહોતી પંજાબમાં તો મુસ્લિમ અને બિનમુસ્લિમ જનતાનું પ્રમાણ ૫૧ અને ૪૯ ટકાએ આવી ઊભું હતું. બંગાળમાં ગોરાઓએ પોતાની સંખ્યાના પ્રમાણમાં વધારે બેઠકો મેળવીને આ બંને કોમો પર ખુલ્લો અન્યાય કર્યો હતો. પણ આ ચુકાદાનું ખરું ઝેર તો વડી ધારાસભામાં ફૂટી નીકળ્યું હતું. ત્યાં વધુ સંખ્યાવાળી હિંદુ કોમને મળતું પ્રતિનિધિત્વ બહુમતી ધરાવતું નહોતું કોમવાર પ્રતિનિધિત્વ જાહેર કરીને ખંધી બ્રિટિશ મુસદ્દીગીરીએ સ્વાતંત્ર્યની સામે–લોકશાહી સામે એક નવો જ મોરચો

રચ્યો હતો. ઉપરાંત વળી બીજાં હિતો ધરાવનારા એટલે કે જમીનદારો, વેપારીઓ, ઉદ્યોગપતિઓ, પછાતવર્ગ, સરદાર ઈનામદાર વગેરેને પણ પ્રતિનિધિત્વ આપીને પ્રગતિશીલ રાજકારણ સામે એક બીજો મોરચો પણ ગોઠવવામાં આવ્યો હતો. લોકશાહી સ્વાતંત્ર્યનું બંધારણીય સ્વરૂપ જવાબદાર ધારાસભાઓ ગણાય અંગ્રેજી રાજકારણના આ સિદ્ધાંતનો હિંદુસ્તાનના રાજકારણમાં પણ સ્વીકાર કરવામાં આવ્યો હતો. જવાબદાર ધારાસભાઓની રચના સફળ બનાવવી હોય તો તેમાં બે મુખ્ય રાજકીય પક્ષોની અનિવાર્યપણે જરૂર હોય એ હકીકત વીસરી ન જ શકાય. જે પક્ષ ચૂંટણીમાં વધુમતી સંખ્યામાં ચૂંટાઈ આવે તે પક્ષ પ્રધાનમંડળ રચે અને ધારાસભામાં વધુમતી ધરાવતો હોય ત્યાં સુધી રાજ ચલાવે: એ શિરસ્તો ધારાપોથીમાં લખેલ ન હોય તોપણ એનો અમલ તો થાય જ છે. આ બંને પક્ષો સુસંઘટિત, રાજકીય કાર્યક્રમ ઉપર સ્થપાયેલા અને રાજકીય ધ્યેય તથા દૃષ્ટિ અનુસાર કામ કરતા હોય એ પણ એટલું જ જરૂરી છે. કોમી ચુકાદાને પરિણામે આમ બનવું અશક્ય ન હોય તોપણ મુશ્કેલ તો બન્યું જ હતું. રાજકીય કાર્યક્રમ પર વધારે જોર દેવામાં આવે કે તુરત કોમી હિતને અંદર ઘુસાડી શકાય તેવી આમાં છટકબારી હતી. દરેક બાબતને કોમીવાદની દૃષ્ટિએ તપાસી શકાય એવી એમાં શકયતા હતી. પરિણામે પંજાબ, બંગાળ અને સિંધમાં સુસંઘટિત વધુમતીવાળો રાજકીય પક્ષ રચાય તે મુશ્કેલ હતું, અને એથી ધારી બહુમતી અને પક્ષ-સંઘટનાને જોરે ગવર્નરને નમાવવાનું અશક્ય બની ગયું હતું. આમ કોમી ચુકાદાને પરિણામે કેટલાક પ્રાંતોમાં ગવર્નરની સત્તા કશા બીજા કાયદાઓ વિના અખંડ સચવાઈ રહે એવી રચના યોજાઈ હતી.

ઉપરની બધી બાબતો લક્ષમાં રાખી હું કોમી ચુકાદા પરત્વેનું મારું દૃષ્ટિબિંદુ રજૂ કરતો હતો. સરકારે આપેલા કોમી ચુકાદાનો સ્વીકાર કરવામાં ઉપર બતાવ્યું તેમ ભૂલ થતી હતી; તે

સાથે જો એનો અસ્વીકાર કરવામાં આવે તો મુસલમાનો અને લઘુસંખ્યાવાળા વર્ગને એમ જ લાગે કે પોતાને ખાસ લાભ મળ્યા છે તેનો મહાસભા વિરોધ કરે છે, એથી કોમી ચુકાદો અમાન્ય કરવાનું મહાસભા માટે આવકારદાયક નહોતું.

બંધારણ અમલમાં મુકાયા પછી 'કોમી ચુકાદો' લઘુમતીવાળાઓને પોતાને પણ ફાયદાકારક નથી એવું અવશ્ય જણાઈ આવશે, એમ કેટલાક દીર્ઘદૃષ્ટિવાળાઓ જોઈ શકતા હતા, અને ભાવિ અનુભવે તેમની ખાતરી પણ કરાવી દીધી કોમી ચુકાદા સામેના ઉપાય તરીકે આર્થિક કાર્યક્રમ-સમાનતાના સિદ્ધાંત ઉપર રચાયેલો આર્થિક કાર્યક્રમ હોઈ શકે એ વાત પણ હું માંડી રહ્યો હતો. બુદ્ધિથી લોકો એ વાત સમજતા હતા, પણ હિંદુ-મુસલમાનના સવાલને આગળ ધરીને કેવળ ખોટી લાગણીવશતાને ચૂંટણીમાં ઉત્તેજન અપાતું હતું અને તેથી લોકો ઉશ્કેરાઈ રહ્યા હતા. એમાં મોટો ભાગ ઉજળિયાત શિક્ષિતવર્ગનો, ખાસ કરીને બ્રાહ્મણોનો હતો.

બેશક એ આખો વર્ગ આવી જ મનોવૃત્તિ ધરાવતો હતો એમ તો ન જ કહેવાય. કોમી ચુકાદો જાહેર થયાને બે વર્ષ વીતી ગયાં હતાં; અને છતાં જે ઉમેદવારો ચૂંટણી માટે અત્યારે ઊભા હતા તેમણે એ સમય દરમિયાન આ પ્રશ્ન અંગે કશું પણ કર્યું નહોતું. ચળવળ ચાલતી ન હોય તે વેળા મહાસભાવાદી બની ધારાસભામાં ઘૂસી જવું, પરંતુ મહાસભા તરફથી જ્યારે કશી ચળવળ ચાલુ હોય ત્યારે તેમાંથી સાવ અદૃશ્ય બની જવું, એ એમની રીતિ હતી! સિવાય હરિજનઉદ્ધાર સરખી સાચી પરંતુ લોકરુચિને અણગમતી બાબત મહાસભાના કાર્યક્રમમાં આવે ત્યારે માત્ર લોકભીતિથી જ એમાંથી ખસી જનારો વર્ગ પણ ઉમેદવાર તરીકે ઊભો હતો!

ઑગસ્ટ, સપ્ટેમ્બર, ઑક્ટોબર અને નવેમ્બરની ૧૦મી સુધી એટલે આશરે સાડાત્રણ મહિના દરમિયાન મેં લગભગ ૪૦૦ ઉપરાંત સભાઓમાં ભાષણો આપ્યાં હતાં; ખાનગી મુલાકાતો, ચર્ચાઓ,

સવાલજવાબો વગેરે તો જુદું જ ! સાતપુડાની તળેટીથી કૃષ્ણા નદીના કિનારા સુધીનાં સેંકડો ગામોમાં હજારો માઇલિનો પ્રવાસ કરી લાખો લોકોને મહાસભાની ચૂંટણીનું ધોરણ હું સમજાવી ચૂક્યો હતો. અગાઉની ચળવળો દરમિયાન શહેરો બહાર મેં ભાગ્યે જ પગ દીધો હશે; આ વેળાના પરિભ્રમણમાં હું સાચી જનતાનો નિકટ સંપર્ક સાધી શક્યો. ખેડૂતોની ઝૂંપડીઓ અને હરિજનવાસના કૂબાઓમાં ઘૂમીને હું તેમનાં હૈયાં પારખી શક્યો. એ હૈયાંઓમાં મહાસભા પ્રત્યેનો અપૂર્વ પ્રેમ, એના કાર્યકરોએ કરેલા ત્યાગો અને વેઠેલાં કષ્ટોની સાચી પિછાન અને તેમના પ્રત્યેનો આદર ભાવ ભારે મોટા પ્રમાણમાં હું વાંચી શક્યો

અસંખ્ય આંખો અને અનેક ભુજાઓવાળું જનતાનું એ વિશ્વરૂપ–દર્શન હું પહેલી જ વાર મારી સગી આંખે ત્યાં પામી શક્યો. એ સહુની સાથે હું ભળી ગયો–તેમાંનો એક બની ગયો ! પરિણામે મારી આત્મશ્રદ્ધા વધારે દૃઢ બની; છાપાંઓની કઠોર ટીકાઓને અણુકારવાનું મેં છોડી દીધું. શહેરની સભાઓમા નજરે આવતા ટંડાબખેડા અગર ફેંકાતા પથ્થરો મારે મન કશા હિસાબમાં ન રહ્યા.

મેં ગામડામાં જે જોયું, જે મારા અંતરમાં સોંસરવું ઊતરી ગયુ, જેણે મારા હૃદયને છેક પલટી નાખ્યું જેણે દિલમાં મહાન ક્રાંતિ આણી, એ અનુભવે જ નંદરબારની સભામાં થયેલા વાદવિવાદને અંતે મારા મોંમાથી શબ્દો બોલાવ્યા : " હૃદયહીન, જડ, સંકુચિત બુદ્ધિવાદ દ્વારા તમે ઉજળિયાત વર્ગના લોકો ગમે તેટલો વિરોધ દર્શાવો, પરતુ આજે પરમાત્માએ મારા શબ્દોમાં, મારી વાણીમાં એવું સામર્થ્ય રેડ્યું છે કે એને જોરે સારા મ મહારાષ્ટ્રની આમ જનતાના હૃદયરૂપી પારિજાતકને હલાવીને તેમના મતરૂપી લાખો પુષ્પોનો પુંજ હું અવશ્ય જમાવી શકીશ એ વિષે નિઃશંક રહેજો "

સાથે જો એનો અસ્વીકાર કરવામાં આવે તો મુસલમાનો અને લઘુસંખ્યાવાળા વર્ગને એમ જ લાગે કે પોતાને ખાસ લાભ મળ્યા છે તેનો મહાસભા વિરોધ કરે છે, એથી કોમી ચુકાદો અમાન્ય કરવાનું મહાસભા માટે આવકારદાયક નહોતું.

બંધારણ અમલમાં મુકાયા પછી 'કોમી ચુકાદો' લઘુમતીવાળાઓને પોતાને પણ ફાયદાકારક નથી એવું અવશ્ય જણાઈ આવશે એમ કેટલાક દીર્ઘદષ્ટિવાળાઓ જોઈ શકતા હતા. અને ભાવિ અનુભવે તેમની ખાતરી પણ કરાવી દીધી કોમી ચુકાદા સામેના ઉપાય તરીકે આર્થિક કાર્યક્રમ–સમાનતાના સિદ્ધાંત ઉપર રચાયેલો આર્થિક કાર્યક્રમ હોઈ શકે એ વાત પણ હું માંડી ગયો હતો. બુદ્ધિથી લોકો એ વાત સમજતા હતા, પણ હિંદુ–મુસલમાનના સવાલને આગળ ધરીને કેવળ ખોટી લાગણીવશતાને ચૂંટણીમાં ઉત્તેજન અપાતું હતું અને તેથી લોકો ઉશ્કેરાઈ રહ્યા હતા એમાં મોટો ભાગ ઉજળિયાત શિક્ષિતવર્ગનો, ખાસ કરીને બ્રાહ્મણોનો હતો

બેશક એ આખો વર્ગ આવી જ મનોવૃત્તિ ધરાવતો હતો એમ તો ન જ કહેવાય કોમી ચુકાદો જાહેર થયાને બે વર્ષ વીતી ગયાં હતાં, અને છતાં જે ઉમેદવારો ચૂંટણી માટે અત્યારે ઊભા હતા તેમણે એ સમય દરમિયાન આ પ્રશ્ન અંગે કશું પણ કર્યું નહોતું ચળવળ ચાલતી ન હોય તે વેળા મહાસભાવાદી બની ધારાસભામાં ઘૂસી જવું, પરંતુ મહાસભા તરફથી જ્યારે કશી ચળવળ ચાલુ હોય ત્યારે તેમાંથી સાવ અદૃશ્ય બની જવું, એ એમની રીતિ હતી ! સિવાય હરિજનઉદ્ધાર સરખી સાચી પરંતુ લોકરુચિને અણગમતી બાબત મહાસભાના કાર્યક્રમમાં આવે ત્યારે માત્ર લોકભીતિથી જ એમાંથી ખસી જનારો વર્ગ પણ ઉમેદવાર તરીકે ઊભો હતો !

ઑગસ્ટ, સપ્ટેમ્બર, ઑક્ટોબર અને નવેમ્બરની ૧૦મી સુધી એટલે આશરે સાડાત્રણ મહિના દરમિયાન મેં લગભગ ૪૦૦ ઉપરાંત સભાઓમાં ભાષણો આપ્યાં હતાં, ખાનગી મુલાકાતો, ચર્ચાઓ,

સવાલજવાબો વગેરે તો જુદું જ ! સાતપુડાની તળેટીથી કૃષ્ણા નદીના કિનારા સુધીનાં સેંકડો ગામોમાં હજારો માઇલનો પ્રવાસ કરી લાખો લોકોને મહાસભાની ચૂંટણીનું ધોરણ હું સમજાવી ચૂક્યો હતો. અગાઉની ચળવળો દરમિયાન શહેરો બહાર મેં ભાગ્યે જ પગ દીધો હશે; આ વેળાના પરિભ્રમણમાં હું સાચી જનતાનો નિકટ સંપર્ક સાધી શક્યો. ખેડૂતોની ઝૂંપડીઓ અને હરિજનવાસના કૂબાઓમાં ઘૂમીને હું તેમનાં હૈયાં પારખી શક્યો. એ હૈયાંઓમાં મહાસભા પ્રત્યેનો અપૂર્વ પ્રેમ, એના કાર્યકરોએ કરેલા ત્યાગો અને વેઠેલાં કષ્ટોની સાચી પિછાન અને તેમના પ્રત્યેનો આદર ભાવ ભારે મોટા પ્રમાણમાં હું વાંચી શક્યો.

અસંખ્ય આંખો અને અનેક ભુજાઓવાળું જનતાનું એ વિશ્વરૂપ-દર્શન હું પહેલી જ વાર મારી સગી આંખે ત્યાં પામી શક્યો. એ સહુની સાથે હું ભળી ગયો—તેમાંનો એક બની ગયો ! પરિણામે મારી આત્મશ્રદ્ધા વધારે દૃઢ બની; છાપાંઓની કઠોર ટીકાઓને ગણકારવાનું મેં છોડી દીધું. શહેરની સભાઓમાં નજરે આવતા ટંડાબખેડા અગર ફેંકાતા પથ્થરો મારે મન કશા હિસાબમાં ન રહ્યા.

મેં ગામડામાં જે જોયું, જે મારા અંતરમાં સોંસરવું ઊતરી ગયું, જેણે મારા હૃદયને છેક પલટી નાખ્યું, જેણે દિલમાં મહાન ક્રાંતિ આણી, એ અનુભવે જ નંદરબારની સભામાં થયેલા વાદવિવાદને અંતે મારા મોમાંથી શબ્દો બોલાવ્યા : "હૃદયહીન, જડ, સંકુચિત બુદ્ધિવાદ દ્વારા તમે ઉજળિયાત વર્ગના લોકો ગમે તેટલો વિરોધ દર્શાવો, પરંતુ આજે પરમાત્માએ મારા શબ્દોમાં, મારી વાણીમાં એવું સામર્થ્ય રેડ્યું છે કે એને જોરે સારા ય મહારાષ્ટ્રની આમ જનતાના હૃદયરૂપી પારિજાતકને હલાવીને તેમના મતરૂપી લાખો પુષ્પોનો પુંજ હું અવશ્ય જમાવી શકીશ એ વિષે નિઃશંક રહેજો."

ખરું જોતાં તો સ્વાતંત્ર્ય ખાતર અનેક જાતના ત્યાગો કરીને, અપાર કષ્ટો સહીને લડતને મોખરે ઝૂઝનારો પક્ષ તો મહાસભાનો પક્ષ જ છે સંપૂર્ણ સ્વાતંત્ર્ય મહાસભાનું ધ્યેય હતું. અને એ જ કારણે એને જળમૂળથી ઉખેડી નાખવા માટે અંગ્રેજ સત્તાએ સામ-દામ-દંડ-ભેદ વગેરે બધી જાતના ઉપાયો યોજવા માંડ્યા હતા. અંગ્રેજ મુસદ્દીઓ એમ સિદ્ધ કરવા માગતા હતા કે આમ વર્ગ તો સરકારની પાછળ જ છે; મહાસભાને લોકોનું જરા ય પીઠ-બળ નથી; કેવળ અવળચંડાઈ કરી અશક્ય ધ્યેયની પાછળ પડેલી એ આપખુદ સંસ્થા જ માત્ર છે. અર્થાત્ આમવર્ગ કોના પક્ષમાં છે એ કાયદેસર રીતે અને છેવટના નિકાલરૂપે નક્કી કરવું હોય તો તે માટેનો આજનો માર્ગ માત્ર ચૂંટણીપદ્ધતિ જ છે અને લોકમતના નિર્ણયનો આ પડકાર તો મહાસભાએ ચાર વર્ષોની સખત લડતને અંતે ઝીલ્યો જ હતો. મારાં સઘળાં ભાષણોમાં હું લોકોને એક જ સવાલ પૂછતો હતો: "તમે મહાસભાની પાછળ ખરેખર ખડા છો? મહાસભાએ સંપૂર્ણ સ્વાતંત્ર્ય હાસલ કરવાનું ધ્યેય સ્વીકાર્યું છે. એની પ્રાપ્તિ અર્થે એ ઝઝૂમી રહી છે. કચડાયા છતાં ફરી ફરી મસ્તક ઉન્નત કરીને એ આગળ વધવા સતત પ્રયત્ન કર્યા કરે છે; ફરી પડે છે, ફરી ઊઠે છે; ઘાયલ મસ્તક, તૂટેલાં હાડ, અને વહેતાં રુધિરની પરવા કર્યા વિના દૃઢનિશ્ચયથી બની એ આગેકદમ બઢાવી રહી છે. એ મહાસભા તમારો સાથ માગે છે. ચૂંટણીમાં એનો નિર્ણય થવાનો છે. તમે તમારો મત કોને આપશો?" મારાં સઘળાં વ્યાખ્યાનોનો એ જ પ્રધાન સૂર રહેતો હતો. આ સમયે જો આમ-વર્ગ મહાસભાને તરછોડશે, ચૂંટણીમાં સાથ નહિ આપે, તો મહાસભા કોની ખાતર, કોને જોરે, કઈ શ્રદ્ધાથી આ બધું કરી શકે? ચૂંટણીમાં મહાસભા હારી જાય તો પરદેશમાં તેનાં કેવાં વિપરીત પરિણામો આવે-કેવા ઊલટા પ્રત્યાઘાતો થાય એનો સ્પષ્ટ ખ્યાલ પરિસ્થિતિનું પૂરું ધ્યાન કરી લોકોને હું આપી રહ્યો હતો

શ્રી. જેધે પણ વિરોધનો સખત સામનો કરી રહ્યા હતા. કોમી રાજકારણને હાથ ધરીને કેટલીક વ્યક્તિઓએ પૈસો તેમ જ પ્રતિષ્ઠા મેળવી હતી, પરંતુ આમ વર્ગનું હિત કેવળ કાગળ ઉપર જ રહી ગયું હતું! બ્રાહ્મણેતર કાર્યકરો માટે મહાસભામાં દાખલ થવાથી જ વધારે વ્યાપક ક્ષેત્ર મેળવી શકાય, એ પોતાનું દૃષ્ટિબિંદુ શ્રી જેધે વિના સંકોચે, રજૂ કરતા હતા. સત્યશોધક સમાજના સિદ્ધાંતોનો અંગીકાર કરીને તેઓ મહાસભામાં પ્રવેશ્યા હતા પોતાની નિ:સ્વાર્થ વૃત્તિની ખાતરી તેમણે આજ સુધીની હરેક લડતમાં સામેલ થઈને કરાવી આપી હતી. બ્રાહ્મણેતરોનું હિત સાધવામાં કેવળ મરાઠાઓનું જ નહિ પરંતુ સઘળા આમ વર્ગનું હિત જળવાતું હતું— અગર મારા શબ્દો વાપરું તો 'have not' (સંપત્તિહીન) વર્ગનું હિત સધાતું હતુ—એ એમનું કથન, એમની અણુતરી તદ્દન સાચી હતી. અર્થાત્ એ હિત સાધવાનો ઉપાય વધારે પ્રમાણમાં સરકારી નોકરીઓ મેળવવી એ નહિ પરંતુ સંપૂર્ણ સ્વાતંત્ર્યપ્રાપ્તિ જ હોઈ શકે, એ મુદ્દો સહેલાઈથી ગળે ઊતરે તેવો પણ હતો ચૂંટણીમાં લોકમત કોને પક્ષે છે એ મુખ્ય પ્રશ્નને જ નજર સામે રાખીને અમે બંને આખો પ્રચારનો કાર્યક્રમ ધપાવે જતા હતા.

ઑક્ટોબરની ૧૫મી તારીખે સઘળા ઉમેદવારોનાં ઉમેદવારી પત્રકો તપાસાયાં અને હું, શ્રી જેધે, શેઠ વાલચંદ હીરાચંદ શ્રી. ગુંજાળ, સરદાર પાટણકર અને શ્રી બટાણે એટલાં નામો ઉમેદવારો તરીકે મંજૂરી પામ્યાં

કમિશનરની ઑફિસમાં શ્રી. જેધેની ઉમેદવારી સામે લેવાયેલ વિરોધ પતી ગયા પછી વાલચંદ શેઠે મને કહ્યું: 'આપણે આ ચૂંટણી આદર્શ બને એવું ન કરીએ? સભાઓ, ભાષણો, એમાં થતા ટંટાબખેડા એ બધુ ન થતા સઘળું શાંતિથી પાર પડે એવુ કશુક કરીએ તો?"

મેં જવાબ આપ્યો. "આ પળે જો તમે મહાસભા તરફના જ

ઉમેદવાર તરીકે ઊભા રહેવા સંમતિ આપતા હો તો હું મારી ઉમેદવારી પાછી ખેંચી લઉં; એ રીતે ચૂંટણીમાં તમને બંનેને સફળતા મેળવી આપવામાં મારાથી બનતું સઘળું કરી છૂટવા હું તૈયાર છું. ચાર વરસ જેલમાં આવ્યાં છે એટલે આજે ચૂંટણીમાં જોઈતું દ્રવ્યબળ પણ મારી પાસે નથી. આથી તમે મારું કહેવું સ્વીકારો તો તો ઘણું સારું !"

પણ તેમણે તો કહી દીધું: "એ બની શકે તેમ નથી."

તુરત જ મેં તેમને સંભળાવ્યું: "તમારી પાસે પૈસો છે; એ પૈસો તમારું કામ કરી આપશે. હજારો લોકો તમારા નોકર છે; એઓ પણ તમારા માટે જ મહેનત કરવાના. મારી પાસેનાં સાધનોમાં કેવળ મારી વક્તૃત્વશક્તિ અને પ્રચાર જ છે એ બંધ કરી દેવાનું તમે સૂચવો એ વ્યાજબી નથી. તમે ચૂંટણીમાં ઉમેદવાર તરીકે ઊભા છો એ કારણે તેમ જ તમારા પ્રચારને પરિણામે વર્ગકલહ [ Class war ] તો અપરિહાર્ય છે; મારો એ પ્રત્યે અણગમો નથી, જો કે મહાસભા એ ટાળવા ઇચ્છે છે." પછી મેં અંગ્રેજીમાં ઉમેર્યું: "Remember I shall hit you and hit you hard, but not below the belt. ( હું તમારા પર પ્રહાર કરીશ, અવશ્ય જબરા પ્રહાર કરીશ; પરંતુ હું અધર્મયુદ્ધ તો નહિ જ આચરું. )"

વાલચંદ શેઠે મારી પેઠે જ જોષીને પણ વિનંતી કરી અને તેમણે પણ એનો અસ્વીકાર કર્યો. સજાને લીધે ગણાતી ઉમેદવારીની નાલાયકી સરકારે દૂર કરી દીધી એથી તેમને એક નિરાશા તો સાંપડી જ હતી; કેશવરાવ જોષીની ઉમેદવારી સામે રજૂ કરાયેલ આક્ષેપનો અસ્વીકાર થવાથી બીજી પણ નિરાશા આવી પડી; અને ઉક્ત વિનંતિઓના અસ્વીકારે એ નિરાશાનો આંકડો ઊંચે ચડાવ્યો. પરિણામે સઘળા વિરોધપક્ષના ઉમેદવારો સમજી ચૂક્યા કે ચૂંટણીનો જંગ હવે બરોબર જામવાનો છે !

તા. ૧૫ મી ઑક્ટોબરથી તા. ૧૪ મી નવેમ્બર સુધીનો આખો મહિનો પૂરેપૂરી કસોટીનો હતો મહાસભા પાસે માનવી બળની ઊણપ નહોતી. મહારાષ્ટ્ર વિષે ગાંધીજી તો હમેશાં એમ જ કહેતા આવ્યા છે કે "મહારાષ્ટ્ર તો કાર્યકરોનો જબરો મધપૂડો છે." ( Maharashtra is a beehive of workers ) એમનું એ કથન સંપૂર્ણપણે સાચું પણ છે. શહેર તેમ જ ગામડાંઓમાં ઘૂમીને અનેક મતદારો પાસે પહોંચી જઈને, સંખ્યાબંધ કાર્યકર્તાઓ પ્રચારકાર્ય કરી રહ્યા હતા. ખભામાંથી દાણેદાણો વીણી લઈએ તેમ મતદારોનાં નામો અર્થે મતદારસંઘનું પાનેપાનું શોધાઈ રહ્યું હતું. અંગ્રેજીમાં Combing the constituency કહેવાય છે તેમ આખા મતદાર સંઘનો વાળેવાળ પીંખાઈ રહ્યો હતો. છાપાંઓમાં સઘળા ઉમેદવારો અંગેનું પ્રચારકાર્ય જોસભેર ચાલી રહ્યું હતું. કેવળ મહાસભા અંગેનું જ પ્રચારકાર્ય તો એકલું 'નવાકાળ' છાપું જ મુખ્યત્વે કરતું હતું; બીજાં વર્તમાનપત્રો દ્વારા છૂટો-છવાયો પ્રચાર થતો હતો. 'નવાકાળે' તો મહાસભાના વિરોધી ઉમેદવારોનાં જાહેરનામાંઓ છાપવાની પણ ના પાડી, અને એ રીતે મહાસભા પ્રત્યેનું પોતાનું પ્રખર અભિમાન અને શ્રદ્ધા વ્યક્ત કર્યાં. 'કેસરી' અને તેનાં પાંખિયાં છાપાંઓએ અમારા મતની વિરુદ્ધમાં —ખાસ કરીને મારી વિરુદ્ધમાં વધારે પ્રમાણમાં ઝેરી પ્રચાર વહેતો મૂક્યો હતો. ઊલટી હકીકતો, અસંગત બાબતો અને પુષ્કળ દ્વેષભાવ એ ત્રણે અંગોમાં 'ત્રિકાળ' છાપાએ તો ભારે પરાક્રમ દર્શાવ્યું હતું. ખોટા સમાચારો અને ન ઉચ્ચારાયેલા શબ્દો છાપીને સત્યનિષ્ઠા નહિ પરંતુ પક્ષનિષ્ઠા દર્શાવવામાં એણે પહેલો નંબર મેળવ્યો હતો !

અવારનવાર વ્યક્તિગત રીતે 'સકાળ,' 'વિવિધવૃત્ત' અને 'જ્ઞાનપ્રચાર' મને મદદ કરી રહ્યાં હતાં. 'સમર્થ' વગેરે 'મહાસભાનાં જ સ્થાનિક જિલ્લાઓનાં છાપાં હતાં તેઓ ખરા દિલથી મહાસભાના ઉમેદવારો અંગે પ્રચાર કરતાં હતાં. અમે ટપાલ દ્વારા

કશો પ્રચાર હાથ ધર્યો નહોતો. કાર્યકર્તાઓ અને મહાસભા સમિતિઓ અમારાં હસ્તપત્રકો ગામેગામ પહોંચાડવાનું કાર્ય કરતાં. અમારી પાસે પૈસાનું જોર ઘણું ઓછું હતું; કાર્યકરો સામે વાહનોનો સવાલ વિકટ રૂપ ધરી રહ્યો હતો. એ અર્થમાં શ્રી. જોષે શક્તિશાળી હતા; મારી સ્થિતિ તો એમાં પણ દૂબળી હતી. વિરોધ પક્ષના ઉમેદવારો સહુ પૈસાદાર હતા, સિવાય તેમના પક્ષે પરંપરાગત આગેવાનો તેમ જ પ્રતિષ્ઠિત સમાજ ખડો હતો. છતાં હાથ ધરેલું કામ સફળતાથી પાર પાડવાનો અમારો નિશ્ચય અણનમ હતો. મિત્રોએ તેમ જ સંબંધીઓએ સારી સહાય કરી. એમણે આપેલી સહાય યથાકાળે અમે પાછી પણ આપી. છતાં એમણે દર્શાવેલ પ્રેમનું ઋણ કદી ચૂકવાય તેવું નથી—એ ઋણ વીસરી શકાય તેવું નથી. એ સહુમાં પણ એક વ્યક્તિના નામનો ઉલ્લેખ કર્યા વિના તો ચાલે તેવું જ નથી. શ્રી. ગ સ. મગઠેનું નામ ઉમેદવાર તરીકે જાહેર કરાયું હતું પરંતુ અનેકોની સૂચના પછી તેમણે પોતાનો વિચાર માંડી વાળ્યો એટલું જ નહિ પરંતુ મને એક કાગળ લખી અંદર સારી એવી રકમનો ચેક પ્રચાર અર્થે મારે વાપરવો—અને અનુકૂળતાએ રકમ પાછી મોકલવી—એવી વિનંતિ સહ તેમણે બીડી મોકલ્યો. મેં સાભાર ચેક પરત કર્યો; પરંતુ તેમની એ દિલાવરવૃત્તિ હું વીસરી નહિ શકું.

પૈસાની પૂરતી કરકસર કરીને અને વધારેમાં વધારે મહેનત ઉઠાવીને, ટૂંકમાં પૈસો ઓછો પરંતુ પરિશ્રમ પુષ્કળ એ સિદ્ધાંતનું અવલંબન કરીને અમે ચૂંટણીનું કામ ધપાવે રાખ્યું હતું. ૧૬ મી ઑકટોબરથી ૨૫ મી ઑકટોબર સુધીમાં અમે બન્ને ખાનદેશો (પૂર્વ અને પશ્ચિમ) નો ખૂણેખૂણો ખૂંદી વળ્યા. વિશાળ સભાઓ, પળેપળે વધતું જતું વક્તૃત્વ, કાર્યકર્તાઓનો ઊછળતો ઉત્સાહ, એ બધાએ કમાલ કરી.

પશ્ચિમ ખાનદેશનું ભ્રમણ પૂરું કરી પૂર્વ ખાનદેશની

હદમાં ચોપડા વિસ્તારમાં દાખલ થઈએ ત્યાં અપ્રેર નદી આવે છે. નદીના મધ્ય પ્રવાહમાં પશ્ચિમ ખાનદેશવાળા શ્રી બાલુભાઈએ ચોપડાના શ્રી મગનશેઠના તાબામાં મને સોંપતી વેળા કહ્યું: "કાકાસાહેબ, ! તમે પશ્ચિમ ખાનદેશ તો પૂરેપૂરો સર કરી લીધો છે. હવે પૂર્વ ખાનદેશમાં પણ એવા જ સફળ થજો." પૂર્વ ખાનદેશમાં શ્રી. જોધે અને શ્રી બાગડે બંને જણા પ્રચારકાર્ય, સભાઓ, મુલાકાતો, ચર્ચાઓ વગેરે તો ચલાવી જ રહ્યા હતા.

તા ૨૫ મી ઓક્ટોબરે પૂર્વ ખાનદેશનું કાર્ય આટોપીને મહાસભાના અધિવેશન સારુ અમે મુંબઈ પહોંચ્યા. અધિવેશનને નિમિત્તે મુંબઈમાં આખા ય પ્રાંતના કાર્યકરો એકઠા મળ્યા હતા. સહુએ પોતપોતાના અનુભવો ત્યાં સંભળાવ્યા. અગાઉની ચૂંટણી વેળા માત્ર તાલુકાનાં ગામોમાં જ ચૂંટણીમથકો રખાયાં હતાં; આ વેળા સરકારે દરેક તાલુકામાં પાંચપાંચ છ છ સ્થળોએ એ મથકો ગોઠવ્યાં; પરિણામે અમને તો એક વધુ અનુકૂળતા મળી. અમારા પક્ષના મતદારોનો મોટો ભાગ ગામડાઓમાંથી હતો; ચૂંટણીનાં મથકોની સંખ્યા વધવાથી એ વર્ગ વધારે સંખ્યામાં હાજર રહી શકે એ સ્વાભાવિક હતું. પરંતુ તે સાથે એ બધાને ત્યાં હાજર લાવવા કરવા સારુ જે મોટી સંખ્યામાં વાહનો જોઈએ તેનું શું ? પાસે પૈસો નહોતો, તેમ ભાડેથી વાહનો ગોઠવવાં તે ગેરકાયદેસર હતું; ખાનગી વાહનોવાળા મોટે ભાગે પૈસાદાર વર્ગના હોઈ તેઓ અમારા વિરોધી વર્ગના પક્ષના હતા. દરેક સ્થળે આમવર્ગની સહાનુભૂતિ સંપૂર્ણ હતી, પરંતુ વાહનસાધનો બહુ જ મર્યાદિત હતાં. આ પરિસ્થિતિમાં પરિણામ પરત્વે અનિશ્ચિતતા અને ભય

પરિસ્થિતિમાં બંને બેઠકો માટે પ્રયત્ન કરી નિષ્ફળતા મેળવવાને બદલે જો શ્રી. માડગીલને બેસારી દેવામાં આવે અને એકલા જોષેને ઊભા રાખવામાં આવે તો જ સફળતા મળે; એ વિના કામ થવું અશક્ય છે."

સ્વ. મહાદેવભાઈ તે વેળા હાજર હતા. તેમણે એ હકીકત ગાંધીજીને જણાવી. સંયોગવશાત્ પ્રદર્શનના મંડપમાં તે જ દિવસે ગાંધીજી આવેલા ત્યારે હું તેમને મળ્યો તેમણે પહેલો જ સવાલ એ પૂછ્યો: "ચૂંટણીમાં કામ કેમ ચાલી રહ્યુ છે? તમારે અંગે શી પરિસ્થિતિ છે? ( How do you stand ! )"

મેં કહ્યું: "ગામડાંઓના ખેડૂત મતદારો સહુ અમને જ મત આપશે. વેપારીવર્ગ દ્વિધાવૃત્તિવાળો છે છતાં વધારે સંખ્યામાં તેઓ પણ અમને મત આપશે વિરોધમા માત્ર ઉપલો ઉજળિયાત વર્ગ છે, અને તે ઝેરી પ્રચાર આદરી રહેલ છે છતાં ખરે વખતે કશું અણધાર્યું બની જશે ( Land-slide ) અને એ વર્ગમાંથી પણ થોડાએક મતો મેળવશુ એમ લાગે છે."

તેમણે પૂછ્યુઃ "તો શુ કરીએ એમ તમારું માનવુ છે? ( What should be done ! )"

અને મેં પણ ખરા દિલથી છતાં હસતાં હસતાં જવાબ વાળ્યો: "મારે માટે પ્રાર્થના કરો." (Please, pray for me.) જેના જવાબમાં ગાંધીજીએ પોતાનું અનુપમ અને અર્થપૂર્ણ હાસ્ય કર્યું. એને ચૂંટણીમાં અમને બંનેને મળવાની સફળતાના શુભ-શુકન ગણીને મેં રજા લીધી.

અધિવેશનને છેલ્લે છેલ્લે દિવસે મહારાષ્ટ્ર-શિબિરમાં સઘળા કાર્યકરો એકઠા મળ્યા. ગમે તે મુશ્કેલી હોય તોપણ તેને ગણકાર્યા વિના હવે બાકી રહેલા પંદર દિવસો આપણે જેલમાં જ છીએ એમ સમજી ઘેર ન રહેતાં રાતદિવસ કામમાં મંડી જવું, પ્રયત્નોને પરાકાષ્ટાએ

પહોંચાડવા અને મહારાષ્ટ્રમાં પણ મહાસભા જીવે છે, એનો પ્રભાવ હજી ઘણો પડે છે, એ દર્શાવી આપવું, એવો સહુએ દઢ નિશ્ચય કર્યો. શ્રી દેવ અને અમે બંનેએ સહુનો આભાર માન્યો, અને આખરી વીજળીક પ્રયત્નની શરૂઆત થઈ ચૂકી.

નાના મોટા અનેક કાર્યકરો થાકની પણ પરવા કર્યા વિના સ્થળે સ્થળે ઘૂમી રહ્યા હતા. તેમના પર પ્રહારો થતા હતા, પરંતુ દરેક જણ જાણે પોતે ચૂંટણીમાં ઊભો હોય એમ સમજી કામ કરતો હતો. મહાસભાની ખ્યાતિ, કાર્યકરોની પ્રતિષ્ઠા, પુણ્યબળ અને પ્રયત્ન એ સઘળાને લીધે વિજય અવશ્ય સાંપડશે એની ખાતરી ક્ષણે ક્ષણે વધતી જતી હતી. ૨૮મી ઑક્ટોબરે મેં પૂના છોડયું. ખેડ અને જુન્નર તાલુકાઓમાં અને ત્યાંથી નાસિક જિલ્લો, અહમદનગર જિલ્લો, સોલાપુર જિલ્લો અને છેવટે સાતારા જિલ્લો ફરીને તા. ૧૯ મી નવેમ્બરે મેં સાતારા શહેરમાં પ્રવેશ કર્યો. ખોટા પ્રચાર સામે વારંવાર ખુલાસાઓ આપવા છતાં તે ન છાપતાં 'કેસરી' દ્વારા દુષ્ટ પ્રચાર ચાલી રહેલો દેખી મેં પંઢરપુરથી શ્રી. તાત્યાસાહેબ કેળકરને (ન. ચિ. કેળકર) પત્ર લખી જણાવ્યું: "જે થઈ રહ્યું છે તે વ્યાજબી ન ગણાય. અઠવાડિયામાં ચૂંટણીનું તો પતી જશે; હું જ ચૂંટાઈ આવીશ એ પણ ચોક્કસ છે. પરંતુ ચૂંટણીના વારસામાં અંતે વેરઝેર બાકી રહે એ ઇષ્ટ નથી; તમે એવું થવા ન દેશો." તેમ છતાં અત્યાર સુધી થયેલ પ્રચારનું પરિણામ સાતારામાં તો પરાકાષ્ટાએ પહોંચ્યાનું જણાયું. કાર્યકરોએ રજૂ કરેલું ચિત્ર નિરાશા પેદા કરે તેવું હતું.

"આજની સભા પર સઘળો આધાર છે." એમ પણ શ્રી. ભાઉસાહેબ સોમણે ત્યાં જણાવ્યું.

રાજવાડા સામેના મેદાનમાં સાંજની સભા ગોઠવાઈ હતી. શ્રોતાસમૂહ હજારોની સંખ્યામાં એકઠો થયો હતો. ભાષણને અંતે

સવાલો પૂછવાની રજા આપવામાં આવશે એવું પ્રમુખ શ્રી. સોમણે જાહેર કર્યું, અને મેં પણ લગભગ એક કલાક સુધી પુષ્કળ શાંતિપૂર્વક બધા આક્ષેપોના રદિયા મારી સમજણ પ્રમાણે આપ્યા. સઘળી સભાઓમાં મેં આ જ પદ્ધતિ અખત્યાર કરી હતી. તેમાં વળી આ સભા તો હવે લગભગ આખરના જેવી હતી, અને રવિવારનો દિવસ હતો બુધવારે તો મતદાન શરૂ થવાનું હતું. આ સભાનું મહત્વ મેં બરાબર આંક્યું હતું, એટલે હવે છેવટનું રામબાણ હથિયાર વાપરી લેવાનો આ અવસર જવા દેવા જેવો નહોતો. સભામાં સવાલ જવાબોનું કામ પૂરું થતાં જ મેં કહ્યું:—

"મારી બુદ્ધિ અનુસાર જેટલું સમજાવી શકાય તેવું હતું તે સઘળું હું કહી ચૂક્યો છું. એટલાથી પણ જો મહાસભાનો આશય અને ધ્યેય આપના મનમાં બરાબર ઉતારી ન શક્યો હોઉં તો તેમાં ધ્યેયની ખામી નહિ પરંતુ મારી પોતાની ઊણપ જ એ બાબત તમારે ગળે ઉતારતાં આડે આવે છે એમ માનજો. હવે સવાલો વધુ ન પૂછજો; હું પણ હવે જવાબ નહિ આપું. પરંતુ અત્યારે હવે હું તમને એવા વાતાવરણમાં ખેંચી જાઉં છું જ્યાં શબ્દોને સ્થાન નથી અને વાચા અટકી પડે છે; 'यत्र वाचा निवर्तन्ते अप्राप्य मनसा सह।' જ્યાં તર્ક અને બુદ્ધિને પ્રવેશ નથી, એ વાતાવરણમાં કેવળ નિર્મળ અંતઃકરણ સાથે ધ્યેયની ભાવના સહ દાખલ થઈ શકાય છે. ભાઈઓ! તમારે ગુલામી નહિ પરંતુ સ્વતંત્રતા જોઈએ છે, એ તમે દુનિયાને શી રીતે બતાવી આપવાના છો? આ હાથમાં (હાથ ઊંચો કરીને)— દિલ્હીમાં ૧૯૩૨ની સાલમાં સ્વાતંત્ર્ય મેળવવા લડી રહ્યો હતો તે કારણે જ આ–હાથમાં અંગ્રેજ સત્તાએ લોખંડની બેડીઓ જડી. અને એસેમ્બ્લી હૉલ સામેથી પકડી લીધો હતો. સામ્રાજ્ય અને સત્તાના મદમાં છકી જઈને એ સત્તાએ સ્વાતંત્ર્ય પ્રાપ્તિના પ્રયત્નોની એ મુજબ હાંસી ઉડાવેલી. એમાં જેટલે અંશે મારું વ્યક્તિગત

અપમાન સમાયું છે તેનો બદલો તો હું મારી રીતે લેવાનો જ છું. હું રજપૂતાનામાં જન્મ્યો છું અને એ રીતે રજપૂત તરીકે હું અભિમાન ધરાવું છું. પરંતુ એમાં જો મહારાષ્ટ્રનું–સમગ્ર ભારતદેશનું અપમાન સમાયેલું છે એમ તમને લાગતું હોય તો એ જ એસેમ્બ્લી હૉલમાં લૉર્ડ વિલિંગ્ડનની સામે 'તમે આપવા ધારેલું બંધારણ અમે ફેંકી દઈએ છીએ; અમારે તો સ્વાતંત્ર્ય જોઈએ!' એવા ઉદ્‌ગારો સાથે ઊંચો થયેલો આ હાથ જોવામાં જ તમારી શોભા છે, તમારી પ્રતિષ્ઠા સમાયેલી છે. એમાં જ સામ્રાજ્યશાહીને સ્વાતંત્ર્યવાંછુ પ્રજાનો રોકડો અને સણસણતો પડકાર છે. મારે વધારે કશું કહેવાનું નથી. તમારે હૈયે વસે તેમ હવે કરજો!"

એ છેલ્લા બોલ સાથે હું બેસી ગયો; પ્રમુખે સભા બરખાસ્ત કરી. પરંતુ સભામાં જામેલું વાતાવરણ અદ્‌ભુત હતું. વિરોધીઓનાં દિલ ઠરી ગયાં! અનેક લોકોએ મને અભિનંદન આપ્યાં; અને કાર્યકરોએ પણ 'જીત્યા!' એવો ઉચ્ચાર કર્યો.

એ જ રાત્રે વાઈમાં એક ભાષણ કરી સોમવારે હું પૂના પહોંચ્યો. સાતારાના ભાષણનો છેલ્લો ભાગ મંગળવારના 'જ્ઞાનપ્રકાશ'માં છપાય એવી ઘણા તરફથી ઈચ્છા દર્શાવાઈ. સાતારામાં તો 'સમર્થે' એક ખાસ અંક પ્રગટ કરીને એ ભાગ મોટાં મથાળાં સાથે છાપ્યો. એનું પરિણામ અજબ રીતે અનુકૂળતાભર્યું થયું. મંગળવારના 'જ્ઞાનપ્રકાશ'માં પણ એ હકીકત પ્રગટ થઈ અને મંગળવાર સાંજ સુધીમાં તો આખા મહારાષ્ટ્રમાં સઘળા કાર્યકરોના હાથમાં એ પહોંચી ચૂકી. અનેક ઠેકાણે કાર્યકરોએ રાતોરાત જુદાં હસ્તપત્રકોમાં એ સમાચાર છપાવ્યા અને ગામેગામ મત આપતા પહેલાં મતદારોને એ પત્રકો પહોંચાડવામાં આવ્યાં.

*વાતાવરણમાં કોઈ અજબ પલટો આવ્યો અને અનેક જગ્યાએ*
'એ હાથ એસેમ્બ્લીમાં દેખાવો જ જોઈએ' એવી ઘોષણા સાથે

લોકોએ નહિ ધારેલું પરંતુ મેં ધારેલું પરિણામ આવ્યું. ઉજળિયાત વર્ગમાંથી પણ અનેક અમને જ મતો આપ્યા.

સોમવારે શ્રી. ચક્રવર્તી રાજગોપાલાચાર્યજીએ* શનિવારવાડા સામે ભાષણ આપ્યું હતું અને પોતાના અચૂક માર્મિક બુદ્ધિચાતુર્યને બળે સારી જીત મેળવી. 'કેસરી'એ વેપારીઓને ન ગમે તેવા થોડાક આક્ષેપો કરેલા એથી એની સામે પૂનાના મહાસભાવાદી વેપારીઓએ હજારો સહીઓવાળું જાહેરનામું છપાવી મહાસભાને જ મદદ કરવા માટે આખી વેપારી આલમને વિનતિ કરી હતી. ખુદ 'કેસરી'ના મંગળવાર તા. ૧૩ ઓક્ટોબરના અંકમાં પણ ઝેરી વિરોધનું જોર નરમ પડેલું જોઈ શકાતું હતું. કદાચ મેં પંઢરપુરથી લખેલ પત્રનું પણ એ પરિણામ હોઈ શકે. ટૂંકમાં ચૂંટણીને આગલે દહાડે ચોમેર આખું વાતાવરણ ખૂબ આશાદાયક અને કાર્યકરોમાં ભારે આત્મશ્રદ્ધા પેદા કરે તેવું ફેલાઈ ગયું હતું. કોઈ ભેદભાવને કારણે પરસ્પર પ્રત્યેનો અવિશ્વાસ, તથા અનેક કોમોના કાર્યકરો પહેલી વાર જ એકઠા થયા હોઈ એકબીજાના સ્વભાવ અને કાર્યરીતિનો સમન્વય સધાવાની પ્રતિકૂળતા વગેરે કારણે મહાસભાના કાર્યકરોમાં જ બખેડા થશે, અને કાંઈ નહિ તો મહાસભાનો એકાદ ઉમેદવાર પણ હારી જશે એવી આશા વિરોધીઓ છેવટ સુધી સેવી રહ્યા હતા. પણ પ્રત્યક્ષ મતદાન વેળા જે ઊંડી સમજ અને વ્યાપક હિતને લક્ષમાં રાખીને અમારા કાર્યકરોએ ફરજ બજાવી હતી, તે નજરે જોયા પછી તો વિરોધીઓની છાતી જ બેસી ગઈ!

બધા જિલ્લાઓમાં મળી મતદાનનાં મથકો કુલ ૪૦૦ જગાએ યોજાયાં હતાં, અને એ દરેક સ્થાને મહાસભાનો ઝંડો ફરકતો હતો. કાર્યકરોનો ઉત્સાહ હજારોગણો વધી ગયો હતો. પારિજાતકનાં ફૂલોનો ઢગલો થાય તેમ મહાસભા પક્ષે મતોના ગંજ ખડકાયે જતા હતા. ગામડાના ખેડૂત મતદારો ગામેગામથી બળદગાડીમાં, ઘોડે

* (આજે નામદાર ગવર્નર જનરલ)

બેસીને, પગે ચાલતા અગર વિરોધી ઉમેદવારનાં વાહનોમાં આવીને પણ ટોળાબંધ હાજર થઈ પોતાનો મત આપતા હતા. એમના મતો વિષે શંકાને સ્થાન નહોતું; રૂપિયો ખખડાવી લઈએ તેવા એ 'કલદાર' નગદ મતો હતા. વેપારીવર્ગ દ્વિધાવૃત્તિમાં હતો. શેઠ વાલચંદ ભારે હોશિયાર અને જાણીતા વેપારી હતા; એમની કીર્તિ ચોમેર ફેલાયેલી હતી; એમની લાગવગનો વિસ્તાર પણ એટલો જ વિશાળ હતો. એ સઘળાનું પરિણામ અપરિહાર્યપણે થાય તેમ હતું. એ મતદારો મીઠું મીઠું બોલતા; કોઈની પણ લાગણીને દૂભવતા નહોતા. છતાં આ વર્ગના મોટા ભાગના લોકોએ પણ મહાસભાના ઉમેદવારોને જ પોતાના મતો આપ્યા. કેળવાયેલ મતદાર પૈકી કેટલાએક હસતા, કેટલાએક કડવાં વેણ કાઢતા, કેટલાએક પોતે કોને મત આપવાના છે એ સ્પષ્ટતાપૂર્વક જાહેર કરતા મતો આપે જતા હતા; પરંતુ એ વર્ગના મોટા ભાગે મહાસભાના વિરોધીઓને જ મતો આપ્યા હતા. તા. ૧૪મી નવેમ્બર બુધવારના રોજ ચૂંટણીનું કામ પૂરું થયું, અને ગત્રિના બાર સુધીમાં સઘળા જિલ્લાઓ તરફથી જે પ્રાથમિક અહેવાલો તાર મારફત મળ્યા તેમાં અમે બને જરૂર ચૂટાશું એ લગભગ નક્કી જેવું જણાયું.

હજારથી વધારે મતો મળ્યા નહોતા. અમે ચૂંટાયા હોવાનું કમિશ્નરે જાહેર કર્યું છતાં શિષ્ટાચાર તરીકે પણ એણે અમને અભિનંદન તો ન જ આપ્યા! પરંતુ ત્યાં હાજર રહેલા હજારો લોકોના આનંદ અને ઉત્સાહનું વર્ણન કર્યું જાય તેવું નહોતું. તેમણે અમને બંનેને બળજબરીથી મોટરમાં બેસાડયા અને સરઘસરૂપે આખા શહેરમાં ફેરવતા ફેરવતા રાત્રે એક વાગે અમને જેધે મેન્શનમાં ઉતાર્યા. ત્યાંના ઉત્સાહ, આનંદ અને મમતાની તો કલ્પના જ થઈ શકે! ત્યાં અમારું સ્વાગત કરવામાં આવ્યું. રાત્રે બે વાગે હું ઘેર પહોંચ્યો. ઘેર તો અસાધારણ ભીડ જામી હતી. ત્યાં પણ નિકટના સ્નેહી-મિત્રોએ મારું સ્વાગત કર્યું. મને અભિનંદન આપવા સારુ શ્રી. શિવરામપંત કરંદીકર તો ક્યારના રાહ જોઈને બેઠા હતા. અમારી વિરોધમાં પુષ્કળ પ્રચાર કર્યા પછી ચૂંટણીનું પરિણામ જાહેર થતાં જ અભિનંદન આપવા તેમને આવેલા દેખીને મારા સિવાય સહુ કોઈને ભારે નવાઈ લાગી. તેમણે વ્યક્તિ તરીકે મને અભિનંદન આપ્યાં; એટલું જ નહિ પરંતુ ત્રણ મહિના સુધી આપેલા ત્રાસનું મધુરું વિસ્મરણ કરાવવા અર્થે ૧૦ રૂપિયાના પેંડા પોતે મગાવીને વહેંચ્યા, અને પોતાની જીભ અને કલમ ઝેરી હોવા છતાં હૈયું ખરેખર કેવું મીઠાશભર્યું છે તેની પિછાન કરાવી આપી! પણ સાથે બીજે દિવસે કેસરીના અંકમાં બહુ જ નાની જગ્યામાં ઝીણા અક્ષરે 'શ્રી જેધે અને શ્રી ગાડગીળ ચૂંટાઈ આવ્યા છે.' એટલી જ હકીકત છપાઈ આવી! બેશક એ સમાચારને અંતે આશ્ચર્યચિહ્ન છાપવાનું વિસરાઈ ગયું હતું!

વળી સંસ્થા તરીકે ગમે તેવું વર્તન રાખ્યા છતાં સવારમાં શ્રી. કેળકરનો અંતરથી અભિનંદન આપતો પત્ર મને મળ્યો તેમાં લખ્યું હતું[૧] "I hasten to congratulate

૧ "મારાં તમને હ્રદયપૂર્વકનાં અભિનંદન છે. તમે કરાચ વિરોધ વિના જ ચૂંટાઈ આવો એવી મારી ઇચ્છા હતી, પણ જે કારણો હવે સ્પષ્ટ

you. I wished you to be returned unopposed but that was not to be for reasons now obvious. I heartily congratulate you. This however need not prevent you from saying anything in to-day's public meeting, where you are free to criticise me as you desire or as I deserve!" જાહેર જીવનમાં વિરોધ છતાં સૌજન્ય અને સહિષ્ણુતાનો આ ઉત્કૃષ્ટ નમૂનો અનુકરણ કરવા જેવો નથી એમ કોણ કહી શકશે?

તા. ૨૩-૧૧-૩૪નો દિવસ તો મારે અંગત રીતે પણ અભિમાન લેવા જેવો હતો એમ કહું તો જરૂર હું ગુનેગાર ન કહેવાઉં. ચૂંટણીમાં થતો ઝેરી પ્રચાર, પથ્થરો ફેંકવા, અપમાનો, તિરસ્કાર, એ બધા ઉપર મેં વિજય મેળવ્યો હતો. શ્રી. જોષી પરત્વે પણ એવું જ હતું. અભિનંદન અર્થે અગર સત્કાર સારુ ગોઠવાતી સભાઓમાં આ બધાનું વેર લેવાનો મોહ થાય એ સાહજિક હતું— અનિવાર્ય હતું. છતાં હું એવી રીતે વર્ત્યો નહિ; શ્રી. જોષીને પણ મેં મારી વિચારસરણી સમજાવી. તેમને એ વાત ગળે ઊતરી અને તેઓ પણ મારી પેઠે જ વર્ત્યા સાંજના મળેલી વિરાટ સભામાં મેં કહ્યું: 'ચૂંટણીમા તો મહાસભા ઊભી હતી; અને વિજય પણ મહાસભાનો જ થયો છે. અર્થાત્ અભિનંદન અને સત્કારની જશભાગી મહાસભા જ છે. મહાસભાના આ પ્રાંતના પ્રતિનિધિ શ્રી દેવનું એ કારણે અભિનંદન કરાવું જોઈએ એમના જ આભાર મનાવા જોઈએ. અમે તો માત્ર નિમિત્તરૂપ જ હતા."

---

છે, તેને અગે એમ બની શકયું નથી. હુ તમને અંતઃકરણથી અભિનંદન આપું છું એનો અર્થ એવો તો બેશક નથી જ કે આજની જાહેર સભામાં તમે મારે વિષે કશું બોલો નહિ. એ સભામાં તમારી મરજી મુજબ અગર મારે માટે ઘટતી ટીકાઓ કરવાની તમને સંપૂર્ણ છૂટ છે."

શ્રી. દેવ પણ ભારે લાગણીભર્યા હૈયે બોલ્યા: "ઉપનિષદમાં ગાયું છે તેમ આત્મા ચર્ચાથી અગર ધનથી મેળવી શકાતો નથી. આજની નવી પરિસ્થિતિને આ વાત લાગુ પાડીએ તો જનતાએ પોતાના મતદાનરૂપી જોરદાર વાણીથી સાબિત કરી બતાવ્યું છે કે જનતાનું દિલ જીતવું હોય તો તે પૈસાથી કે પ્રતિષ્ઠાથી જિતાતું નથી; સેવા અને પ્રેમથી જ તેને વશ કરી શકાય છે."

તાર અને પત્રો દ્વારા અનેક લોકોએ અભિનંદન પાઠવ્યાં; એમાં મિત્રો પણ હતા, વિરોધીઓ પણ હતા. છતાં સારરૂપે જોઈએ તો આમ જનતાએ જ અમને સાચેસાચાં અભિનંદન આપ્યાં હતાં પૂનાની જ હકીકત યાદ આણીએ તો શહેરના પૂર્વ વિભાગમાં ૫૦ કરતાં વધારે અભિનંદનના મેળાવડાઓ થયા હતા; જ્યારે પશ્ચિમ વિભાગમાં બે જ સ્થળે થયા હતા—તેમાં એક મેળાવડો અમારી જ શેરીમાં સગાંઓ અને મિત્રોએ યોજ્યો હતો તે અને બીજો મારા શ્વસુરપક્ષની શેરીમાં નારાયણ પેઠમાં થોડીએક ગણીગાંઠી વ્યક્તિઓએ યોજ્યો હતો તે! વર્ગીકરણની દૃષ્ટિએ મહાસભા પ્રત્યે કોના દિલમાં કેટલો પ્રેમ વસતો હતો તે દર્શાવવા માટે જ આ હકીકત આપું છું ચૂંટણીએ એ ચોખ્ખું દર્શાવી આપ્યું કે પોતપોતાની માન્યતા—ધ્યેયને કારણે જ બંને વર્ગોનાં હિતો પરસ્પરવિરોધી છે. વેપારી વર્ગ મૂળથી જ પોતાના વિશિષ્ટ દૃષ્ટિબિંદુથી રાજકારણને જોતો હતો. કેળવાયેલ શિક્ષિત ગણાતા સમાજનો થર મોટા પ્રમાણમાં મહાસભાનો વિરોધી છે એ ભૂલી ન શકાય એટલું સ્પષ્ટપણે દેખાઈ આવ્યું ગરીબ સંપત્તિહીન આમવર્ગ પોતાની ઉન્નતિ સારુ મહાસભા પ્રત્યે મીટ માંડી રહ્યો છે એ પણ ચૂંટણીએ દર્શાવી આપ્યું. પરંપરાગત રાજકારણ જોકે મહારાષ્ટ્રમાં મરણપ્રાય દશામાં આવી પડ્યું હતું એ ખરું; છતાં ચૂંટણીએ એ પરિસ્થિતિ ખુલ્લી પાડી દીધી. વિરોધી પક્ષ એવો આગ્રહ ધરાવી રહ્યો હતો કે મહારાષ્ટ્ર પ્રાંત મહાસભાની પાછળ નથી જ એ બતાવી આપવું.

ખુદ ગાંધીજીને પણ સફળતા અંગે થોડી શંકા હોય એમ દેખાતું હતું. કેમકે ચૂંટણીનાં પરિણામો જાહેર થયા પછી મેં તેમને જે પત્ર લખ્યો હતો તેના ઉત્તરમાં તેમણે નીચેના ઉદ્‌ગારો કાઢ્યા હતાઃ " विजयकी खबरें सब प्रांतोंसे आयी हैं, लेकिन मैं तुम्हारा जय बहुत महत्त्वका मानता हूं और तुमको बधाई देता हू॥ " આ ચૂંટણીને અંતે મહારાષ્ટ્ર સાચેસાચ કયા પક્ષમાં છે તે સ્પષ્ટ રીતે જણાઈ આવ્યું. અમારા પ્રાંત માટે રાજકારણનું નવું પ્રકરણ લખાવું શરૂ થયું; નવો યુગ આરંભાયો.

તા. ૯–૧૨–૩૪ના રોજ નાસિકમાં પ્રાંતિક મહાસભા સમિતિની બેઠક મળી. જ્યાં ત્યાં નવી આશા, નવો ઉત્સાહ, નવા મનસૂબા નજર આવતા હતા. સંગઠન વધારે મજબૂત બનાવવાનું નક્કી થયું. 'लोकशक्ति' શરૂ કરવાની યોજના વિચારાઈ. કાર્યકરોની આત્મશ્રદ્ધા વધારે સંગીન બની. ભવિષ્યમાં આવતી પ્રાંતિક ચૂંટણીઓ હવે જરૂર જીતી જશું એમ ખુલ્લેખુલ્લું બોલાવા માંડયું. તે જ દહાડે સાંજે નાસિકમાં ગોદાવરીના દક્ષિણ કિનારે વિશાળ મેદાનમાં અભિનંદનાર્થે વિરાટ સભા મળી.

શ્રી. જેધેએ એ સભામાં કહ્યુંઃ "લોકોએ અમને ચૂંટી કાઢ્યા તેમાં તો તેમની જ મોટાઈ દેખાઈ આવે છે. અમે તો લઘુ માનવીઓ છીએ, લોકોના સેવકો છીએ, એમના ઉપકાર તળે સદા દબાયેલા છીએ. અમે લોકોને કદી વીસરતા નથી. અમે બંને રામલક્ષ્મણ પેઠે વિચરશું. અમારી જોડલીને શત્રુઓ વિખેરી નહિ શકે, એવું વચન આ પ્રસંગે હું તમને–મહારાષ્ટ્રની આમજનતાને અહીં આપું છું."

# પહેલું અધિવેશન

શિરસ્તા મુજબ ભૂરા રંગના કાગળમાં છાપેલું ગવર્નર જનરલના સહીસિક્કાવાળું આજ્ઞાપત્ર (Command paper) આવી પહોંચ્યું, તેમાં વડી ધારાસભાની બેઠક તા. ૨૧-૧-૩૫ના રોજ શરૂ થશે, જેમાં મારે હાજર રહેવું, એવા ખબર હતા. તે પછી તો વડી ધારાસભાની કચેરીના અનેક પરિપત્રો આવવા શરૂ થયા. રહેઠાણ અંગે, કઈ રીતિથી સભાસદ રહે છે તેની વિગતની પૃચ્છા અંગે, સભાસદ પોતાને મિસ્તર, પ્રોફેસર કે શ્રીયુત પૈકી શી રીતે સંબોધાવા માગે છે તે અંગે, તેમ જ જુદાજુદા કાર્યોના દિવસો, વગેરે નાની મોટી અનેક વિગતો પરત્વેના પરિપત્રોનો જાણે વરસાદ વરસી રહ્યો !

મહાસભાના પાર્લામેન્ટરી બોર્ડના પ્રમુખ ડૉ. અન્સારીનો પત્ર પણ મળ્યો. એમાં પક્ષની સભા તા. ૧૮-૧-૩૫ના રોજ મળવાનું જણાવ્યું હતું; સિવાય તેમાં મહાસભા પક્ષના સભાસદોએ કેવી રીતે વર્તવું, શી રીતે રહેવું, વગેરે અંગે સૂચનાઓ પણ હતી. "તમે મહાસભા પક્ષના સભાસદ છો એ દૃષ્ટિએ જોતાં તમારી જવાબદારી ઘણી મોટી છે. અત્યારે સરકાર સાથે સહકારથી વર્તવાનું નથી; નોકરશાહી સામે પ્રચંડ વિરોધ ઊઠાવી લડતનો નવો જ મોરચો આપણે ઊભો કરવાનો છે. તમે જેલમાં જ હો એ જાતની તમારી રહેણીકરણી હોવી જોઈએ; સિવાય ધારાસભામાં રજૂ થતા-

દરેક વિષયોનો સંપૂર્ણ અભ્યાસ કરવાથી સંગઠિત પક્ષ વધારેમાં વધારે કામ કરે છે એ આપણે બતાવવાનું છે."

એ કાગળ વાંચ્યા પછી મારા જીવને ઘણી નિરાંત વળી. તે સાથે હું શું કરી શકીશ એ પરત્વે ચિંતા પણ થવા માંડી. ત્યાંના કામકાજ અંગેનાં જરૂરી પુસ્તકો સંપડાવ્યાં, તેમ ત્યાંની રહેવાની ગોઠવણ પણ વિચારી લીધી. અમારે જેલજીવન પેઠે જ ત્યાં રહેવાનું સૂચન હોવાથી એ વિચારસરણીને અનુલક્ષી મારી સાથે મે શ્રી. નારાયણરાવ ધારુ, અને શ્રી. જેધેએ પોતાની સાથે પોતાના એક ભત્રિજાને જ ફક્ત લેવાનું નક્કી કર્યું હતું. પૂનાથી હું મુંબઈ આવ્યો. પૂનામાં નાતાલ દરમિયાન પ્રગતિ (Progressives) પક્ષનું અધિવેશન મળ્યું હતું તે વેળા ત્યાં સર કાવસજી જહાંગીર સાથે પરિચય થયો હતો. મુંબઈમાં આવી તેમને મળી લીધું, અને ડો. દેશમુખ તેમ જ શ્રી. ભુલાભાઈ દેસાઈને મળી અમે તા. ૧૫-૧-૩૫ના રોજ દિલ્હી જવા ઊપડયા. રસ્તામાં છૂપી પોલીસવાળાઓએ ટિકિટો તપાસવાને બહાને ઠીકઠીક ત્રાસ આપ્યો. મેં તો ધારેલું કે હવે 'માનનીય' બન્યો છું એટલે આ આફત નડશે નહિ, પણ મારી ધારણા ખોટી નીવડી. આખરે ૧૭-૧-૩૫ના રોજ સવારની સખત કડકડતી ઠંડીમાં અમે નવી દિલ્હીને સ્ટેશને ઊતરી પડયા અને ૯, ઇલેક્ટ્રિક લેનમાં અમારે ઉતારે પહોંચ્યા ત્યારે વીજળીની ઉષ્માને બદલે સામેના હરિયાળીવાળા મેદાન પર બરફ પથરાયેલો હતો!

ઉતારાની સગવડ સારી હતી. પહોંચીને પાંચ મિનિટ ભાગ્યે જ થઈ હશે ત્યાં તો જીવનનાટકના એક પછી એક પડદા ઊઘડવા લાગ્યા. રોટી(પાંવ)વાળો, છાપાવાળો, હજામ, ધોબી વગેરે અનેક ફેરિયાઓએ દર્શન દીધાં; અને વધારામાં નવા જમાનાના પ્રતિષ્ઠિત ફેરિયા-છાપાના ખબરપત્રીએ પણ હાજરી આપી! બેશક એના આગમનના હેતુ પાછળ કોઈ સ્વાર્થ નહોતો! લાંબા સમય સુધી સારા પ્રમાણમાં ચાપાણી ઉડાવ્યાં એટલે મગજ જરા ઠંડું (ગરમ!)

થયું અને વિચાર કરવા શક્તિમાન બન્યું. દરમિયાન આજુબાજુ રહેનાર બીજા સભાસદો પણ આવીને મળી ગયા કોઈ પ્રમુખ સંબંધે ચર્ચાઓ કરી ગયા, કોઈએ ચૂંટણીનાં પરાક્રમો ગાઈ સંભળાવ્યાં.

સર ગુલામહુસેન હિદાયતુલ્લાનો કાગળ આ અગાઉ મને મળી ચૂક્યો હતો; તેનો એક પ્રતિનિધિ પણ આવીને મળી ગયો. અગાઉ મેં તેમને જે જવાબ લખ્યો હતો તેવો જ ઉત્તર એ પ્રતિનિધિને સંભળાવ્યોઃ "અમારો પક્ષ ઠરાવે તે અમારો મત સમજશો." તેમ છતાં હું મનમાં સહેજ અસ્વસ્થતા અનુભવતો હતો. બપોરે અમે બંને જણા હરિજન કોલનીમાં મહાત્માજીને દર્શને ગયા; મનમાં ઘણું ઘણું કહેવાની ઇચ્છા હતી છતાં કશું બોલ્યા વિના અમે પાછા આવ્યા. બીજે દહાડે સાંજના ચાર વાગે મહાસભા પક્ષની બેઠક મળવાની હતી. એમાં હાજર થવા ઘેરથી નીકળ્યો તો ખરો, પરંતુ અરધે રસ્તે આવતાં એકાએક વિચાર બદલાયો ને ફરી મહાત્મા ગાંધીજીને નિવાસસ્થાને પહોંચ્યો. ઓરડામાં દાખલ થતાં જ "મેં ધાર્યું જ હતું કે તમે મળશો." એવા શબ્દોથી ગાંધીજીએ સ્વાગત કરી મને બેસાડ્યો. પછી પૂછ્યુંઃ "બીજી વાર કેમ આવવું પડ્યું?"

મેં જવાબ આપ્યોઃ "મનથી હું હજી અસ્વસ્થ છું, તદ્દન નવા જ જીવનમાં પ્રવેશ કરું છું. તેમાં હું સંમત નથી, કેવળ ફરજ સમજીને કરું છું, અને તેથી આપના આશીર્વાદ માગું છું."

"એ તો હોય જ ના?" એમ હસીને જણાવી ગાંધીજીએ "અવારનવાર મળતા રહેજો." એટલું પણ ઉમેર્યું.

ત્યાંથી સીધા અમે બંને જ [illegible] જમાં યમુનાતીરે આવેલા ડૉ. અન્સારીના વિશાળ [illegible] ત્યાં રાજાજી તેમ જ ધારાસભામાં ચૂંટા[illegible] ભાના

સઘળા સભાસદો હાજર હતા. બંગલાના આગલા ચોગાનમાં છાપાંઓના ખબરપત્રીઓનું ટોળું તો હાજર જ હતું.

ડૉ. અન્સારીએ સહુનું સ્વાગત કર્યું. સહુનો પરસ્પર પરિચય પણ અપાયો. ડૉ. અન્સારી કોઈ અજબ વ્યક્તિ હતા. એમનો ભવ્ય દેખાવ, શાંત મુખમુદ્રા, ગંભીર વાણી અને બહુ જ થોડા શબ્દો, જોનારના દિલમાં પહેલી જ નજરે ભારે આદર પેદા કરતાં હતાં. ૧૯૨૭ની સાલમાં મહાસભાના મદ્રાસના અધિવેશન વેળા તેઓ પ્રમુખ હતા. ઇસ્લામી સંસ્કૃતિનાં શ્રેષ્ઠ અંગોના તેઓ જાણે પ્રતીકસમા હતા; હિંદુ-મુસ્લિમ ઐક્યના તેઓ આધારસ્તંભ હતા. સરકાર એમના વચનને ઘણું માન આપતી હતી; અને કહેવાય છે કે એમને કારણે જ ચૂંટણીઓની જાહેરાત થઈ હતી. અર્થાત્ હાજર રહેલા સઘળા સભાસદો એમના કથનને પુષ્કળ મહત્ત્વ આપતા હતા.

તેમણે પ્રમુખસ્થાન લીધું અને પક્ષનો નેતા ચૂંટી કાઢવાની સૂચના કરી. મહાસભાના અધિકૃત સભાસદો તરીકે અમે ૪૪ જણા ચૂંટાઈ આવ્યા હતા. તેમાંથી નાગપુરના શ્રી. મોરોપંત અભ્યંકર ચૂંટણીનું પરિણામ જાહેર થયા પછી પરંતુ અધિવેશન શરૂ થતા પહેલાં મુંબઈમાં જ ડૉ. દેશમુખને ત્યાં અવસાન પામ્યા હતા. બાકીના ૪૩ જણાઓએ આ ચૂંટણી કરવાની હતી. આગેવાન કેવો હોવો જોઈએ એ પ્રમુખે સહુને સમજાવ્યું; પોતાના મનમાં કઈ વ્યક્તિ છે એનો આછો ઈશારો એમાં આવી જતો હતો. મુંબઈમાં થોડાએક મિત્રો વચ્ચે આ સવાલ ચર્ચાયો હતો, જેમાં મુંબઈવાસી મિત્રોનો સૂર શ્રી. ભુલાભાઈ દેસાઈની વિરુદ્ધનો નીકળ્યો હતો. પંડિત ગોવિંદવલ્લભ પંતનું નામ ત્યાં વધારે બોલાતું હતું.

પંડિત પંત ભારે વિદ્વાન હોઈ સંયુક્ત પ્રાંતમાં સ્વરાજ

પક્ષના નેતા તરીકે તેમણે કામગીરી બજાવી હતી, જેમાં મિત્રોના ધન્યવાદ તેમ જ વિરોધીઓ તરફથી આદરમાન તેમણે મેળવ્યાં હતાં. પંડિત મોતીલાલ નેહરુના તો તેઓ જમણા હાથસમા હતા. કેટલાએક તો તેમને ભાવિ નેતા તરીકે પણ આદરપૂર્વક સન્માનવા લાગ્યા હતા. સભામાં પ્રમુખનો શો મત છે તે જાણે સમજી ગયા હોય તેમ પંડિત પંતે જ આ વરસે પક્ષના આગેવાન શ્રી. ભુલાભાઈ દેસાઈ થાય એવી સૂચના આણી. સર્વાનુમતે એ સૂચના મંજૂર પણ થઈ. પંડિતજી ઉપનેતા તરીકે ચૂંટાયા. મંત્રીઓ તરીકે શ્રી. સત્યમૂર્તિ અને શ્રી નીલકંઠદાસને પસંદ કરવામાં આવ્યા. આ બધી ગોઠવણમાં શ્રી. રાજાજીનો હાથ તો હતો જ. સભામાં તેઓ જાતે હાજર હતા અને પોતાનો અભિપ્રાય પણ દર્શાવતા હતા. આખરે પક્ષના ગણપૂર્તક (Whip) ચૂંટવાનો સવાલ આવ્યો, જેમાં ખુદ શ્રી. રાજાજીએ જ મારું, બેરિસ્ટર અસફઅલીનું અને ડૉ. રાજનનાં નામ સૂચવ્યાં બીજી પણ બેત્રણ ઉપર સૂચનાઓ મંડાઇ, જેમાં મારું નામ તો આવતું જ હતું. આખરે રાજાજીની સૂચના જ સ્વીકારાઈ, અને જે દિશા તરફ જવાની મારી ઇચ્છા નહોતી તે તરફ જ હું વધારે ને વધારે ધકેલાયો!

ધારાસભાનું મકાન ગોળાકાર અને ભવ્ય છે. મધ્યભાગે ગોળાકાર ગ્રંથાલય છે અને તેની ત્રણ દિશાએ ત્રણ અર્ધગોળાકાર મકાનો પૈકી એકમાં એસેમ્બ્લી, એકમાં કૌન્સિલ આફ સ્ટેટ અને એકમાં નરેંદ્રમંડળની બેઠકો મળે છે. ઉક્ત ત્રણેમાં થતાં કામકાજો અને તેમનાં દૃષ્ટિબિંદુઓમાં ઘણી ભિન્નતા હોવા છતાં એ ત્રણે મકાનોમાંથી ગ્રંથાલયમાં આવવાનો માર્ગ ઘણો વિશાળ છે; અને આ સરસ્વતી દેવીના આવાસમાં કાંઈ નહિ:તો ગ્રાનપાન અર્થે સહુ એકઠા જરૂર મળે એવા બાંધનારની સદિચ્છા હોય, તો ના ન કહેવાય! અને તેજસ્વિનાવધીતમસ્તુ જોકે નહોતું થઈ શકતું તોપણ ત્યાં સહનૌ ભુનક્તુ તો સદાય ચાલ્યા જ કરતું! મકાનનો વિસ્તાર, એની કલાયુક્ત

બાંધણી, સભાસદો માટેની સગવડો, ઉત્તમ કોટિનું પુસ્તકાલય, સુંદર સ્વચ્છ ઉપહારગૃહો વગેરે બાદશાહી ઠાઠમાઠ દેખી દ્વારકા દેખીને સુદામાની જે દશા થઈ હતી તેવી જ અમારી પણ દશા થાય તો નવાઈ ન ગણાય. ગણપૂરક તરીકે અમારા પક્ષ માટેની જગ્યા તેમ જ તેના આટેના ઓરડાનો પણ કબજો લીધો. ૧૦ સભાસદો સાથે મળે તો તેમનો પક્ષ તરીકે સ્વીકાર થાય છે, અને એવા દરેક પક્ષની ઑફિસ માટે તેના ગણપૂરકને સભાગૃહમાંનો એક ઓરડો ઈલાયદો કાઢી આપવાનો રિવાજ છે. મહાસભાનો પક્ષ મુખ્ય પક્ષ હોવાથી તેના ગણપૂરકને બે ઓરડાઓ આપવામાં આવ્યા હતા. સભાખંડ જોઈ લીધો તથા ત્યાંના મંત્રી પાસેથી (secretary, Legislative Assembly) મહાસભા પક્ષને બેસવાની જગ્યા કઈ છે તે પણ જાણી લીધું. સભાખંડનો આકાર ઘોડાના નાળના સરખો છે. વર્તુલાકાર જગ્યામાં સભાસદો અને મધ્ય ભાગે તેમની સામે ઉચ્ચ આસને પ્રમુખ બેસે છે. પ્રમુખના જમણા હાથે સરકારી નોકરો માટેની ગૅલેરી છે, ત્યાં જુદાં જુદાં ખાતાંઓના મંત્રીઓ જરૂરી સઘળા કાગળો સાથે હાજર રહે છે. તેમને ત્યાં આવવાનો રસ્તો તદ્દન જુદો જ હોય છે. સભાનું કામકાજ ચાલતું હોય તે દરમિયાન તેઓ બોલી ન શકે, તાળીઓ વગાડી ન શકે, તેમ આગળના રેલીંગને ઓળંગી સભાગૃહમાં કદી આગળ પ્રવેશ પણ કરી ન શકે, એવો નિયમ છે. અધિવેશન ચાલુ થયા પછી માત્ર સભાસદ, લઘુલેખક કારકુન અને પટાવાળા એટલા જ લોકો અંદર દાખલ થઈ શકે છે; એ સિવાય બીજી ગમે તેવી મોટી વ્યક્તિ હોય તોપણ તે અંદર દાખલ થઈ શકતી નથી. પ્રમુખની ડાબી બાજુ વાઈસરૉયની ગૅલેરી છે, જ્યાં બેસવા માટેની પરવાનગી વાઈસરૉયના સેક્રેટરી આપે છે. પાર્લામેન્ટના સભાસદ, પ્રાંતના ગવર્નર, વાઈસરૉયના મહેમાન અગર તેમનાં સગાંવહાલાં સિવાય અન્ય કોઈને એ ગૅલેરીમાં બેસવાનું સ્થાન મળી શકતું નથી. એ ગૅલેરીમાં બેસનાર વ્યક્તિએ પણ ઉપર લખ્યા બધા નિયમો અને મર્યાદાઓ તો પાળવાં જ પડે છે. એક વેળા ચર્ચા

ચાલતી હતી ત્યારે ગેલેરીમાં કોઇએ તાળીઓ પાડી. તુરત શ્રી સત્યમૂર્તિ ઊભા થઈ બોલી ઊઠયાઃ "પ્રમુખ મહાશય ! સભાસદ ન હોય એવી વ્યક્તિઓ આ હૉલમાં હાજર હોય એવો મને વહેમ આવે છે. તેથી મારી સૂચના છે કે એવી કોઈ વ્યક્તિ હાજર હોય તો તેને હૉલમાંથી બહાર ચાલ્યા જવાનો હુકમ થાય." (Sir, I suspect strangers in the House; I move that this House be cleared off of the strangers ) તુરત જ પ્રમુખ મહાશયે ગેલેરીમાં બેઠેલા ગૃહસ્થોને કેમ વર્તવું તે સમજાવ્યું અને જાહેર કર્યું કે તેઓ સભાની ઇચ્છા હોય તો જ ત્યાં બેસી શકે છે, તેમણે સભાના કામકાજમાં દખલ ન થાય એ રીતે બેસતાં શીખવું જોઈએ.

પ્રમુખની જમણી બાજુએ ગોળાકારમાં જ સરકારી પક્ષને બેસવાનું હોય છે, અને તેની સામેના ગોળાકારને છેડે ડાબી બાજુએ મુખ્ય વિરોધી પક્ષ (Opposition) બેસે છે. બેસવા માટેની ખુરશીઓ અને કાગળ લખવાનાં ડેસ્ક (મેજ) ઉપર બબ્બે અગર ત્રણ વ્યક્તિઓ બેસી શકે છે, અને એક હાર પાછળ બીજી હાર એમ પાછળ ઊંચે ઊંચે બેઠકો ચડતી જાય છે. આ ગોઠવણને લીધે બધા સભાસદો એકબીજાને જોઈ શકે છે, તેમ જ પ્રમુખ પણ બધા સભાસદોને જોઈ શકે છે. આ બે મુખ્ય પક્ષો રોકે તે પછી ખાલી પડતી બાકીની જગ્યામાં અન્ય પક્ષીય સભાસદોની બેઠક હોય છે. આ અધિવેશનમાં ડાબી બાજુએ પહેલો ભાગ મહાસભા પક્ષ, તે પછી સંખ્યાની દૃષ્ટિએ ઊતરતો સ્વતંત્ર પક્ષ, તે પછી કોન્ગ્રેસ નેશનેલિસ્ટ પક્ષ, ત્યાર પછી યુરોપિયન પક્ષ, અને તે પછી કોઈ પક્ષમાં ન ગણાતા હોય એવા સભાસદો બેસે તેવી રચના હતી. દરેક પક્ષને પોતાની સંખ્યાના પ્રમાણમાં પહેલી હારની જગ્યા મળે છે; આ હારને ફ્રન્ટબેન્ચીઝ (Front Benches) તરીકે ઓળખવામાં આવે છે; પક્ષના આગેવાન ગણાતા સભાસદો જ આ હારમાં બેસે એવો વણલખ્યો શિરસ્તો છે, અને એ જગ્યાએ બેસનારાઓને પક્ષના આગેવાનો ( Front

Benchers તરીકે સંબોધવામાં આવે છે. એ જગ્યાએ પર કોણ બેસે તે હંમેશ પક્ષ પોતે જ નક્કી કરે છે. આ જગ્યાઓ માટે વળી તકરારો પણ થાય છે, અને આપમેળે કપડાં ફાટવાં પણ બને છે! આગળ જતાં જ્યારે સ્વતંત્ર મંત્રીપદ મારે ભાગ આવ્યું ત્યારે મારે એમાંની એક જગ્યાએ બેસવાનું આવતું હતું, છતાં હું ત્યાં બેસતો નહિ. એક ભાઈએ તેમ કરવાનું કારણ મને પૂછેલું ત્યારે મેં એક અંગ્રેજ મુત્સદ્દીના શબ્દોમાં જવાબ આપ્યો હતો: "Front bench seat does not mean front-bench mind." પક્ષના આગેવાનની સૂચના મુજબ કોણે કઈ કઈ જગ્યાએ બેસવું તે નક્કી કરી નિયમ મુજબ મેં સભાગૃહના મંત્રીને જણાવી દીધું, કેમકે આખા સભાગૃહનો નકશો સભાસદોની મુકરર થયેલી જગ્યાઓનાં નામ સાથે છાપીને બેઠક શરૂ થતા પૂર્વે પ્રમુખને આપવાનો સિરસ્તો છે. પક્ષના સઘળા સભાસદોને વખતસર હાજર રહેવા અંગે તેમજ કયો પોશાક પહેરીને આવવું તે અંગે દંડક (હુકમ અગર સૂચના) આપવાનું મારે માથે હતું. સહુએ ધોળી ગાંધી ટોપી ધારણ કરીને બેઠક વેળા હાજર થવું એવું અમે ઠરાવ્યું હતું. મદ્રાસી ભાઈઓનો એ સામે થોડોએક વાંધો હતો પરંતુ રાજાજીની માર્મિક ટીકા પછી એ શમી ગયો.

એસેમ્બલી હૉલના પ્રવેશદ્વાર ઉપર ઘુમ્મટમાં સોનેરી અક્ષરે લખેલો એક શ્લોક છે:

न सा सभा यत्र न सन्ति वृद्धाः<br>
वृद्धा न ते ये न वदन्ति धर्मम् ।<br>
धर्मः स नो यत्र न सत्यमस्ति<br>
सत्यं न तद् यच्छलमभ्युपैति ॥

તા. ૨૧-૧-૩૫ ના રોજ સવારના બરાબર અગિયારમાં એક મિનિટ ઓછી હતી ત્યારે અમારા પક્ષના ઓરડામાંથી શ્રી ભુલાભાઈ દેસાઈ અને પંડિત ગોવિંદવલ્લભ પંતની આગેવાની તળે બબ્બેની હારમાં અમે સભાગૃહમાં દાખલ થયા. સઘળા સભાસદોએ પોતપોતાની

બેઠકો આગલે દિવસે જ જોઈ લીધી હતી. અમે દાખલ થયા તે પૂર્વે અન્ય પક્ષના તેમ જ પક્ષ સિવાયના સઘળા સભાસદો પોતપોતાને સ્થાને ગોઠવાઈ ગયા હતા. ગેલેરીઓ પણ સઘળી પ્રેક્ષકોથી ભરાઈ ગયેલી હતી. અઢાર વર્ષો સુધી મહાસભાને કચડી નાખવાના સરકારના સતત અને સખત પ્રયત્નો છતાં અત્યારે મહાસભા પક્ષ ભારે મોટી બહુમતિ સાથે ચૂંટાઈ આવ્યો હતો ! બરખાસ્ત થયેલી એસેમ્બ્લીના જૂના પ્રમુખ સર ષણ્મુખમ્ ચેટ્ટીએ (લોર્ડ વિલિંગ્ટનના પગેલા ખોળાના પુત્રક !) ચૂંટણીઓની જાહેરાત થઈ ત્યારે રોફભેર એવી બડાશ મારેલી કે 'મહાસભાના સભાસદોને અહીં' કેમ વર્તવું એની તાલીમ તો હજી મારી પાસે લેવી પડશે' પણ એ મહાશય પોતે જ આ વખતે ગેપ થઈ ગયા હતા !

શ્રી ભુલાભાઈ અને પંડિતજીએ સભાગૃહના પ્રવેશદ્વારમાં પગલું માંડતાં જ હોલના સઘળા સભાસદોએ—હિંદુ, મુસલમાન, યુરોપિયન, સરકારી તેમ જ બિનસરકારી,—ઊભા થઈ તાળીઓના ગડગડાટ સાથે વધાવી લીધા. સ્વાતંત્ર્યની ઉપાસનાનો આ અણધાર્યો અયાચિત સત્કાર હતો ! મહાસભાપક્ષમાંથી અબ્બેની જોડીમાં એક પછી એક ટુકડી ધોળા સફેદ પોશાકમાં જાણે કે શિસ્તબદ્ધ સૈનિકોની ટુકડીઓ ચાલતી હોય તેમ પ્રવેશ કરતી પોતપોતાની બેઠકે ગોઠવાઈ ગઈ. પ્રમુખની પાછળની પ્રેસ ગેલેરીઓમાં ખબરપત્રીઓ પણ આવનાર વ્યક્તિઓને ઓળખી લેવા તળેઉપર થઈ રહ્યા. પ્રેક્ષકવર્ગમાં સ્ત્રીઓ પણ હતી. રંગબેરંગી પોશાકથી ચિક્કાર ભરાઈ ગયેલી ગેલેરીઓ એ સ્થાનને નંદનવનની શોભા આપતી હતી અગિયાર ઉપર થોડી મિનિટો પસાર થતાં જ માર્શલ કેપ્ટન નૂરમહમ્મદ પ્રમુખની ખુરશી આગળ આવી ઊભા. એમની ઊંચાઈ અને રુઆબ તેમના પઠાણી પોશાકને દિપાવતાં હતાં. ખડા અવાજે તેમણે જાહેર કર્યું: "Gentlemen, the Honourable the Chairman !" તુરત જ એકેએક સભાસદ ઊભો થઈ ગયો. પ્રમુખની રીતસરની ચૂંટણી થતાં સુધી સરકારે

સર હેનરી ગિડનેને કામચલાઉ પ્રમુખ તરીકે પસંદ કર્યા હતા; તેમણે દાખલ થઈ મસ્તક નમાવી સહુ સભાસદોને વંદન કર્યું. સભાસદોએ પણ સામે વંદન કર્યું, અને પ્રમુખે પોતાની બેઠક લીધી. તુરત મભાગૃહ-ખાતાના મંત્રી મિ. રફીએ સોગંદવિધિ અર્થે સભાગૃહના નેતા સર નૃપેન્દ્રનાથ સરકારનું નામ પોકાર્યું. તેમણે શિરસ્તા મુજબ શપથ લીધા, પ્રમુખ સાથે હાથ મિલાવ્યા અને સોનેરી પુસ્તકમાં સહી કરી પોતાને સ્થાને જઈને બેઠા. એક પછી એક સઘળા સભાસદો આવીને એ જ રીતે શપથવિધિ પતાવી સોનેરી પુસ્તકમાં સહી કરી દેશના ઇતિહાસમાં પોતાનું નામ અજરામર કરવાનો પ્રયત્ન કરતા હતા. શપથ-વિધિમાં રાજનિષ્ઠાના સોગંદ લેવા પડે છે, અને શપથ ન લેવાથી કાયદેસર સભાસદની જગ્યા રદ થઈ ગણાય છે. અમારા પક્ષની સભામાં આ શપથ અંગે સારી એવી ચર્ચાને અંતે શપથ લેવાનું અપરિહાર્ય છે એમ વિચારી રાજનિષ્ઠાની બાબત અંગે ઉહાપોહ કરવાનું બંધ રાખી શપથ લેવા એમ ઠર્યું હતું. સહુનો શપથ-વિધિ પૂરો થતાં સભાપતિએ તે દિવસને માટે સભા બરખાસ્ત થઈ હોવાનું જાહેર કર્યું.

પ્રમુખની ચૂંટણી તા. ૨૫-૧-૩૫ના રોજ થવાની હતી. પ્રમુખનું સ્થાન કેટલું અગત્યનું છે એ બિનાનો મહાસભાપક્ષ અગર તે વેળાના સ્વરાજપક્ષે શ્રી વિઠ્ઠલભાઈ પટેલને પ્રમુખ તરીકે ચૂંટીને પૂરેપૂરો અનુભવ કરી જોયો હતો. પોતાના પક્ષના અગર પોતા તરફ વલણ દર્શાવતા પ્રમુખના લાભાલાભ મહાસભા તેમ જ સરકાર બંને પક્ષો બરાબર સમજી ચૂક્યા હતા. પરિણામે પ્રમુખને માટે બંને પક્ષો તરફથી કારવાઈઓ ચાલુ થઈ ગઈ. વડી ધારાસભાના સભાસદોની કુલ ૧૪૫ની સંખ્યા પૈકી સરકારી અમલદારો અને સરકારે નીમેલા સભાસદો મળી ૩૮ સભાસદોના ખાતરીબંધ મતો સરકારના શસ્ત્રભંડારમાં તૈયાર હતા. મહાસભા પક્ષની બાજુએ શ્રી અણ્ણપંકરની જગ્યાએ ચૂંટાઈ આવેલા ડૉ. ખરેને ગણતાં ૪૪ સંગઠિત

મતોનુ બળ હતુ. સિવાય જનાબ ઝીણાની આગેવાની સ્વીકારી માત્ર ધારાસભાની સગવડ ખાતર બનેલો ૧૮ સભાસદોનો 'સ્વતંત્ર પક્ષ' હતો. કોંગ્રેસ નેશનેલિસ્ટ પક્ષના ૧૦ સભ્યો શ્રી અણેની આગેવાની તળે હતા. યુરોપિયન પક્ષ ૧૦ સભ્યોનો હતો પણ એ તો સદા ય સરકાર-પક્ષે જ રહેવાની ખાતરી હતી બાકીના ૨૫ સભાસદો કોઈ પક્ષના (Non-descerípt) નહોતા-કહો કે સગવડપંથી હોઈ જ્યાં નસીબ દોરે ત્યાં ખેંચાઈ જાય તેવા વલણના હતા.

વડી ધારાસભાના પ્રમુખ અંગે એવો શિરસ્તો છે કે હિંદુ અને મુસલમાન પ્રમુખ વારાફરતી આવે. આ વેળા પ્રમુખ તરીકે મુસલમાનને ચૂંટવાની વારી હતી. જનાબ ઝીણાને પક્ષની આગેવાની જોઈતી હતી, અગર કહો તો આગેવાની વિના ઝીણાસાહેબ જ ન હોય. જ્યાં પોતે અધ્યક્ષ ન હોય ત્યાં વક્તા તરીકે ઝીણા આવે જ નહિ એવી એમની ખ્યાતિ હતી આમ હોઈ યુક્તિપૂર્વક અને સરકારનું વલણ જોઈને સ્વતંત્રપક્ષ તરફથી સર અબ્દુલરહીમનું નામ પ્રમુખ-સ્થાન માટે રજૂ કરાયું હતું, મહાસભાએ શ્રી. શેરવાણીની પસંદગી કરી હતી. સર અબ્દુલ રહીમને સરકારી પક્ષના ૩૮, યુરોપિયન પક્ષના ૧૦ અને સ્વતંત્ર પક્ષના ૧૮ મળી ૬૬ મતો મળવાની ખાતરી હતી, જ્યારે શેરવાણીને ૫૪ મતો વિષે ખાતરી હતી. બિન-પક્ષીય સભાસદો કઈ બાજુએ મત આપે તેના પર સઘળો આધાર હતો. સ્વતંત્ર પક્ષવાળાઓ પણ મત આપવા માટે વ્યક્તિગત સ્વાતંત્ર્ય ધરાવતા જ હતા. આથી તેઓ સઘળા કઈ બાજુ મત આપશે તે બદલ ખાતરીપૂર્વક કહી શકાય તેવું નહોતુ અને એથી જ શેરવાણી પોતે ચૂંટાવાની આશા રાખી રહ્યા હતા, અને તે માટે પ્રયત્ન પણ કરતા હતા. ચૂંટણીને દિવસે સવારમાં પક્ષની બેઠક મળી, તેમાં પોતાને ગુપ્ત મતો મળશે એવી માહિતી શેરવાણીજીએ આપી. બપોરે જ્યારે સભાગૃહમાં આવ્યા ત્યારે સભાસદોમાં અંદરોઅંદર નવી જ ચર્ચા ચાલી રહેલી જણાઈ! બંગાલ પ્રાંતમાંથી જ પ્રમુખ ચૂંટાવો જોઈએ એવો

પ્રાંતીયવાદ જોર કરી રહ્યો હતો ! આખરે ગુપ્તમતદાનમાં સર અબ્દુલ રહીમને ૬ મતો વધારે મળ્યા અને તેઓ પ્રમુખ તરીકે ચૂંટાઈ આવ્યા ! ગુપ્ત મતદાન હોવાથી મતો આપનાર કોણ હતા એ જાણવાનું તો અશક્ય જ હતું; પરંતુ પરિણામ એ આવ્યું કે કુસ્તીની સલામીમાં જ મહાસભાને હાર ખાવી પડી !

ચૂંટણીનું પરિણામ જાહેર થતાં જ શ્રી શેરવાણીજીએ સર અબ્દુલ રહીમને અભિનંદન આપી પોતાની દિલદારવૃત્તિનું પ્રદર્શન કર્યું; તે સાથે શ્રી. ભુલાભાઈએ કાઢેલા અનુપમ ઉદ્ગારોથી પણ સભાસદો પર સારી અસર થઈ. તેમણે કહ્યું: 'લડવું જરૂરનું છે માટે લડીએ છીએ. તે સાથે હાર મળે તોપણ દ્વેષરહિત બની એનો સ્વીકાર કરીએ છીએ. અમે આપને અભિનંદન આપીએ છીએ. આપ હવે અમારા પ્રમુખ છો; સભાગૃહની પ્રતિષ્ઠા અને સભાસદોના હક્કો હવે આપે સાચવવાના છે, અને આપ એ સાચવશો જ એવો અમને વિશ્વાસ છે." (We fight only when necessary, and lose if we must; we do it without bitterness. We congratulate you. You are our President, President of this Assembly, in whose hands our rights and our dignity, we trust, are safe.) સર અબ્દુલ રહીમે પણ સહુનો આભાર માન્યો અને પોતે જ્યાં સુધી સહુનો વિશ્વાસ ધરાવે છે ત્યાં સુધી જ પ્રમુખ રહેશે અને સ્થાનનું ગૌરવ સંપૂર્ણ રીતે જાળવશે, એવું વચન આપ્યું. આ બધું છતાં સ્પષ્ટતા ખાતર જણાવવું જોઈએ કે આ પહેલી હારનું શલ્ય અમારા પૈકી કેટલાકના દિલમાં ઘણા દહાડા સુધી ખૂંચ્યા કરતું હતું

એવી શંકા ઊભી કરી કે "સરકાર સ્વેચ્છાપૂર્વક આ સવાલ ધારાસભામાં આણુશે જ નહિ. ખાનગી સભાસદોના ઠરાવો લાવવા માટે બેલટ (ચિઠ્ઠીઓ)નો આશરો લેવો પડશે. ધારાસભાનો એવો શિરસ્તો છે કે સઘળાં ખાનગી બિલો અગર તો ઠરાવો ઠરાવેલા દિવસો પહેલાં યોગ્ય ભાષામાં રજૂ થવા જોઈએ; અને તે પછી ચિઠ્ઠીઓ પાડી એનો ક્રમ નક્કી કરવો જોઈએ. એ ક્રમ અનુસાર બિનસરકારી કામકાજના દિવસોએ એ સવાલ ઉપર ચર્ચા થઈ શકે. ધારાસભાની દિલ્હીની બેઠકમાં સરકાર સાધારણ રીતે ખાનગી બિલો માટે ત્રણ દિવસ અને ખાનગી ઠરાવો માટે ત્રણ દિવસ મુકરર કરે છે; અને તે દિવસો પણ એકીસાથે ન રાખતાં પોતાની અનુકૂળતા મુજબ અઢી મહિનાના બેઠક દરમિયાન ગમે ત્યારે એ દિવસો ગોઠવે છે. આ રીતે જતાં બંધારણ અંગે ઠરાવ પેશ કરી એને અંગે સંપૂર્ણ ચર્ચા બાદ મતદર્શન થાય એ બધું બના શકે તેમ નહોતું; અને એ રીતે સરકાર યુક્તિ-પ્રયુક્તિ દ્વારા બંધારણ પરત્વે લોકમત શો છે તે કાયદેસર રીતે જગતને જાહેર કરવાનું નિષ્ફળ બનાવી દેશે એવી બીતિ હતી. તોપણ પ્રમુખની ચૂંટણીમાં મળેલા અનુભવ પર આધાર રાખીને, અગર તો સરકાર પોતે બંધારણ અંગે લોકમત જાણવા પ્રયત્ન જ નહિ કરે એ તરેહની જાહેરમાં છાપાઓમાં થતી ટીકાઓથી દોરવાઈને, ગમે તે કારણે, પરંતુ સરકાર પાર્લામેન્ટની સંયુક્ત કમિટીનો (બંધારણ અંગેનો) રિપોર્ટ (Joint Pralia-mentary Committee's Report) ધારાસભામાં ચર્ચા માટે રજૂ કરવાનું ઠરાવ્યુ અને સભાગૃહના નેતા સર નૃપેન્દ્રનાથ સરકારે એ મુજબની જાહેરાત પણ કરી.

દિલ્હી અધિવેશનમાં મુખ્યત્વે સરકારનાં અંદાજ-પત્રકોની વિચારણા થતી હોઈ આ અધિવેશનને બજેટ અધિવેશન તરીકે ઓળખવામાં આવે છે. સાધારણ રીતે અધિવેશન જાન્યુઆરીની આખરે શરૂ થાય છે અને એપ્રિલના પહેલા અગર બીજા અઠવાડિયામાં

બેઠક ખતમ થાય છે. રેલ્વેનું અંદાજ-પત્રક, સામાન્ય અંદાજ-પત્રક અને કર-યોજના ( Finance Bill ) એ સઘળાની ચર્ચામાં બેઠકના ઘણા દિવસો જાય છે; આથી બીજા પ્રશ્નો જરૂરી હોય તોપણ એની ચર્ચા માટે પૂરતો વખત રહેતો નથી. સરકારે રિપોર્ટ વિચારણામા લેવાનું રજૂ કરી એની ચર્ચા માટે પાંચ દિવસની મુદત મુકરર કરી.

શિરસ્તો એવો છે કે બેઠકના કામકાજ સંબંધેની વિગતો વિરોધી પક્ષના આગેવાનોની એક અવિધિસરની બેઠક યોજી સરકાર તેમાં નક્કી કરે છે. પાર્લમેન્ટરી રિપોર્ટ પરની ચર્ચાનો મુદ્દો તો ભારે અગત્યનો હતો. ચર્ચાની શરૂઆત તા. ૫મી ફેબ્રુઆરીના રોજ ઉપાડી તા. ૫, ૬, ૭, ૧૧ અને ૧૨ના રોજ ચલાવી છેલ્લે દિવસે તે પૂરી કરવી, એમ પક્ષના આગેવાનો અને સભાગૃહના આગેવાને મળી નક્કી કર્યું અને પ્રમુખે તે મુજબ જાહેરાત પણ કરી દીધી સાધારણ રીતે સોમવારથી શુક્રવાર સુધીના દિવસો બેઠકનું કામકાજ ચાલે છે; તેમાં મોટે ભાગે શુક્રવારનો દિવસ ખાનગી બિલો અગર ઠરાવ માટે મુકરર થાય છે. બેઠકની શરૂઆત સવારના ૧૧ વાગે થાય છે. ૧૧ થી ૧૨ સુધી સવાલ-જવાબો ચાલે છે; બરાબર બાર વાગે બીજું કામ હાથ ધરવામાં આવે છે. ૧ ઉપર ૧૫ મિનિટે સભા મુલતવી રહે છે, તે ૨ ઉપર ૩૦ મિનિટે ફરી ચાલુ થઈ બરાબર ૫ વાગે કામ પૂરું થાય છે. પાંચ પછી કામ ચલાવવું હોય તો આખા સભાગૃહની, છેવટે સભાસદોની બહુમતિની સંમતિ મેળવવી જોઈએ છે, જે ક્વચિત જ સાંપડે છે. આમ હોઈ એક દિવસમાં ચર્ચા માટે કુલ ૩॥ કલાક ભાગ આવે છે, એ હિસાબે બધારણના રિપોર્ટની ચર્ચા માટે કુલ ૧૮॥ કલાક મળવાના હતા. વિષયનું મહત્ત્વ, ચૂંટણીમાં મહાસભાએ એને અંગે ઉઠાવેલી જબ્બર ઝુંબેશ, વગેરે વિચારતાં આટલો સમય બહુ ઓછો હતો એમ જ કહેવું પડે. સરકારી અમલદારો તથા સરકારનિયુક્ત સભાસદોની સંખ્યા બાદ ગણતાં બાકી ૧૦૬ સભાસદો હતા. આ સઘળાને ચર્ચામાં

ભાગ લેવા દેવા હોય તો એકેક સભાસદને ફાળે ૧૦ મિનિટ પણ પૂરી આવતી નહોતી !

પ્રતિનિધિઓ જાતજાતનાં હિતોવાળા તરફથી ચૂંટાઈ આવ્યા હતા, અને દરેકને પોતાનું દષ્ટિબિંદુ સુધારણાના ખરડા પરત્વે માંડવાનું જ હતું—કહો કે એમની એ ફરજ હતી. અનેક સભાસદો પ્રખ્યાત વક્તાઓ હતા. લોકશાહીમાં—સાચી અગર બનાવટી-રાજકારણમાં પડેલ વ્યક્તિનું મુખ્ય હથિયાર વ્યાખ્યાન-પાંડિત્ય છે. અને અહીં તો એના પર જ સંયમ એટલે મર્યાદા મુકાતી હતી ! ગમે તેવા વિષય પર સહેજે એકાદ કલાક ભાષણ કરી શકે એવા તો અનેક વક્તાઓ હતા. તેમાં વળી અહીં તો વિષયનો મુદ્દો ભારે મહત્ત્વનો હોઈ દરેકને બોલવાની સ્વાભાવિક રીતે જ મરજી અને મહત્ત્વાકાંક્ષા પણ હોય. આમ એક અતિ મહત્ત્વના પ્રશ્ન પરત્વે, આટલા ટૂંકા વખતમાં આટલા બધા વક્તાઓને, આટલાં વિવિધ હિતો ધરાવતા પ્રતિનિધિઓને બોલવા માટે સૂચવવું એ એક રીતે ઇતિહાસમાં ગવાઈ ગયેલી કલકત્તાની કાળી કોટડી ( Black Hall ) નું પુનરાવર્તન કરવા સરખું હતું.

તા. ૫મી ફેબ્રુઆરી મંગળવારના રોજ આ પ્રશ્નની ચર્ચા હાથ ધરવાની હતી. પ્રશ્ન અતિ મહત્ત્વનો હોવાથી મહાસભાની કારોબારી સમિતિના લગભગ સઘળા સભાસદો દિલ્હીમાં હાજર રહ્યા હતા. રવિવારના રોજ પક્ષની બેઠક મળી, તેમાં ચર્ચાને અંતે સરકારી ઠરાવ ઉપર કેવા પ્રકારની ઉપસૂચના રજૂ કરવી તે નક્કી કરવામાં આવ્યું. ઠરાવ ઉપર કોણે બોલવું એ સવાલ ઉપસ્થિત થતાં ૪૪ પૈકી ૩૦ ઉપરાંત ભાઈઓએ પોતાની બોલવાની મરજી તેમ જ જરૂરિયાત જણાવી. આખરે ૨૦ જણાનાં નામો નક્કી કરવામાં આવ્યાં, અને રોજ ચાર જણાએ બોલવું એમ ઠરાવાયું, પૈકી પહેલા દિવસની યાદીમાં મારું નામ મુકાયું. પક્ષના આગેવાનોની અવિધિસરની બેઠકમાં એવું ઠર્યું હતું કે નેતાએ ૩૦ થી ૪૦

મિનિટ બોલવું અને બાકીના સભાસદોને ફક્ત ૨૦ મિનિટ જેટલો વખત આપવો. આટલી ય થોડી મિનિટમાં આવા અગત્યના પ્રશ્ન પરત્વે મુદ્દાસર ભાષણ કરવું ખરેખર મુશ્કેલ કાર્ય હતું. વડી ધારા-સભામાં આ મારું પહેલું જ ભાષણ હતું, એટલે મારી અંગત પ્રતિષ્ઠા અને કીર્તિ એના પર અવલંબી રહ્યાં હતાં. મેં મારી રીતે તૈયારી રાખી હતી. મિત્રો અને વિરોધીઓ ખાસ કરીને મહારાષ્ટ્ર માંહેના વિરોધીઓ મારા પ્રત્યે વિશિષ્ટ રીતે જોઈ રહ્યા હતા. ઇંગ્લેંડમાં આમસભાનો એવો શિરસ્તો છે કે નવા સભાસદના પહેલા ભાષણ વેળા કોઈ તેને રોકે નહિ, હેરાન કરે નહિ, અડ-ચણ ઊભી કરે નહિ; ઊલટાનું એ સભાસદ ગમે તે પક્ષનો હોય તોપણ તેના પ્રત્યે સઘળા સભાસદો સહાનુભૂતિ દાખવે અને તેને ઉત્તેજન આપે. આવા શિરસ્તાને કારણે એ દેશમાં રાજકારણકુશળ, ધુરંધર વ્યક્તિઓની એક પરંપરા સચવાઈ રહે છે, અને નવીનવી વ્યક્તિઓ ઘડાઈને આગળ આવે છે. વડી ધારાસભામાં પણ થોડે ઘણે અંશે આ જ તરેહનો શિરસ્તો જળવાય છે. નવા સભાસદ પ્રત્યે સહુ સહાનુભૂતિ અને ઉત્તેજનાભર્યું વલણ દાખવે છે; તેમ ઉક્ત સભાસદની પ્રતિષ્ઠા અને ભાવિ કીર્તિમંદિરનો પાયો પણ ત્યાં જ નખાય છે

આમ એકંદરે મારા માટે સહાનુભૂતિભર્યું વાતાવરણ તો હતું જ. સિવાય પણ અણધારી રીતે વધુ ઉત્તેજન અને સહાનુભૂતિ મળે તેમ હતાં. ધારાસભા માટે ચૂંટાઈ આવેલા સઘળા સભાસદો અંગે વ્યક્તિગત માહિતીપત્રકો દરેક પ્રાંતિક સરકારે ખાનગી રીતે તૈયાર કરી વડી સરકાર તરફ અધિવેશન શરૂ થતા પહેલાં જ મોકલી આપ્યાં હતાં. એ પત્રકોમાં પ્રત્યેક સભાસદની ખાનગી તેમ જ જાહેર જીવન અંગેની માહિતી તો હતી જ, ઉપરાંત એની નબળાઈ-ઓ (Weak points) પણ દાખવેલી હોઈ એ અંગે પોતાનો અભિપ્રાય જણાવેલો હતો. આ પત્રકો ખાનગી રાખવામાં આવેલાં

હતાં એસેમ્બ્લીમાં આ પરત્વે પ્રશ્નોત્તરો થયેલા પરંતુ સરકારે ખાનગી માહિતી જાહેરના હિતમાં પૂરી પાડી ન શકાય એમ જણાવી સવાલ ઉડાવી દીધો હતો. છતાં સરકારી સભાસદો ચૂંટાયેલા સભાસદો પ્રત્યે જે તરેહનું વર્તન દાખવતા તે પરથી આ પત્રકોમાં દરેક વિષે શું લખાવ્યું હશે તેનો અંદાજ આવી રહેતો. અને સરકારી સભાસદોના મારા પ્રત્યેના વર્તાવ પરથી એ મંડળમાંથી પણ સહાનુભૂતિ મળશે એ જોઈ શકાતું હતું.

ચર્ચાની શરૂઆત મંગળવારે તા. ૫-૨-૩૫ના રોજ બપોરના બરાબર બાર વાગે થઈ. ગેલેરીઓ ચિક્કાર ભરાયેલ હતી. મહાસભાની કારોબારી સમિતિ પૈકી શ્રી. રાજાજી, સરદાર વલ્લભભાઈ, શ્રીમતી સરોજિની દેવી, વગેરે મંડળ પ્રમુખની ગેલેરીમાં ગોઠવાયેલું દેખાતું હતું. બરાબર બારના ટકોરા થતાં જ સરકારનિયુક્ત સભાગૃહનેતા સર નૃપેન્દ્રનાથ સરકાર બોલવા ઊભા થયા. તેમણે "ધારાસભાએ સંયુક્ત કમિટીનો અહેવાલ વિચારણામાં લેવો જોઈએ." એવો ઠરાવ રજૂ કરી આશરે ૩૫ મિનિટ સુધી ભાષણ કર્યું. તે સરકાર તરફથી નિયુક્ત થયા તે પહેલાં કોમી ચુકાદા વિષેનો તેમનો વિરોધ તો જાણીતો જ હતો; છતાં આ વેળા સર નૃપેન્દ્રે પોતાના ભાષણમાં સરકારે નાછૂટકે કોમી ચુકાદાનો સ્વીકાર કર્યો છે, અને સઘળી કોમો સાથે મળી સર્વાનુમતે જો કાંઈ નવી યોજના રજૂ કરે તો સરકાર એનો સહાનુભૂતિપૂર્વક વિચાર કરશે એમ જણાવ્યું. ફેડરેશન અને 'પ્રાંતિક સ્વરાજ' અંગે સરકારે દાખવેલા પ્રગતિશીલ વલણનું વર્ણન કરી હિંદુસ્તાને ભાવિ બંધારણને સ્વીકારી લેવું એ તરેહની વિચારસરણી દાખવી.

મહાસભા તરફથી એના પક્ષ શ્રી ભુલાભાઈએ સુધારો રજૂ કર્યો બંધારણ લોકમતની સંમતિ વિના ઘડાયું છે, એમાં કશો દમ નથી, કોઈ પ્રગતિ નથી, માટે એનો અસ્વીકાર થવો જોઈએ એવો એ ભાષણનો સાર હતો.

તે પછી જનાબ ઝીણાએ બીજો સુધારો આણ્યો. એમના કહેવાનો ઝોક કોમી ચુકાદો સ્વીકાર્ય છે, પ્રાંતિક બાબતોમાં સંરક્ષણાત્મક બંધનો કાઢી નાખવાં જોઈએ, અને ફેડરેશન અસ્વીકાર્ય છે એવો હતો. બીજા પણ એકબે સુધારા રજૂ થયા હતા, પરંતુ તે બહુ મહત્ત્વના નહોતા. બધા સુધારાઓ રજૂ થયા પછી અમારા પક્ષના નેતા શ્રી. ભુલાભાઈના ભાષણની શરૂઆત થઈ. તેઓ બોલવા ઊભા થતાં જ આખા સભાગૃહમાં તાળીઓનો શોર મચ્યો. કૉલેજોમાં અનુભવવા મળતા સ્ટૅમ્પિંગનો પણ થોડી મિનિટ અનુભવ થયો. આખરે શાંતિ પથરાતાં તેમણે વ્યાખ્યાનની શરૂઆત કરી. ૪૦ મિનિટ સુધી જાણે સાક્ષાત સરસ્વતીદેવી જ બોલી રહ્યાં હોય એમ લાગ્યું. નમ્રતાભર્યું નિર્દોષ વિવેચન, મૃદુ ભાષા છતાં વિચારોનું ઉદ્દામપણું, એક પછી એક ભરતીનાં ચડતાં જતાં મોજાંઓ પેઠે ચાલી આવતી વિચારધારાઓ, શ્રોતાઓને મધુર વાણીપ્રવાહમાં નવડાવતી હતી; અને આસ્તે આસ્તે વિરોધીઓની ન્યાયબુદ્ધિને પણ સતેજ કરી સદ્ભાવનાને પડકારી, તેમના દિલમાં સહાનુભૂતિના ભાવો જાગ્રત કરતી હતી.

૪૦ મિનિટો ક્યારે ખલાસ થઈ તે પણ જણાયું નહિ. આવું વક્તૃત્વ આ સભાગૃહમાં અગાઉ સંભળાયું નહોતું; શ્રોતાઓની તાળીઓના ગડગડાટ વચ્ચે જ તેઓ બેસી ગયા. અમે, તેમના અનુયાયીઓએ, તો તેમને અભિનંદન આપ્યાં જ અને વિરોધીઓથી પણ તેમ કર્યા વિના રહેવાયું નહિ ઉપહાર માટે સભા બરખાસ્ત થઈ. ફરી પાછી ૨–૩૦ વાગતાં બેઠક શરૂ થઈ અને ત્રણચાર વક્તાઓ પોતાનો વારો પૂરો કરી બેસી ગયા. બરાબર ૪–૩૦ વાગતાં પ્રમુખનું ધ્યાન મારા તરફ દોરાયું, અને તેમણે બોલનાર તરીકે મારું નામ પોકાર્યું.

મારા પહેલાં જે પાંચછ વક્તાઓ બોલી ગયા હતા તેઓ સઘળા જૂના, જાણીતા, વૃદ્ધ અને પ્રખ્યાતિ પામી ચૂકેલા હતા. સર

નૃપેન્દ્રનું યુક્તિવાદથી ભર્યું વ્યાખ્યાન, શ્રી ભુલાભાઈનું હૃદયસ્પર્શી બાનીમાં થયેલું ઉદ્બોધન, યુરોપિયન ગ્રૂપના નેતા સર લિંડસેનું સમતોલતાભર્યું ભાષણ, અને સમયને બરાબર પારખીને સર હેનરી ગ્રિડનેએ પણ ગંભીરતાપૂર્વક કરેલું વ્યાખ્યાન: આ સઘળાં ભાષણોને પરિણામે આખા સભાગૃહમાં એક વિશિષ્ટ તરેહનું વાતાવરણ જામી ચૂક્યું હતું શ્રી ભુલાભાઈની પાછળ હું બેઠો હતો. બોલવા માટે હું ઊભો તો થયો, છતાં ઘડીભર સ્તબ્ધ રહ્યો આજ સુધીની અનેક સભાઓ મારી 'ફ્રેંકોલોજી' પદ્ધતિએ કરાયેલાં વ્યાખ્યાનોથી સફળ થઈ હતી; અદાલતોમાં પણ કાયદાની બારીકાઈભરી દલીલોથી હું જીત્યો હતો છતાં ધારાસભામાં જે સફળતા મેળવવી હોય તો એ ભાષણ જુદી તરેહનું હોવું જોઈએ એ જાણતો હતો. સોનીને લુહારનું કામ અઘરું પડે તેમ લુહારને સોનીનું કારીગરીભર્યું ઘડતર ઘડતાં ન ફાવે. અહીં બંને ગુણોનો સમન્વય સાધવાનો હતો. કેવી જાતનું ભાષણ કરવું જોઈએ તેનો ખ્યાલ તો હતો; પરંતુ એકલા પ્રયત્નથી એ સાધવા જેટલો અવસર સાંપડ્યો નહોતો. મનમાં યોજી રાખેલી રૂપરેખા તો બરાબર હતી, પરંતુ એ માટેની યોગ્ય શબ્દયોજના રચાઈ નહોતી. આ બધાને કારણે ઘડીભર હું સ્તબ્ધ રહ્યો. એ સ્તબ્ધતામાં કવિ તાબિની રીતે કહું તો 'નવવધૂની અણઘડતા' નહોતી પરંતુ છલંગ મારનાર શિકારી પશુની નિર્ણય પહેલાંના અસ્થિરતા હતી. પહેલા વાક્યના ઉચ્ચાર સાથે જ સભાગૃહને હવે પછી શું આવશે એવી જાણે આગાહી આપતો હોય તેવો અનુભવ થયો! એ પહેલું વાક્ય આવું હતું: "મહાશય! મારું એ દુર્દૈવ છે કે જે માનસિક વિચારોની ભૂમિકાએથી મારા માનનીય આગેવાને આજે સવારના અહીં પોતાના વિચારો દર્શાવ્યા છે, એની સાથે હું સહમત થઈ શકતો નથી. (Sir, it is my misfortune that I can not share the mentality which is behind the speech of my esteemed Leader who spoke

*this morning.*)" તે પછી મહાસભાના મુંબઈ અધિવેશનમાં થયેલા ઠરાવોને ધોરણે .સંપૂર્ણ સ્વાતંત્ર્યની કસોટીએ રિપોર્ટમાં સૂચવાયેલા બંધારણના મુદ્દાઓ તપાસતાં ફેડરેશન, પ્રાંતિક સ્વરાજ, દેશીરાજ્યો, હિંદુ–મુસ્લિમ સવાલ, સંરક્ષણાત્મક બંધનો વગેરે સઘળા મુદ્દાઓ ચર્ચ્યા સ્વાતંત્ર્યનો ખરો અર્થ અને એનું પ્રથમ લક્ષણ બ્રિટિશ સંબંધ તોડી નાખવાનું હોય એ દર્શાવ્યું. ગયા યુદ્ધમાં અમે દુનિયાની મુક્તિ માટે મદદ કરી છતાં અમારો દેશ પરાધીનતા ભોગવતો જ રહ્યો! લાખો હિંદી સિપાઈઓનો સંહાર સામ્રાજ્યવાદને કાયમ ટકાવી રાખવા ખાતર થયો હિંદની ગરીબાઈનું મૂળ કારણ પરાધીનતા હોઈને બ્રિટિશો સાથેનો સબંધ છે ત્યાં સુધી એ બેડી તો રહેવાની જ છે. વળી બ્રિટિશો પાસેથી ન્યાય મળવાની તો આશા જ નથી હિંદુ-મુસ્લિમનો સવાલ અંગ્રેજ સત્તાને કારણે જ ઊભો થયો છે. અને હિંદમાં સ્વાતંત્ર્યનું વૃક્ષ રોપાય અને ફૂલેફાલે તે પહેલાં હિંદુ-મુસલમાનમાં યાદવાસ્થળી જામે અને લોહીની નદીઓ વહે એ આવશ્યક છે એમ ઇતિહાસ કહેતો હોય તો એવી યાદવસ્થળીઓ ભલે જામે અને લોહીની નદીઓ ભલે વહે; પરંતુ એ બધું બ્રિટિશોની છત્રછાયા તળે તો ન જ જોઈએ! ("If the process of history requires that Hindus and Muslims should fight each other and shed their blood before the plant of freedom can take root, let it be done, but not under British aegis.") અહીં રજૂ થયેલું ભાવિ બંધારણ તો પ્રિવિલેજ્ડ કરનારું, સ્થાપિત હિતોવાળાઓ, રાજાઓ, શાહુકારો અને મૂડીદારો (ગોરા તેમ જ કાળા) વગેરેનું વર્ચસ્વ કાયમ રાખે તેવું, આમજનતાના મોટા ભાગને નુકસાન કરનારું અને સઘળી દૃષ્ટિએ ત્યાજ્ય હોઈ અમારે તે ન જોઈએ. ઇશ્વરને નામે તે પાછું લઈ લ્યો, કેવળ સભાના શિરસ્તાની વિરુદ્ધનું અને શિષ્ટતા રહિતનું લાગે, તેથી જ માત્ર એનો 'નાશ થાઓ' એમ

હું કહેતો નથી. ("For God's sake take it back and I won't add 'and be dammed' for it may not be exactly Parliamentary or proper.")

એ છેલ્લા શબ્દો સાથે હું બેસી ગયો મારી ૨૦ મિનિટની મર્યાદા મે ક્યારની છોડી દીધી હતી તેનો મને ખ્યાલ ન રહ્યો, તેમ વ્યાખ્યાનના પ્રવાહમાં પ્રમુખ મહાશયે પણ તે તરફ ધ્યાન આપ્યુ નહિ! ઠરાવેલ વખતની મર્યાદાઓથી કોઈ સભાસદ વધારે વખત સુધી ભાષણ કરે તો અન્ય સભાસદો 'વખત પૂરો થયો' એવી ટકોર પણ કરી શકે છે મારા ભાષણ વખતે તેવી ટકોર પણ કોઈએ કરી નહિ સઘળા જણ મંત્રમુગ્ધ બની સાંભળી રહ્યા હતા છેલ્લુ વાકય પૂરુ કરી હું બેસી ગયો કે તુરત આખુ સભાગૃહ તાળીઓ પાડી ઊઠયુ. પ્રમુખે પણ સભા બીજા દિવસ સુધી મુલતવી રહ્યાનુ જાહેર કરી પોતાની ચેમ્બર તરફ પ્રયાણ કર્યું

મારી આસપાસ સભાસદોની ભીડ જામી મહાસભાપક્ષના, તેમાંય ખાસ કરી જુવાન સભાસદોએ મને અભિનંદનોથી નવરાવી દીધો જનાબ ઝીણાએ પાસે આવી કહ્યુ 'વ્યાખ્યાન સુંદર થયુ!' ("Mr Gadgil, it is damned good") શ્રી અણેજીએ પણ ખુબ અંતઃકરણથી અભિનંદન આપ્યાં ટૂંકમાં સઘળા હિંદી સભાસદો—સરકારી અમલદારો, સરકાર તરફથી નિયુક્ત થયેલા હિંદુ, મુસલમાન પારસી સહુએ મને અભિનંદન આપ્યાં પરિપત્રોના કાગળો સાથે બહાર આવ્યો, ત્યાં સરોજિની દેવીએ પણ ખૂબ અભિનંદન આપ્યાં

સરદારે કહ્યુ· "પહેલું વાકય બિનજરૂરી હતું. બાકીનું સરસ હતુ."

ખબરપત્રીઓ પણ આવી ગયા ટૂંકમાં મારો 'ભાવ' ખૂબ ચઢી ગયો! મે આવી આશા રાખી નહોતી. ઉતારે પહોંચ્યો

તો ત્યાં પણ કેટલાએક લોકો મળવા આવ્યા હતા. 'વિવિધવૃત્ત'ના તંત્રીના ભાણેજ શ્રી. તટણીસ અમારી સાથે જ હતા; સર કાવસજી જહાંગીરના સેક્રેટરી તરીકે તેઓ દિલ્હી આવ્યા હતા. તેમણે પ્રેક્ષકોમાં પ્રવર્તેલી લાગણીનું વિસ્તૃત વર્ણન કર્યું. બીજે દિવસે અને તે પછી પણ અનેક છાપાંઓમાં ખાસ ખબર-પત્રીઓએ પાઠવેલા સમાચારો અને મારો ફોટોગ્રાફ છપાયેલો દેખી મનમાં જરા અભિમાન પણ આવી ગયું. એ કબૂલ કર્યા વિના ચાલે નહિ. આજ સુધીના પંદર વરસના સાર્વજનિક જીવનના અનુભવથી આ બધુ ઊલટું જ બનતું હતું! વિરોધ, ઈર્ષ્યા અને કરેલાં કાર્યોનો ઊંધો અર્થ કરનારા અનેક પ્રહારો સામે ડગલે ને પગલે ઝૂઝી ઝૂઝીને મેં પ્રગતિને પંથે જાણે પગલાં માંડયાં હતાં.

ધારાસભામાં ભાષણો ચાલતાં હોય ત્યારે લઘુલિપિલેખક તે પૂરે-પૂરાં ઉતારી લે છે, અને ગતોરાત આખા ભાષણની વિસ્તૃત ટાઈપ કરેલી કોપી સભાસદને પહોંચી જાય છે. એ નકલમાં વ્યાકરણની ભૂલો અગર તો પોતે ન વાપરેલો શબ્દ આવી ગયો હોય તો તેટલા પૂરતો સુધારો કરવાની છૂટ સભાસદને હોય છે. એ મુજબ સુધારેલી નકલ બીજે દિવસે સાંજના પાંચ પહેલાં એસેમ્બ્લી ખાતાની નોટિસની ઑફિસમાં (Notice Office) પહોંચાડી દેવી પડે છે. આ પ્રમાણે સુધારેલી નકલ વખતસર ન મળે તો લઘુલિપિલેખકે જે નકલ તૈયાર કરી હોય તે મુજબનું ભાષણ સરકારી રિપોર્ટમાં છપાવા માટે રવાના થાય છે. મેં મારુ ભાષણ તુરત જ સુધારી આપ્યું અને તેની નકલો કરાવી અનેક મરાઠી છાપાંઓને તે મોકલાવી આપી. એની વિસ્તૃત નોંધ માત્ર 'લોકશક્તિ,' 'વિવિધવૃત્ત' અને 'નવા કાળ' માં જ છપાઈ. દિલ્હીના 'સ્ટેટ્સમેન' પત્રે તો આ ભાષણ માટે ખટલો કરવો જોઈએ એવી પણ સૂચના કરી હતી. એસેમ્બ્લીમાં કરાયેલાં ભાષણો માટે કેસ કરી શકાતો નથી એ છૂટનો મેં દુરુપયોગ કર્યાનું પણ તેણે લખ્યું હતું. ડિસેમ્બરમાં સાતારા જિલ્લાની પરિ-

ષદનો હું પ્રમુખ હતો. તે વેળા મેં જે ભાષણ કરેલું તે બરાબર એસેમ્બ્લીના ભાષણ જેવું જ હતું. ત્યાંના જિલ્લા મેજિસ્ટ્રેટે મારા એ ભાષણ માટે મારા પર કેસ કરવો જોઈએ એવી દરખાસ્ત મુંબઈ સરકારને કરેલી. પરંતુ વડી ધારાસભાનો સભાસદ અધિવેશન અંગે દિલ્હી હોય તો આવા કેસ કરી તેને પકડતાં પહેલાં વરિષ્ઠ સરકાર (હિંદ સરકાર)ની સંમતિ આવશ્યક હોય છે. પ્રમુખ તરીકેના ભાષણને કારણે મારા પર કેસ થાય તોપણ વિષયસામ્યને કારણે એ દિલ્હીમા કરેલા ભાષણનો બદલો લેવાય છે એમ લોકો માની બેસે એટલે સરકારે કેસની વાત ઉડાવી દીધી હતી, એટલું હું જાણી શકેલો. ટૂંકમાં મારા પર કશાં પગલાં લેવાયાં નહિ.

એસેમ્બ્લીમાં મને મળેલી આ ફતેહથી મને હર્ષ થયો ને મારામાં સહેજ અભિમાન પણ આવ્યું. અંતરમાં મેં એ અભિમાનનાં અજાણે આગળ વધતાં પગલાં સાંભળ્યાં. મારે મારાં ભાષણોમાં 'વધારે જવાબદાર બનીને' શબ્દો યોજવા જોઈએ એવો ગાંધીજીનો મત છે એમ હું જાણવા પામ્યો. એના સત્યાસત્ય વિષે મેં વિશેષ તપાસ કરવાનું જાણે માંડી વાળ્યું, છતાં વધારે જાગૃત બની આત્મનિરીક્ષણ કરી જોતાં મેં એ સૂચનાનો જાણે કે સ્વીકાર કરી લીધો! **न ब्रूयात् सत्यमप्रियम्** એ સનાતન સૂત્ર આકર્ષક તો છે; પરંતુ ઘણી વાર અપ્રિય છતાં સત્ય બોલવું એ ધર્મ બની જાય એવા પ્રસંગો પણ ઊભા થાય છે. સદભિરુચિની મર્યાદાનું ઉલ્લંઘન તો ન થાય; પરંતુ કઠોર સત્ય સ્પષ્ટ શબ્દોમાં જણાવી દેવું કે ભાષા પર સંયમ જાળવવો એમાં પ્રસંગાનુસાર વિવેક વાપરવો પડે છે. માનવી ઘણી વાર ભૂલ ખાય છે; હું પણ ભૂલ્યો હોઈશ. સિદ્ધ અવસ્થા કરતાં સાધકની અવસ્થા વધારે શ્રેષ્ઠ ગણાય છે. હું પણ એક સાધક છું; પ્રયત્નો દ્વારા હું ઉપાસના આદરી રહ્યો છું.

૫. રિપોર્ટ અંગે સતત પાંચ દિવસ સુધી ચર્ચા ચાલી. પહેલા

દિવસના જેટલો પાછીના દિવસોમાં વિવેક અગર સંયમ જળવાયો નહિ. કોમી ચુકાદાના સંબંધમાં યાદવાસ્થળીને સારો અવકાશ આપ્યો. લોકનાયક અણેનું વ્યાખ્યાન કાયમ મુદ્દાસરનું અને ઉચ્ચ વક્તૃત્વથી ભરેલું હોય છે. કોમીચુકાદા પરત્વેની તેમની દિલની દાઝ એમણે વ્યક્ત કરી. રાષ્ટ્રભાવનાનો એ નાશ કરે છે એ બિના તેમણે સ્પષ્ટ રીતે દાખવી આપી. લોકમાન્ય ટિળકના અર્વાચીન પ્રતિનિધિ તરીકે રાજકારણમાં એમને મારા જેવા અનેકો માનભરી દૃષ્ટિથી જુએ છે; પણ પ્રતિપક્ષની કુટિલનીતિ પારખી લઈ ચતુરાઈપૂર્વક પોતાનું કામ સાધી લેવાની જે સફાઈભરી આવડત લોકમાન્ય ટિળકમાં હતી તેનો અણેમાં આ વેળા અણુધારી રીતે અભાવ દેખાઈ આવ્યો.

પહેલી ગોળમેજ પરિષદ વેળા મુસલમાનો વતી સર મહંમદ શફીએ એવી સૂચના આણી હતી કે વસ્તીના પ્રમાણમાં પ્રતિનિધિત્વ, અને સંયુક્ત મતદાર સંઘનો સિદ્ધાંત જો હિંદુઓને માન્ય હોય તો તેમણે ૧૫ મિનિટમાં પોતાની સંમતિ જણાવવી. આ સૂચનાથી પ્રાંતોને ક્યાંક ક્યાંક ગેરલાભ થતો હતો છતાં એક તો સઘળે સમાન ધોરણ જળવાતું હતું, રાષ્ટ્રીયતા અખંડપણે જળવાઈ રહેતી હતી અને સયુક્ત મતદાર સંઘોની યોજના હોવાથી લઘુમતિના હક્કો સચવાતા હતા. ગોળમેજ પરિષદમાં આવેલા મુસલમાન સભાસદો સર શફીની આ સૂચનાથી ચિડાઈ ઊઠયા હતા. સર શફીની એ સૂચના સ્વીકારાઈ હોત તો કોમી ચુકાદાને ટાળી શકાયો હોત, અને બ્રિટિશ મુત્સદ્દીગીરીને શિકસ્ત આપી શકાત. પરંતુ એ સૂચના ફગાવી દેવાનું પુણ્યકાર્ય ડૉ. મુંજેએ ત્યાં બજાવ્યું. ડૉકટર સાહેબ આંખોના ખાસ વૈદ છે, પરંતુ રાજકારણમાં તેમની દૃષ્ટિ ટૂંકી દૃષ્ટિ જ છે તે આ વેળા જણાઈ આવ્યું; સમય પર તેઓ દીર્ઘદૃષ્ટિ દાખવી ન શક્યા !

પંડિત ગોવિંદવલ્લભ પંતે પોતાની કસાયેલ બાનીમાં બંધારણના મુખ્ય મુદ્દાઓનું બરાબર પૃથક્કરણ કરી બતાવ્યું. પંડિતજી પ્રચંડકાય

છે તેમ જ બુદ્ધિશક્તિમાં પણ તેઓ પ્રખર વિદ્વાન છે. અર્જુનના અક્ષય ભાથામાંથી બાણની વૃષ્ટિ ચાલ્યા જ કરે તેમ પંડિતજીના મોંમાંથી વિચારો અને શબ્દોની ધારા છૂટચે જતી હતી. તેમણે પોતાના વ્યાખ્યાનમાં શ્રોતાનું લક્ષ્ય, સ્વાતંત્ર્યપ્રાપ્તિ એ જ મુખ્ય સવાલ ગણાવી તે તરફ દોર્યું. શ્રી સત્યમૂર્તિ તો વક્તા તરીકે નામાંકિત થઈ જ ચૂકયા હતા. ભાષણ કરવાના તેઓ ભારે શોખીન હતા. મદ્રાસની પ્રાંતિક ધારાસભામાં તેમણે વધારે ઉપપ્રશ્નો (Supplementary Questions) પૂછીને ધારાસભામાં નામ કાઢયું હતું. તે સાથે એ પણ જણાવવું આવશ્યક છે કે એમના સરખો અભ્યાસી, નિયમિત હાજરી આપનાર અને સભાના રોજિંદા કામકાજથી પૂરેપૂરો સુપરિચિત સભ્ય બીજો ભાગ્યે જ કોઈ હતો. અંગ્રેજી ભાષા તો જાણે તેમની દાસી હતી! તેમનું ભાષણ પણ સહુએ ઉત્સુકતાથી સાંભળ્યું.

બેરિસ્ટર ઝીણા એક રીતે અસાધારણ પુરુષ છે. તેમનું ઊંચી કક્ષાનું શીલ, અગાઉ તેમણે રાષ્ટ્રીય ભાવનાપૂર્વક બજાવેલી દેશસેવા અને કોઈ દષ્ટિએ અત્યાર સુધીમાં તેમણે પ્રાપ્ત કરેલું મહત્તાનું સ્થાન, એ કારણે સઘળા તેમના શબ્દો–ભાષણ તરફ વિશિષ્ટ નજરે જોતા હતા. ગોળમેજી પરિષદ શરૂ થઈ ત્યારથી જ તેમણે ફેડરેશન અંગે વિરોધ દર્શાવ્યો હતો; અને એમ પણ કહેવાય છે કે બીજી બેઠક વખતે તેમને ફેડરલ સ્ટ્રકચર કમિટિમાંથી ઇરાદાપૂર્વક બાતલ રાખવામાં આવ્યા હતા. મધ્યવર્તી સરકારમાં મુસલમાનો લઘુમતીમાં રહે એ કારણે જ તેમનો ફેડરેશન સામે વાંધો હતો એ તો સ્પષ્ટ જ હતું. એક વાર તેમણે મને કહ્યું: "જો આપણે સંગઠિત બની સંયુક્ત રીતે કામ કરીએ તો આપણે આ એસેમ્બ્લીની હોલમાં બેઠાં બેઠાં જ અવશ્ય સ્વાતંત્ર્ય મેળવી શકીશું. ("If we are organized and united, we will achieve freedom inside these walls.") ધારાસભાના કાર્ય પરત્વે તેમને આટલો

બધો વિશ્વાસ હતો અને હજુ હશે એમ લાગે છે. એમનું આ રાજકીય ધોરણ અને માનસિક પાર્શ્વભૂમિ ધ્યાનમાં લેતાં એમણે રજૂ કરેલી સુધારાની ઉપસૂચના યોગ્ય જ હતી. કોમી ચુકાદો હિંદુઓને કારણે અપાયો છે; તેમાં પણ મુસલમાનોને પૂરો ન્યાય નથી મળ્યો. પ્રાંતિક સ્વરાજ્યમાં થોડી પ્રગતિ દાખવવામાં આવી છે, તોપણ એમાંથી સંરક્ષક બંધનો તો કાઢી જ નાખવાં જોઈએ એવી દલીલ તેમણે કરી; તે સાથે મધ્યસ્થ સરકારને અપાયેલી સત્તા પર તેમણે ખૂબ પ્રહારો કર્યા. શ્રી ભુલાભાઈએ સત્તા મેળવવી એ પહેલું કામ અને તેની વહેંચણી એ ગૌણ છે એમ જણાવ્યું હતું; તેના જવાબમાં ઝીણાએ કહ્યું કે જો બિનશરતી અગર કશી તડજોડ વિના સત્તા મળે તો તે બહુમતી કોમના લાભમાં જ ઊતરે; એ કારણે લઘુમતી કોમે પોતાનાં હિતો સંભાળવા જાગતા રહેવાની જરૂર છે. મુસલમાનો સ્વરાજ તો ઇચ્છે જ છે, પરંતુ તેઓ હિંદુ-રાજ્ય નથી માગતા; અને તે જ કારણે અત્યારના બંધારણીય સુધારા ન જોઈએ.

જ્યાં સુધી મુસલમાનોનાં હિત જાળવવા માટે વધારેમાં વધારે સંરક્ષક બંધનો અને તેને ધોરણે પ્રતિનિધિત્વ ( weightage ) મેળવવું એટલો જ એમનો હેતુ હતો ત્યાં સુધી બે સ્વતંત્ર રાજ્યો બનાવવાનો વિચાર ઊઠયો નહોતો; કહો કે ત્યાં સુધી પાકીસ્તાનનો વિચાર તેમને સૂઝ્યો જ નહોતો. તે વેળાનું તેમનું ભાષણ ધમકી ભર્યું અગર ત્રાગું કરવા જેવું નહોતું; તેમાં તે વેળા તીખાશ પણ નહોતી. ઝીણા સાહેબની ભાષણની રીત અનોખી છે. સૌથી છેલ્લાં બોલવું, સભામાં બેઠાં બેઠાં જ મુદ્દાઓ ગોઠવવા, અગાઉ થઈ ગયેલાં ભાષણોના મુદ્દાઓમાં અહીંતહીં ફેરફાર કરી, ગંભીરતા ધારણ કરી, જાણે પોતાને જ સાચી જવાબદારીનો ખ્યાલ છે એમ દર્શાવવું, અને પોતે તો નિઃસ્વાર્થવૃત્તિવાળા છે એવો દેખાવ ધારણ કરી શ્રોતાઓનાં દિલ હરી લેવાં એ એમની રીત છે. ભાવનાઓને

ઉત્તેજિત કરે તેવી વક્તૃત્વકળા તેમનામાં નથી. તેઓ અંગત માનાપમાનને વધારે મહત્ત્વ આપતા. 'સઘળું મારામાં સમાયું છે' એ એમનું જાણે કે જીવનસૂત્ર હોય એમ દેખાય. વખત પર આવું વર્તન કદાચ યોગ્ય દેખાતું હોય તોપણ તેમનામાં તો આ વિષે કદી ફેરફાર નથી જ થતો. મુસલમાનોની એક દૃષ્ટિનું દિગ્દર્શન એમના ભાષણે કરાવી આપ્યું. રાષ્ટ્રીય વૃત્તિ ધરાવતા મુસલમાન સભાસદોએ– મહાસભાવાળા તેમ જ અન્ય–આ પહેલાં જ પોતાનું દૃષ્ટિબિંદુ રજૂ કર્યું હતું.

જનાબ ઝીણાનું ભાષણ પૂરું થયા પછી સરકાર તરફથી ઠરાવ રજૂ કરનાર સર નૃપેન્દ્રનાથે જવાબ આપ્યો. તેમનું ભાષણ થયું તે પહેલા તે જ દહાડે શરૂઆતમાં જ સભાગૃહ જાણે કુસ્તીનો અખાડો હોય એવું દૃશ્ય થઈ ગયું હતું. કોમીવાદી સભાસદોએ–તેમાં બધી કોમોનું પ્રતિનિધિત્વ આવી ગયુ હતું—બેજવાબદાર ભાષણોથી આખું વાતાવરણ કલુષિત બનાવી મૂક્યું હતું. કેટલાક સભ્યોને તો એમ પણ થઈ આવ્યું કે આવી ચર્ચા અને મતગણતરી કરતાં તો સરકાર પોતાનો ઠરાવ પાછો ખેંચી લે તો ઘણું સારું. સરકારે પણ એ પરિસ્થિતિનો લાભ ઉઠાવવાનું નક્કી કર્યું હશે, કેમકે સભાગૃહના નેતા સર નૃપેન્દ્ર મને જ્યારે કા વાગે બહાર મળ્યા ત્યારે કહેતા હતા: "આખી પરિસ્થિતિનો ખ્યાલ કરીને જો તમને એમ લાગતું હોય કે સરકાર ઠરાવ પાછો ખેંચી લે તો સારું, તો મને અરધા કલાકમાં ખબર આપજો. તુરત સભાગૃહની અનુમતિ મેળવી હું ઠરાવ પાછો ખેંચી લઈશ." લાગલી જ મેં આ બિના અમારા આગેવાન શ્રી. ભુલાભાઈને જણાવી. પ્રેક્ષકોમાંથી રાજાજીને બોલાવી લીધા. તેમનો અભિપ્રાય એવો હતો કે "જો ઠરાવ પાછો ખેંચી લેવાય તો એમ ગણાશે કે દેશમાં એટલા મોટા પાયા પર મતભેદ છે કે મધ્યવર્તી ધારાસભાએ મતગણતરી લેવાનું પણ ઉડાવી દીધું છે! વળી આખા બંધારણનો મધ્યવર્તી વિચાર ફેડરેશન આસપાસ

જ રચાયો હોઈ એ એનો આત્મા છે. જો ફેડરેશનનો સવાલ ત્યાજ્ય ગણી ઉડાવી દેવામાં આવે તો આપોઆપ બંધારણ ત્યાજ્ય જ બને છે. અને એ પ્રશ્ન પર તો ધારાસભામાં મહાસભા પક્ષે જ બહુમતી રહેવાની." આમ એકંદરે જનાબ ઝીણાની ઉપસૂચનામાં કોમી ચુકાદાનો સ્વીકાર આવી જતો હોય તોપણ ફેડરેશનના ત્યાગની સાથોસાથ એને પણ તિલાંજલિ જ મળતી હતી દેશનો નિર્ણયાત્મક જવાબ દુનિયા જાણે એ વધારે અગત્યનું હતું.

મહાસભાની કારોબારીના બીજા સભ્યોએ આ અંગેની સઘળી જવાબદારી રાજાજીને સોંપી હતી. એ અંગેની રાજાજીની યોગ્યતા પણ અસામાન્ય હતી. કાર્યાકાર્ય પારખવાની તેમની અચૂક વિચારસરણી, અસામાન્ય શબ્દયોજના, સરલ સાદી ભાષા અને દૃષ્ટાંતોને કારણે તેમનું કહેવું તુરત બુદ્ધિગ્રાહ્ય બની જાય છે વિરોધીઓ નિરુત્તર બને છે છતાં તેમને ગુસ્સો નથી ચડતો. ચર્ચા કરવાની તેમની પકડ (approach) કોઈ અજબ તરેહની છે. શરૂઆતમાં વિરોધી સાથે ઇંચ નહિ પણ માઈલ સુધી તેઓ સંમત બની ચાલે છે, પરંતુ અંતે એને પોતાની સાથે પાછો બે માઈલ સુધી આગળ ખેંચી લાવે છે—કહો કે એ આપોઆપ ખેંચાઈ આવે છે!

બહુ થોડી મિનિટોમાં અમારે નિર્ણય કરવાનો હતો. યુદ્ધમાં આવી નિર્ણયાત્મક પળો અનેક આવે છે, સભાના કામકાજમાં પણ આવી પળોનો અનેક વેળા ભવિષ્યમાં અમારે સામનો કરવો પડ્યો હતો આવે પ્રસંગે કઈ રીતે વર્તવું એની તાલીમ મને તે વેળા જે મળી તેને હું જીવનની એક મહામૂની મૂડી ગણું છું. રાજાજીની વિચારણાનુસાર અમે નિર્ણય કરી, સભાગૃહના નેતાને મેં તુરત તે જણાવી દીધો.

અમારા એ નિર્ણય વિષે સર નૃપેન્દ્રે શું ધાર્યું તે તો કોણ

જાશે. પણ તેમણે જવાબમાં જે ભાષણ કર્યું તેમાં સબળાઓ પર પ્રહાર કરવાનું તેઓ ચૂક્યા નહોતા. તેઓ વાદવિવાદમાં ભારે કુશળ હતા. આ વેળા વિરોધ પક્ષના દરેકના કથન ઉપર શ્લેષ આણી, મશ્કરી ઉડાવી, અર્થનો અનર્થ બનાવી દરેક પર પ્રહાર કર્યા. "મારા જુવાન મિત્ર શ્રી આડગીલ કહે છે : 'બ્રિટિશો ચાલ્યા જાય. પાછળથી અમારે હિંદુ–મુસલમાનોને લડવું પડે તોપણ અમે અમારું ફોડી લઈશું; જે પરિણામ આવશે તે અમે ભોગવી લઈશું.' પરિણામ શું આવે તેનું ચિત્ર હું આપની પાસે રજૂ કરું છું. હિંદુ–મુસલમાનોમાં યાદવાસ્થળી જામતાં જ કોઈ પણ એક પક્ષ મદદ અર્થે બ્રિટિશોને બોલાવ્યા વિના રહેશે નહિ. અર્થાત બ્રિટિશોને એક વાર ચાલ્યા ગયા પછી ફરી પાછા આવવાનું કષ્ટ માત્ર સહન કરવું પડશે ! ફેંકી દેવા લાયક આ બંધારણમાં ઝીણાને કોમી ચુકાદો મંજૂર છે એ કાંઈ ઓછી વાત છે ? છતાં ફેડરેશન ત્યાજ્ય ગણીને જો મત આપવામાં આવે તો એનો અર્થ આખું બંધારણ સભાગૃહ ત્યાજ્ય ગણે છે એવો જ થાય; અને એ જ થઈ શકે. શ્રી. ભુલાભાઈ જે પ્રગતિ કરવા ઇચ્છે છે તે આ બંધારણના સ્વીકારથી અવશ્ય સાધી શકાશે. મુશ્કેલ માર્ગના પ્રવાસો સદા ખેડી શકાય છે એમ નથી બનતું !" ભાષણમાં તેમણે કોઈ પક્ષને છોડ્યો નહોતો. મુસલમાન, યુરોપિયન, હિંદુ, હરિજન, હરેકને તેમણે પ્રહારો કર્યા; અને દરેક પક્ષ બીજા પક્ષ પર પ્રહારો થતા દેખી ખુશી થતો હતો ! તાળીઓના ગડગડાટ વચ્ચે જ તેમણે પોતાની બેઠક લીધી.

સરકારી અમલદારો અને સરકાર નિયુક્ત સભાસદોએ આ પ્રશ્ન અંગે મત આપવો ન જોઈએ કેમકે એમનો મત એ સાચા લોકમતનું નિદર્શન ન ગણાય, એ તરેહની વ્યાજબી તકરાર રાજાજીએ છાપાંઓ મારફત પહેલેથી જ શરૂ કરી દીધી હતી. એ સભ્યોએ તટસ્થ રહેવું જોઈએ એવી માગણી તેમણે પોતાના

નિવેદનમાં જાહેર કરી હતી. ઓછું આપો પરંતુ ખોટાં તોલમાપ ન વાપરો. ("Give us less if you like, but do not give me short measure.") લોકમત લેવા માગતા ન હો તો તેવું જાહેર કરો, પરંતુ ખોટી રીતો અજમાવીને લોકમત લેવાયો છે એવા ભુલાવામાં કોઈને પાડો નહિ. અનેક સભાસદોએ સભાગૃહમાં પણ એ જ માગણી મૂકી હતી. છતાં મતદાન વેળા સરકાર પક્ષ તટસ્થ ન જ રહ્યો. જનાબ ઝીણાની સુધારાની સૂચનાવેળા પોતાના જાહેરનામાની નીતિ મુજબ મહાસભાપક્ષે તટસ્થતા દર્શાવી. અપવાદરૂપ મુંબઈના ડૉ. દેશમુખ નીકળ્યા! વધુ મતે ઝીણાની ઉપસૂચના મંજૂર થઈ. તે પછી ઉક્ત ઉપસૂચના સાથે ફેડરેશન ત્યાજ્ય છે એવો સુધારેલો ઠરાવ મંડાયો, અને ભારે બહુમતીથી એ મંજૂર થયો. મહાસભાપક્ષ, કોંગ્રેસ નેશનેલિસ્ટપક્ષ, ઝીણાનો સ્વતંત્રપક્ષ, મોટા ભાગના બિનપક્ષી સભાસદો અને સરકારે નીમેલા ઘણા સભાસદોએ ઠરાવની તરફેણમાં મત આપ્યા. સરકાર તરફે માત્ર અધિકારીઓ, ગણ્યાગાંઠ્યા મૂડીદારો અને અંગ્રેજો તથા ચાલુ સરકારના કાયમી ગુલામ સમા મૂડીભર જમીનદારો વિના કોઈએ વિરુદ્ધમાં મત આપ્યો નહિ. સરકારપક્ષે ૪૦ કરતાં વધારે મતો નહોતા, જ્યારે ઠરાવની તરફેણમાં ૯૦ કરતાં વધારે મતો હતા. પ્રમુખે "ઠરાવ મંજૂર થાય છે, અને ઠરાવનું સમર્થન કરનારાઓ જીતે છે." એવો નિર્ણય જાહેર કરી સભા મુલતવી રાખી. ભારે પ્રક્ષોભ પેદા કરનાર સવાલનો આમ આખરી અંજામ આવ્યો.

[ ૨ ]

મતગણતરી વેળા સભાગૃહમાં વાતાવરણ ઉગ્ર બની જાય છે. એ ૨–૩ મિનિટના અવકાશમાં અનેક સભાસદો પર અનેક પ્રયોગો અજમાવાય છે, વખત પર અનેક તરેહના સોદાઓ—સભાસદોમાં

અંગત તેમ જ પક્ષોપક્ષો વચ્ચે પણ થાય છે, દાવપેચ રચાય છે અને બનાવવાનું પણ ચાલે છે. માનવી સ્વભાવના ઉચ્ચ તેમ જ હલકી કોટીના બંને તરેહના સ્વભાવનું દર્શન અહીં થાય છે. તેમાં પણ એકાદ બે મતો પર જ જ્યારે બહુમતીનો આધાર અવલંબે છે ત્યારે તો ભારે અદ્‌ભુત રસાકસી જામે છે. દંડકની કુશળતા, અને કાર્ય પાર પાડવાની આવડતની ખરી કસોટી એ ક્ષણે જ થાય છે. પોતાના પક્ષના સઘળા સભ્યો વખતસર હાજર રહે તેમ ગોઠવવાનું હોય છે, તે સાથે સામા પક્ષના સભ્યોને શી રીતે ગેરહાજર રાખી શકાશે તે પણ વિચારવું પડે છે. હાજર રહેનાર વિરોધીઓમાં 'જરા દબાવવાથી' કામ આપે એવા કોણ છે, કઈ માત્રા એમને લાગુ પડશે અને કઇ રીતે એમને સાધી શકાશે વગેરે બધી હકીકતો એણે પક્ષના આગેવાનને જણાવવાની રહે છે. ચર્ચાઓની શી અસર થાય છે તેનો અંદાજ બાંધી સભાગૃહ કઈ કક્ષાએ પહોંચે ત્યારે મતગણતરીની માગણી કરવાથી પોતાના લાભમાં નિર્ણય મળશે એ ક્ષણને પૂરેપૂરી ઓળખી લેવી જોઇએ છે પોતાના પક્ષના પણ અનેક સભાસદોની જાત જાતની આકાંક્ષાઓને એક યા બીજી રીતે સંતોષી તેઓ સવેળા મતદાન માટે હાજર રહે એમ તેમને ખુશી રાખવા પડે છે. મતદાન અંગેના તેમ જ અન્ય જે કાંઈ નિર્ણયો પક્ષ-સભામાં લેવાયા હોય તે દંડક મારફત સભાસદોને જાણવા મળે છે. એના સંદેશાઓ અગર સૂચનાઓને વ્હીપ (whip) કહેવાય છે. ઘણી વાર વાદવિવાદનો રંગ જોઈ એક ક્ષણમાં પક્ષે નિર્ણય કરવો પડે છે, અને નિમિષમાત્રમાં એ નિર્ણય પોતાના પક્ષના હરેક સભાસદને પહોંચાડવાનું કાર્ય દંડકે બજાવવાનું હોય છે સભાસદો હમેશાં આ બાબતમાં તેની સૂચના માગે છે અને તે કહે તે લોબી ( મતદાનનો ઓરડો )માં તેઓ જાય છે. એનાં કર્તવ્યોમાં સભા ગોઠવવી, તે ચાલુ રાખવી અને આગેવાન ભાષણ આપવા ઊભો ત્યારે તેને ઉત્સાહ આપવા અને પાનો ચડાવવા

તાળીઓ પડાવવી વગેરે બાબતોનો સમાવેશ થાય છે. (The duty of the Whip is to make the House, and cheer the Leader when he gets up to speak.) પક્ષને સંગઠિત રાખવાની જવાબદારી મુખ્યત્વે એને શિર રહે છે. પક્ષના સભાસદો ચર્ચા વેળા ક્યા ક્રમમાં બોલવા ઊભા થાય તેનો નિર્ણય પક્ષનો મંત્રી દંડકની સલાહ લઈને જ કરે છે.

મતગણતરી અંગે પણ સભાગૃહના ખાસ નિયમો અને શિરસ્તાઓ હોય છે. હવે ચર્ચાની જરૂર નથી, મત લ્યો. (Question be now put) એવી સૂચના દંડકે જ કરવી એવો શિરસ્તો છે: અલબત્ત નેતાની સંમતિ પછી જ તે આ પગલું ભરે છે. ચર્ચા પૂરી થઈ છે એવું જણાતાં પ્રમુખ પૂછે છે: "મતો લઈશું?" (Question is Question be now put?) અને સભાનો મત લે છે; જો ચર્ચા પૂરી ન થઈ હોય તો તે મત માગતો નથી. મતમાગણી કરવાનો પણ એક શિરસ્તો ઘડાઈ ચૂક્યો છે. પ્રમુખ ઊભા થઈને બોલે છે: "સવાલ એ છે કે (Question is)" અને તે પછી જે ઠરાવ અગર ઉપસૂચના અગર બિલ અગર કલમ હોય તે વાંચી જાય છે, તે પછી જેઓ તરફેણમાં હોય તેઓ હા કહે એમ કહે છે. (Those of this opinion say Aye) તુરત એ તરફના મતવાળા સભાસદો 'હા' (Aye)ની બૂમ પાડે છે. તે પછી જેઓ વિરુદ્ધમાં હોય તેમણે ના પાડવી એવું જાહેર કરે છે, (Those of the Contrary opinion say No.) અને વિરોધ મતવાળાઓ 'ના' (No)ની બૂમ પાડે છે.

અવાજ ઉપરથી પ્રમુખને બહુમતી જણાય તે નિર્ણય થયાનું તે પહેલે તબક્કે જાહેર કરી, 'હા'વાળાઓ જીતે છે (The Ayes have it) અગર તો 'ના'વાળા જીતે છે, (The Noes have it) એમ જણાવે છે. એ નિર્ણય કબૂલ ન હોય તો એને નાકબૂલ કરનારો પક્ષ Noes have it અથવા તો Ayes

have it એવી ખૂમ પાડે છે. પ્રમુખ ફરી વાર અગાઉ પેઠે જ સવાલો પૂછી મત જાણી લે છે અને છતાં જો સભાસદોનો વિરોધ હોય તો પછી પ્રમુખ 'મતગણતરી' (Division) લેવાનું જાહેર કરે છે. કયા સવાલ અંગે મતગણતરીની માગણી કરવી અગર કઈ કલમ અંગે માગણી કરવી તેની સંપૂર્ણ વિગત દફ્ક પાસે રહે છે. મતગણતરી જોઈતી હોય તો પ્રમુખ બીજી વાર પૂછે ત્યારે તે એ પ્રમાણે ખૂમ પાડે છે, અને પોતાના પક્ષના સભાસદોને પણ એવો જ અવાજ કરવા સૂચવે છે. મતગણતરી ન જોઈતી હોય તો વિરોધીઓ ચૂપ રહે છે અને પ્રમુખ ત્રીજી વાર ઉપર પ્રમાણે જ સવાલ પૂછી-આખરે 'Ayes have it' અગર 'Noes have it' એવો નિર્ણય જાહેર કરે છે, અને પછી બીજું કામ હાથ ધરવામાં આવે છે.

મતગણતરી-લેવાની માગણી થાય અને પ્રમુખ મતગણતરી (Division) શબ્દો ઉચ્ચારે કે તુરત સભાગૃહ–ખાતાનો મંત્રી-વીજળીનું એક બટન દાબે છે અને રેતીનું ઘડિયાળ ઊંધું વાળે છે. એ શીશીમાંથી બે મિનિટમાં રેતી પડી રહે છે. એ બે મિનિટના અવકાશમાં એસેમ્બ્લી હોલમાં, ગ્રંથાલયમાં, પક્ષ ઑફિસોમાં, ઉપહાર-ગૃહોમાં બધે સ્થળે સતત ટોકરી વાગ્યા કરે છે. એ અવાજથી જ્યાં જ્યાં સભાસદો હોય ત્યાંથી તુરત સભાગૃહમાં આવી પહોંચે છે. એસેમ્બ્લી હોલ અર્ધ વર્તુળાકાર છે, અને તેને ફરતી એક છેડાથી બીજા છેડા સુધી ૧૦ ફૂટ પહોળી ઓશરી– વરંડા છે. એને જ લોબી (Lobby) તરીકે ઓળખવામાં આવે છે. એક રીતે કહીએ તો આ સાંકડી નરકોળમાં બેસવા માટે ખુરશીઓ, મોટા કોચો, ટેબલો તેમ જ લાકડીઓ, છત્રીઓ, હેટો વગેરે ટીંગાડવાની સગવડભરી વ્યવસ્થા છે. અહીં ટેલીફોનની પણ ગોઠવણ છે. સભાની બેઠકનું કામકાજ ચાલતું હોય ત્યારે આ લોબીમાં વર્તમાન તેમ જ માજી સભાસદો અને છાપાંના ખબરપત્રીઓને જ દાખલ થવાની પરવાનગી હોય છે. અનેક તરેહની વાટાઘાટો આ લોબીમાં થયા કરે છે;

have it. દરેક સભાસદને સભાગૃહ–ખાતા તરફથી તેનો અંગત સવાલે જણાવી દેવામાં આવે છે.

મારો નંબર ૨૩ હતો. એટલું વળી સદ્‌ભાગ્ય કે એક વાર નક્કી થયા પછી એ વ્યક્તિ સભાસદ તરીકે ચાલુ હોય ત્યાં સુધી એનો નંબર બદલાતો નથી! મતગણતરી ચાલતી હોય છે ત્યારે સભાસદો પર સરકારી તેમ જ અન્ય પક્ષના દંડકોની પડાપડી થતી હોય છે—ખાસ કરીને જે સભાસદો કોઈ પક્ષમાં ભળેલા નથી હોતા તેમના પર તો આ પડાપડી વધારે થાય છે. સરકારી દંડક પાસે તો સરકારી અધિકારો, કોઈ ઉચ્ચ સરપાવ, સગાંવહાલાં માટે કોઈ સારી નોકરી, વગેરે લલચાવનારાં અનેક સાધનો હોય છે; મહાસભાના દંડક પાસે આવું તો ક્યાંથી મળે? બહુ તો કોઈને ભલામણ લખી આપે. પણ એની પાસેથી લક્ષ્મીનાં નૂપુરનો મોહક ધ્વનિ સાંભળવાની આશા થોડી જ રહે? આ કારણે મહાસભાના દંડકનું મતો મેળવવાનું કામ પુષ્કળ મુશ્કેલી ભર્યું બને છે; એટલે એને પોતાના કામમાં અપયશ મળે તો નવાઈ નહિ. ઊલટું જો એ યશભાગી બને તો જ નવાઈ ગણાય!

૫–૧૦ મિનિટ સુધી મતગણતરીનું કામ ચાલે છે, અને એ સમય દરમિયાન મત મેળવવા માટેની આ બધી ધમાલ અને દોડાદોડી કરવાની હોય છે. સભાસદો અહીંતહીં સભાગૃહમાં આંટા મારતા ધૂમ્રપાન કરતા હોય છે; પરંતુ બેઠક દરમિયાન હૉલમાં ધૂમ્રપાનની બંધી હોય છે. બેઠક દરમિયાન પ્રમુખ સામેથી પસાર થવું હોય તો નમીને ચાલવું પડે છે; તેમ જ હૉલમાંથી બહાર જવું અગર અંદર આવવું હોય ત્યારે પણ નમીને જ ચાલવું પડે છે. મતગણતરી દરમિયાન સભાસદો છાપાંઓ વગેરે વાંચી શકે છે પરંતુ બેઠક દરમિયાન હૉલમાં છાપાંઓ વાંચવાની બંધી છે—સિવાય કે ચર્ચા અર્થે કોઈ ઉતારો વાંચવાનો હોય. એટલું ખરું કે જેલનો અનુભવ લઈ આવેલા સભાસદો અહીં પણ છાની રીતે છાપાં કેમ વાંચવાં એ સારી રીતે જાણતા હોય છે!

મતગણતરીનું કામ ખલાસ થતાં બંને ઓરડાવાળા અધિકારી પોતપોતાનાં ફૉર્મ સભાગૃહ ખાતાના મંત્રી પાસે રજૂ કરે છે; મંત્રી પ્રમુખની ઊંચી બેઠક પાસે નીચે જ બેઠા હોય છે. મતોનો સરવાળો કરી એ ફૉર્મ પ્રમુખ પાસે ધરે છે. પ્રમુખ તુરત 'શાંતિ-શાંતિ' ( Order, order ) એમ ઉચ્ચારે છે એટલે સઘળા સભાસદો પોતપોતાની જગ્યાએ બેસી જાય છે, ધૂમ્રપાન બંધ થાય છે અને પ્રમુખ મતગણતરીનું પરિણામ જાહેર કરે છે. એ જાણવા સભાસદો, પ્રેક્ષકો અને ખબરપત્રીઓ ઉત્સુક બની બેઠા હોય છે. પ્રમુખની જાહેરાત થતાં જ થોડી વાર સુધી તાળીઓનો ગડગડાટ થાય છે અને વળી પાછી શાંત પથરાતાં બીજો સવાલ ચર્ચા માટે હાથ ધરવામાં આવે છે.

પેદા થઈ છે તે હવે લોકોમાં કાયમી બની જશે" (Parliamentary mentality has come to stay) એ શબ્દોમાં એમનું વસ્તુસ્થિતિનું યથાર્થ દર્શન સમાયું હતું એ પ્રત્યક્ષ અનુભવાતું હતું. મતદાર સંઘે આપેલો આદેશ (mandate) હવે ખતમ થતો હતો; બંધારણનો સવાલ ઊકલી ગયો હતો. હવે પછી એસેમ્બ્લીમાં પક્ષે કયું ધોરણ સ્વીકારવું એ અંગે ફરી મતદાર સંઘનો આદેશ મેળવવો એવો મારો મત મેં સભામાં રજૂ કર્યો. પરંતુ હવે બીજી વખત ચૂંટણીમાં ઊભા રહી લોકોમાં અદિાલન જગવી મતદારોના શસ્ત્રને ફરી સરાણે ચડાવવા કોઈ રાજી નહોતું; વ્યવહારકુશળ અને વાસ્તવદર્શીઓની જ બહુમતી હતી! આખરે કશા ચોક્કસ નિર્ણય વિના પક્ષની એ સભા વિખેરાઈ.

ધારાસભાના આ અધિવેશનનું મુખ્ય કામકાજ તો ફેબ્રુઆરીમાં રજૂ થનારા નાણા (Finance Bill) બિલનું હતું. મધ્યવર્તી સરકારના સઘળા વિભાગનાં અંદાજપત્રકો પૂર્વે એક પત્રકમાં રજૂ થતાં. પણ ૧૯૨૪-૨૫ની સાલથી રેલ્વેનું અંદાજપત્રક અલગ રજૂ થાય છે અને તેના હિમાબો પણ અલગ રહે છે. બાકીની બધી બાબતોનું અંદાજપત્રક જુદું બને છે, જે 'સર્વસાધારણ અંદાજપત્રક' (General Budget) તરીકે ઓળખાય છે. રેલ્વેનું અંદાજપત્રક ફેબ્રુઆરીની અધવચ રજૂ થાય છે, અને એ રજૂ કરવાનો અધિકાર તેટલા પૂરતો નાણામંત્રીને બદલે રેલ્વેમંત્રીને ગવર્નર જનરલ આપે છે. સભાગૃહનો મંત્રી આ અધિકાર-દાનનો વાઈસરોયનો પત્ર વાંચી સંભળાવે છે. એ પત્ર રાજપ્રતિનિધિના સંદેશારૂપે હોવાથી એ વંચાતી વેળા સઘળા સભાસદો—પ્રમુખ સહિત—ઊભા રહે છે, અને પત્ર વંચાઈ રહ્યા પછી પાછા બેસી જાય છે. શરૂઆતના ૧૦-૧૨ દિવસો દરમિયાન આવા એકાદબે સંદેશાઓ વંચાયા હતા તે વેળા અન્ય સભાસદોની પેઠે અમારા પક્ષના સભાસદો પણ ઊભા રહેલા. વળી એક વખત ખુદ વાઈસરોય લોર્ડ વિલિંગ્ડને એસેમ્બ્લીમાં

એક જણને સંભળાવ્યું: (You can hardly add to my reputation in my province.) બીજે દહાડે સ્થાનિક છાપાંઓમાં કોંગ્રેસ દંડકે બતાવેલી અસભ્યતા (Discourtesy by Congress Whip), વિચિત્ર વર્તન, (Strange behaviour) સ્વાભિમાની વર્તણુક (Self-respecting behaviour) વગેરે વર્ણનો સાથે એ બનાવની નોંધો છપાઈ આવી.

ત્યાર પછી કેટલેક દિવસે એક અંગ્રેજ અધિકારી સભાસદે મને સવાલ કર્યો: "તમે એમ શા માટે વર્ત્યા તે મને કહેશો ?" (Tell me, why did you did this ?)

મેં તેને સામો સવાલ પૂછ્યો: "વંદેમાતરમ્ ગવાતું હોય ત્યારે અંગ્રેજ અધિકારીઓ શા માટે ઊભા નથી રહેતા તે તમે કહેશો !" (Tell me why English officers do not get up when Vandemataram is song.")

"ઓ હો, એમ છે, કાં !" (Oh, that is that) એમ કહીને એ ચાલ્યો ગયો. એ જ અરસામાં સરકારે સરક્યુલર કાઢી બધા અધિકારીઓને જણાવ્યું હતું કે વન્દેમાતરમ્ ગવાતું હોય ત્યારે કોઈએ ઊભા ન થવું. એ અંગે ધારાસભામાં સવાલો પણ પુછાયા હતા. એકંદરે મારું વર્તન સહુને ગમ્યું, અને ત્યારથી ચુંટાઈ આવેલા સભાસદોમાંથી થોડીએક વ્યક્તિઓને બાદ કરીએ તો આવો સંદેશો વંચાતો હોય ત્યારે બાકીના બધાએ ઊભા થવાનું છોડી દીધું. માત્ર સરકારી અધિકારીઓ અને સરકારે નીમેલા સભાસદો જ એ કસરત પૂરી નિમકહલાલી સાથે કરતા !

રેલ્વેમંત્રીના ભાષણ પછી અંદાજપત્રક પર ચર્ચા થાય છે. સામાન્ય ચર્ચા માટે એક દિવસ અને રકમની માગણી માટે (Demand for Grants) બે દિવસ મુકરર કરાય છે. કોઈ

સભ્યને કોઈ જાતની કપાત (cut) દરખાસ્ત આણવી હોય તો તેની સૂચના ચોવીશ કલાક અગાઉથી નોટીસ–આફિસમાં લેખિત રજૂ કરવી પડે છે. આવી સઘળી લેખિત સૂચનાઓ અગર કપાત દરખાસ્તો 'સૂચના ટોપલી'માં પડયા પછી પાંચ જ મિનિટમાં તે તે ખાતામાં પહોંચી જાય છે, અને બીજે દિવસે છપાઈને સભાસદના ટેબલ ઉપર તે કાગળ હાજર થઈ જાય છે.

કપાત સૂચનાના ત્રણ પ્રકાર છે પહેલા પ્રકારમાં એકાદ બાબતમાં બતાવેલી ખર્ચની રકમ કરકસરથી કેટલી ઓછી કરવી જોઈએ એ દર્શાવનારી દરખાસ્ત કરકસરની દરખાસ્ત ( Recover Cut ) કહેવાય છે. તે આવી રીતે મંડાય છે. માગણી નંબર......માં દર્શાવેલી રકમમાં આટલી રકમ ઓછી થવી જોઈએ ( Grant

(ઠૌંસમાં) દર્શાવવી પડે છે: જેમકે કરકસરની કપાત, નામની કપાત અગર અવિશ્વાસની કપાત [ Recover cut, Token cut or Refusal of Supplies ] જે પ્રમાણે લખાું એ દષ્ટિ એ તે તે ખાતાનો મંત્રી માહિતી રજૂ કરે છે અને જવાબ આપવાની તૈયારીમાં રહે છે.

રેલ્વેના અંદાજપત્રક અંગે એક દિવસ સામાન્ય ચર્ચા થાય છે, અને બે દિવસ ગ્રાન્ટોની માગણીઓ પર ચર્ચા ચાલે છે. એ બે દિવસમાં સઘળી કપાત સૂચનાઓનો નિકાલ કરી નાખવાનો હોય છે આથી દર વર્ષે રેલ્વેમંત્રીનું પહેલું ભાષણ પૂરું થતાં જ પક્ષના આગેવાનો પ્રમુખની ઑફિસમાં એકઠા મળે છે, અને બે દિવસની સાડા સાત કલાકની ચર્ચાનો વખત પક્ષની સંખ્યાના પ્રમાણમાં વહેંચી લે છે. પક્ષને ભાગે અપાયેલા સમયમાં પક્ષ તરફની કપાત દરખાસ્તો હાથ ધરાય છે. જે માગણીઓ પર પક્ષ તરફથી ચર્ચાની માગણી રજૂ થઈ હોય તે માગણી મંત્રી પ્રથમ રજૂ કરે છે, વાદવિવાદ ચાલે છે અને મત-ગણતરી લેવાય છે. આ કામ બે દિવસ ચાલે છે. બીજે દહાડે સાંજે પાંચ વાગે 'કતલ' શરૂ થાય છે. એ વેળા મંત્રી દરેક માગણી નંબર પ્રમાણે રજૂ કરે છે; તેના પર મત લેવાની માગણી થાય તો મત-ગણતરી લેવાય છે પરંતુ ચર્ચા કરવા દેવામાં આવતી નથી. આ પ્રકારને 'કતલ' ( Guillotine )ને નામે ઓળખવામાં આવે છે. સમયમર્યાદા ધ્યાનમા લઈ ચર્ચાનો ક્યારેક તો અંત આણવો જરૂરનું બને છે તેથી આ પદ્ધતિ અખત્યાર કરવામાં આવે છે.

દરેક સાલ મોટે ભાગે એની એ દરખાસ્તો રજૂ થાય છે. રેલ્વેની માલેકી, ત્રીજા વર્ગના ઉતારૂઓની હેરાનગતિ, રેલ્વે એંજિનો હિંદમાં જ તૈયાર કરવાની માગણી, નૂરના દરોમાં થતો અન્યાય, રેલ્વે કામદારોની તકરારો, કોમી ધોરણે નોકરીઓ, વગેરે

એના એ જ સવાલો અને સરકાર તરફથી એક જ તરેહના જવાબો થયા કરે છે હરેક પક્ષની દરખાસ્તો પોતપોતાના પક્ષના ધોરણને અનુસરીને મંડાય છે મહાસભાપક્ષ તરફથી ઉતારૂઓની હેરાનગતિ, કામદારોની મુશ્કેલીઓ, દેશમાં જ સાધનસામગ્રી પેદા કરવી વગેરે બાબતો અંગે કપાતો રજૂ થાય છે; સ્વતંત્ર અમર મુસલમાનપક્ષ તરફથી કોમીધોરણે નોકરિયાતોની સંખ્યાની વહેંચણી, તો યુરોપિયન પક્ષ તરફથી નૂર અંગેની તકરાર તો બીજા પક્ષો તરફથી તરેહતરેહની કપાત દરખાસ્તો રજૂ થાય છે.

[૪]

યુરોપિયન પક્ષનું સંગઠન અને પદ્ધતિસરનું કામ કરવાની તેની રીત અનુકરણીય છે. સરકારી અધિકારીઓને જેટલી માહિતી હોય તેટલી સઘળી અગર ઘણી વાર તેથી પણ વધારે માહિતી એ પક્ષની ઑફિસ ધરાવતી હોય છે. સિવાય ચૂંટાઈ આવેલ અંગ્રેજ સભાસદો વિષયના પૂરેપૂરા જાણકાર અને અભ્યાસી હોય છે. જરાય ચિડાયા વિના તેઓ પોતાનું દૃષ્ટિબિંદુ રજૂ કરી જાણે છે, તેમ જ ક્યારે સમાધાનીથી કામ પાર પાડવું તે તેઓ બરાબર સમજે છે

પ્રશ્ન અંગે મહાસભા પક્ષ તેમની સલાહ લેતો. પરંતુ નાણાકીય પ્રશ્નો અંગે તેમનું વલણ મોટે ભાગે મૂડીવાદીપક્ષે રહેતું.

સ્વતંત્ર પક્ષ બધી દૃષ્ટિએ સ્વતંત્ર હતો. જનાબ ઝીણા કોઈક પક્ષના આગેવાન હોવા જોઈએ એ કારણે ચૂંટણી પછી અસ્તિત્વમાં આવેલો, કેટલાએક મુસલમાન સભાસદોએ રચેલો, એ પક્ષ હતો. આ પક્ષનું વર્ણન એક જણે તો આમ આપ્યું છે : સ્વતંત્ર પક્ષ એટલે જે પક્ષનો દરેક સભાસદ એકબીજાથી સ્વતંત્ર છે અને જેનો આગેવાન અનુયાયીઓથી સ્વતંત્ર છે. (The Independent Party consists of members who are independent of each other, and of Leader who is independent of his followers.) એ પક્ષમાં મુસલમાનો ઉપરાંત સર કાસવજી જહાંગીર અને સર હોમી મોદી એ બે પારસી સભ્યો થોડા વખત સુધી હતા. ૧૯૩૭ પછી અંગત હિતનો આતશ ઉઠાવી એ બંને પારસી 'નાઇટો' પોતાના પૂર્વજ પેઠે મુસલમાનોના વર્ચસ્વથી કંટાળી જઈ સરકારી સભાસદોરૂપી નજીકને કિનારે ઊતર્યા અને ત્યાં તેમને આશરો પણ મળી ગયો ! સર હોમી મોદી તો વળી સત્તાની ઉપાસનાનું ફળ પણ પામ્યા હતા. થોડો વખત સુધી શ્રી લાહિરી ચૌધરી પણ એ પક્ષમાં રહ્યા હતા. મુસ્લિમ કિસાનો તરફથી પોતાને થતી હેરાનગતિ સ્વતંત્ર પક્ષમાં દાખલ થવાથી કમી થશે એમ તેમણે માનેલું; પરંતુ તેમાં નિષ્ફળ જતાં તેમણે એ પક્ષનો ત્યાગ કર્યો. આખરે તો સ્વતંત્ર પક્ષ મુસલમાનોનો જ કેમ્પ બની ગયો. સાધારણ રીતે એ પક્ષના ૧૮ સભ્યો પૈકી અરધા કરતાં વધારે મુસલમાન સભ્યો રાજકીય બાબતમાં મહાસભા પક્ષે જ મત આપતા, અને જનાબ ઝીણા પણ એમ જ કરતા.

૧૯૩૭ પછી એમાં મોટો પલટો આવ્યો.

સંખ્યામાં સહુથી મોટો અને ધારાસભાના શિરસ્તા અનુસાર

'વિરોધી પક્ષ' ( Opposition ) તરીકે ઓળખાતો પક્ષ તો મહાસભા પક્ષ જ હતો. ધારાસભામાં જે પક્ષ સત્તામાં હોય તેને 'સરકાર પક્ષ' કહેવામાં આવે છે અને તે પછી જે પક્ષ બીજા પક્ષો કરતાં સંખ્યામાં બહુમતીમાં હોય તેને 'વિરોધી પક્ષ' કહેવાનો શિરસ્તો છે. ધારાસભામાં વિરોધી પક્ષ બહુમતી મેળવી જાય અગર તો સામાન્ય ચૂંટણીમાં (General Election)માં બહુમતી મેળવી જાય તો લોકશાહી બંધારણ મુજબ એ પક્ષ સત્તાનાં સૂત્રો હાથ ધરે છે. ધારાસભામાં સરકાર પક્ષ કોઈ બિલ પર હારી જાય અગર અવિશ્વાસની દરખાસ્ત રજૂ થતાં હારી જાય તો તેને સત્તાનાં સૂત્રો ત્યાગવાં પડે એવો શિરસ્તો છે. એ પક્ષ રાજીનામું આપે એટલે બંધારણ મુજબ રાજા અગર પ્રમુખ વિરોધી પક્ષના આગેવાનને આમંત્રણ આપી નવું પ્રધાનમંડળ રચવા સૂચવે છે. જો સરકાર પક્ષ એમ માને કે ધારાસભામાં મળેલી હાર માત્ર ઉપલક્રિયા દેખાવની છે તો તે પોતે જ સામાન્ય ચૂંટણી માટે ( General Election ) રાજા અગર પ્રમુખને સલાહ આપે છે. રાજ્યવહીવટની આ પદ્ધતિને જવાબદાર રાજ્યપદ્ધતિ તરીકે ઓળખવામાં આવે છે. લોકમત જાણવાનું સાચું અને આખરી સાધન તો ચૂંટણી દ્વારા જાહેર થતો પ્રજામત જ લેખાય છે.

મહાસભા પક્ષ ઉપર લખ્યા પ્રમાણે પોતાને શિરે શી જવાબદારી છે તે બરાબર જાણતો હતો. મતગણતરી પછી જ્યારે અનેક વેળા સરકારની હાર સાબિત થતી ત્યારે અમારા પૈકી ઘણાખરા 'રાજીનામું આપો' ( Resign ) 'ચાલ્યા જાઓ' ( Walk out ) એવાં સૂત્રો પોકારતા. પણ આમાંનું કશું જ બનતું નહિ અને લોકશાહીને નામે ચલાવાતો આ કારોબાર કેવળ આપખુદ સત્તાથી ચલાવાય છે, એની પાછળ પ્રજામતનું પીઠબળ નથી, એ નગ્ન સત્ય અમે દુનિયાને બતાવી આપતા.

નવી દિલ્હીમાં સેક્રેટરીએટના પ્રવેશદ્વાર ઉપર ઉઘાડી બેયોનેટવાળા સિપાઈઓનો પહેરો હોય છે; એમની એ ખુલ્લી બેયોનેટની અણી દરવાજા પર કોતરેલ વાક્ય તરફ દાખલ થનારનું ધ્યાન ખેંચ્યા કરે છે. એ વાક્ય આવું છેઃ "કોઈપણ દેશને સ્વાતંત્ર્ય બક્ષિસ તરીકે મળતું નથી; એ પ્રયત્નથી મેળવવું પડે છે." (Liberty does not descend on a Nation as a boon; it has to be earned.) એ શબ્દોનો પડકાર-એમાં રહેલું નગ્ન સત્ય વાંચ્યા પછી અમારા પ્રચારનું સરકાર પર કશું પરિણામ આવશે એ આશા નિરર્થક હતી. છતાં આશાપૂર્વક, ૭ વરસ સુધી અમે એના પ્રયત્નો કરતા રહ્યા હતા! બંધારણનું મહત્ત્વ પિછાનીને તેમ જ ભાવિ જવાબદારી સમજીને મહાસભા પક્ષ પોતાથી બનતું બધું કરી છૂટતો.

પક્ષમાં વિષયવાર સભાસદોની વહેંચણી કરવામાં આવી હતી. શ્રી સત્યમૂર્તિ અને નીલકંઠદાસ એ બેને મંત્રીઓ યોજવામાં આવ્યા હતા. શ્રી સત્યમૂર્તિ પોતાના કામમાં વધારે જાગ્રત રહેતા. સભાગૃહના નિયમો રીતરિવાજો, એ બધું તેમને હસ્તામલકવત હતું. નેતા અને ઉપનેતાની ગેરહાજરીમાં તેઓ નેતાની કામગીરી પણ બજાવતા. પક્ષના ધોરણ અનુસાર, નિર્ણયો લેવાયા હોય તે મુજબ જ બધું ચાલે છે કે કેમ તે તપાસવાની જવાબદારી હમેશાં મંત્રીની હોય છે. શ્રી સત્યમૂર્તિ એ જવાબદારી બરોબર સમજતા તે સાથે પોતાને જ ભાષણ કરતાં આવડે છે, અને પોતે બોલ્યા વિના કોઈ પણ પ્રશ્ન પર પૂરું અજવાળું નહિ પડે એવી એમની માન્યતા પ્રામાણિક માન્યતા હોઈ તેઓ કાયમ બોલ્યા કરતા. અનેક સભાસદોનો તેમની સામે આમાં વાંધો હતો. અને ઘણી વાર જેમ કોઈ બાબત મર્યાદામાં હોય ત્યાં સુધી સદ્‌ગુણ ગણાવા છતાં તેનો અતિરેક દુર્ગુણમાં પરિણમે છે તેવું એમની બાબતમાં બન્યું હતું. બીજા જોડિયા મંત્રી શ્રી નીલકંઠદાસ ઓરિસ્સા

પ્રાંતના જાણીતા કાર્યકર્તા હતા; પૂર્વે સ્વરાજપક્ષના દિવસોમાં તેઓ એસેમ્બ્લીમાં આવી ગયેલા. મેં તેમની કીર્તિ વિષે જેટલું સાંભળ્યું હતું તે જોતાં કૃતિ સાથે તેનો મેળ મને ન દેખાયો. પોતે જોડિયા મંત્રીનું પદ ધારણ કરતા છતાં કામ મોટે ભાગે શ્રી. સત્યમૂર્તિને જ કરવું પડતું. તેઓ પુષ્કળ વાંચતા પણ વ્યાખ્યાન વેળા તેમનું વાચન તેમને મદદકર્તા નીવડતું નહિ. ટેબલ ઉપર અનેક ચોપડીઓનો ઢગલો રાખતા, પરંતુ પોતાને જોઈતું પુસ્તક તેમને ભાગ્યે જ હાથ આવતું. રેલ્વે વિષે પોતે ભારે જાણકાર હોવાનો તેમનો દાવો હોવા છતાં કુશકની રસોઈ પેઠે એમના જ્ઞાનના પરિપાકનો આસ્વાદ શ્રોતાઓ લઈ શકતા નહિ. પોતે હમેશાં ભારે ઉતાવળમાં જતા હોય; માથું ઉઘાડું હોય. તેમની લાંબી દાઢી પરથી ઘણાઓ તેમને મશ્કરીમાં સોક્રેટીસનું બિરુદ આપતા, જ્યારે કેટલાક સભ્યો બંનેનાં મગજોની સરખામણી કરી બંનેનો તફાવત દર્શાવી આપવાની ઉદ્ધતાઈ પણ દાખવતા! પ્રાંતીય ધારાસભામાં વડું પ્રધાનપદ મેળવવાની તેમની મહેચ્છા હોવાથી ૧૯૩૭ સુધી તેઓ જોડિયા મંત્રી હોવા છતાં દિલ્હીના કામકાજમાં બહુ ધ્યાન આપતા નહિ. એટલું ખરું કે પક્ષની શિસ્તનું તેમણે કદી ઉલ્લંઘન કર્યું નહોતું.

[ ૫ ]

પક્ષના બંધારણ અનુસાર પક્ષમાંથી ચૂંટાયેલ નેતા અમારા મુખ્ય આગેવાન ગણાતા. શ્રી. ભુલાભાઈને નેતા તરીકે ચૂંટયા પછી તેમના પહેલા વ્યાખ્યાનને અંતે તેમના વિષે જે કોઈને કશી શંકા હતી તે ચાલી ગઈ હતી. શ્રી ભુલાભાઈ સરલ સ્વભાવના હતા. તેમને દાવપેચ આવડતા નહિ એમ તો ન કહેવાય; પણ તેમણે એ માર્ગનો કદી અવલંબ કર્યો નહોતો. વિરુદ્ધ પક્ષ ગમે તે કુટિલનીતિ વાપરે તોપણ પોતે પોતાનો સરલ માર્ગ છોડવો નહિ, અગર તો વામ માર્ગે જવું નહિ, એ સિદ્ધાંત તેઓ સતત જાળવી રાખતા. અનુયાયીઓ

સાથે પણ તેઓ પ્રેમથી બરોબરિયા તરીકે વર્તતા. તેમની યોગ્યતા અને વિદ્વત્તા તેમના અનુયાયીઓ બરાબર પિછાનતા, અને તેઓ પોતે પણ એથી વાકેફ હતા; છતાં કડકાઈ અગર અભિમાન તેમણે કદી દાખવ્યાં નથી ધારાસભાની ૭ વર્ષની કામગીરી દરમિયાન એક કેટલા ભાષણ વેળા જ તેમણે મને અભિનંદન આપેલાં! છતાં મારી પાછળ અનેક સ્થળે ઘણાઓ પાસે મારા નામનો ઉલ્લેખ માનભેર કરતા, એમ મારે કૃતજ્ઞતા સાથે જણાવવું જ જોઈએ. તેમને પોતાને ગમે તેમ લાગતું હોય છતાં પક્ષના નિર્ણય મુજબ તેઓ વર્તન રાખતા. એ નિર્ણય એમના મતે માત્ર મતગણતરીએ થતી બહુમતી નહિ પરંતુ આખા પક્ષની વિવેકબુદ્ધિ અને ડહાપણના નિદર્શનરૂપે લેવાયેલ નિર્ણય હતો. "I look upon the decision not merely of the maojrity, but I interpret it as indicative of pooled wisdom and good will." એક વેળા તેમના મતની વિરુદ્ધમાં બહુમતી થઈ ત્યારે તેમણે ઉચ્ચારેલા ઉક્ત શબ્દો ચિરસ્મરણીય રહે તેવા છે. તેમની નેતાગીરી સહુને માન્ય હતી, વંદનીય હતી; સભાગૃહમાં મહાસભા પક્ષ હમેશાં પોતે સહમત હો વા ન હો તોપણ તેમને જ અનુસરતો. પંડિત ગોવિંદવલ્લભ પંત વડી ધારાસભામાં હતા ત્યાં સુધી શ્રી. ભુલાભાઈ તેમની સલાહ વિના કશો જ આખરી નિર્ણય લેતા નહિ હું મંત્રી ચૂંટાયા પછી મારી પણ અનેક પ્રશ્નોમાં સલાહ લેતા, છતાં પહેલે વરસે તો મારા પહેલવહેલા ભાષણના પહેલા જ વાક્યને કારણે તેમની ગેરસમજ થઈ હશે એમ હું માનતો હતો, અને એથી વખત આવ્યા વિના પોતે કશું બોલવું નહિ એવો મેં રિવાજ રાખ્યો હતો; છતાં પક્ષના બંધારણનું અને સભાસદો સાથે પાડવાનું દંડક તરીકે સઘળું કામ તેઓ મને જ સોંપતા, અને પૂરા વિશ્વાસથી સોંપતા.

પક્ષના સભાસદો પક્ષની શિસ્ત બરાબર પાળતા હતા. તે સાથે

એ પણ સ્પષ્ટ કર્યા વિના ન જ ચાલે કે એ સભ્યોમાં વિવિધતા અને વ્યક્તિત્વનો પણ અભાવ નહોતો જ. ઉપનેતા પંડિતજી જાતે ખૂબ મહેનત કરતા અને બીજાઓને પણ મહેનત કરવા કામે જોડતા. ક્રમભાગ્યે એમના એ સપાટામાં સપડાયેલ હું મારી જાતને સદ્ભાગી ગણું છું. એમણે કરાવેલું શિસ્તપાલન, કામ કરવાની બતાવેલી પદ્ધતિ વગેરે કારણે મેં ખૂબ પ્રગતિ સાધી હતી, અને એ માટે હું મારી જાતને બડભાગી સમજું છું. તેમની પાસે રહેવાથી કામનો બોજો પુષ્કળ રહેતો તેથી હું હમેશાં નારાજ રહેતો. કાયમી નાણાસમિતિમાં તેઓ નાણાપ્રધાન સર જેમ્સ ગ્રીગને સહેજે રમાડી જતા. એક વેળા એ કમિટિમાં સર જેમ્સ ગ્રીગે જરા કડક શબ્દો વાપર્યા. અમે ગુસ્સે થયા; બિહારમાં પાછળથી જેઓ વડા પ્રધાન થયા તે શ્રીકૃષ્ણ-સિંહા તો ચાલ્યા જવા માટે ઊભા પણ થઈ ગયા. આપણે સહુએ ચાલ્યા જવું જોઈએ એમ પણ મેં પંડિતજીને સૂચવ્યું. તેમણે મને કશો જવાબ ન આપ્યો, પરંતુ પોતે એકદમ ખુરશીમાં ટટાર થઈ બેઠા. તેમની ઊંચાઈ, ભવ્ય ચહેરો, ગંભીર મુખમુદ્રા અને શાંતિથી ઉચ્ચારેલા શબ્દો: "સર જેમ્સ, હવે બહુ થાય છે." (Now Sir James you have out-done, yourself) હજુ પૂરા થાય તે પહેલાં જ જેમ્સ ગ્રીગે જણાવ્યું: 'પંત, હું માફી માગું છું.' (Mr. Pant I apologise.) અમે બધા પાછા સ્વસ્થાને બેસી ગયા અને કામ આગળ ચાલ્યું. ટૂંકમાં પંડિતજી હતા ત્યાંસુધી પક્ષની પ્રતિષ્ઠા ઘણી હતી. તેઓ વડી ધારાસભામાંથી પ્રાંતિક ધારાસભામાં ગયા તેથી પક્ષની પ્રતિષ્ઠા ઘટી પડી એમ તો ન જ કહેવાય, છતાં એમનું સ્થાન ખાલી જ રહ્યું એટલું તો જણાવવું જ જોઈએ.

મદ્રાસી સભાસદોમાં ડૉ. રાજન્ પ્રમુખ વ્યક્તિ ગણાય. સ્વભાવમાં મીઠાશ અને વિનોદનું મિશ્રણ સારું હતું. ભાગ્યે જ વ્યાખ્યાન કરતા, અને બોલતા ત્યારે વૈદકીય બાબતો વિષે જ બોલતા. કામતરાની દુનિયામાં શ્રી. ગિરીનું નામ તો ખૂબ જાણીતું

છે. તેઓ કામદારોનો સવાલ ચર્ચતા, અને તે વેળા બગબર મુદ્દાસર ભાષણ કરતા. પરદેશમાં કેળવણી પામેલા છતાં રહેણીકરણી ખૂબ સાદાઈભરી હતી, મારી સાથે પ્રેમપૂર્વક હળતામળતા. હુ શ્રી. એન. એમ. જોષી અને તેઓ કામદારોના સવાલમાં વધારે ઊંડા ઊતરતા તેથી અમારી મૈત્રી બધાયેલી.

પ્રો. રંગા એ વળી એક અજબ વ્યક્તિ છે તેઓ અન્ય મદ્રાસી સભાસદોથી જુદા પડે છે, મોટે ભાગે મદ્રાસી આગેવાનો 'બ્રાહ્મણ–વાણિયા' એટલે ચેટ્ટીયાર (વેપારી) અને આય્યર આયંગર (બ્રાહ્મણ) હોય; શ્રી. રગા જાતે ખેડુત કોમના છે. ઑક્સફર્ડ યુનિવર્સિટીના અર્થશાસ્ત્રના પદવીધર છે. પહેલાં સ્વરાજ-પક્ષમાં, અને પછી મહાસભાપક્ષમાં આવેલા; વળી ૧૯૩૨–૩૩માં સમાજસત્તાવાદી રાજકારણમા પણ પડેલા, પણ પછીથી મહાસભા-પક્ષે જોડાયેલા. ખેડુતવર્ગની ચળવળમાં તેઓ પુષ્કળ રસ ધરાવે છે. તેમની અને સત્યમૂર્તિની વચ્ચે સારી એવી સ્પર્ધા છે સ્વભાવ ભડભડિયો છતાં મારી સાથે નિખાલસતાથી વર્તતા. પ્રસિદ્ધિની ભારે હોંશ છે. રગાને વધારે પ્રસિદ્ધિ મળતી તેથી બીજાઓ તેમના વિષે નારાજ પણ રહેતા. ખરું કહીએ તો હરેક મદ્રાસી સભાસદ બીજા મદ્રાસી સભાસદને વધારે પડતી પ્રસિદ્ધિ મળે છે એવી ફરિયાદ કરતો જ હોય છે।

શ્રી. અનંતશયનમ્ આયંગર સારા વકીલ ગણાતા. તેઓ ઉપસૂચનાઓ પણ અનંત આણતા. બોલવામાં ખૂબ ઉતાવળા. એક વાર મોટરની ગતિ ઉપર મર્યાદા કાબૂ હોવો જોઈએ એ વિષે બોલતી વેળા એટલું ઝડપભેર અને જોરથી બોલતા હતા કે એક સભાસદે બોલવાની ગતિ પર પણ કાબૂ રખાવા વિષે ચાલુ સભાએ માગણી કરેલી! સર ષણ્મુખમ્ ચેટીને હરાવીને સ્વામી વ્યંકટાચલમ્ તેમને સ્થાને ચૂંટાઈ આવ્યા હોવાથી તેમનું મહત્ત્વ

વધ્યું હતું. તેમનું દૃષ્ટિબિંદુ વેપારીનું હતું. મહારુબા રાયદેસર ચળવળ ચલાવ ત્યાં સુધી તેન પક્ષે રહતા, અન્યથા દૂર સરી જતા; છતાં કદી મહાસભાની વિરુદ્ધ જઈ બેસતા નહિ. શ્રી. મણુલિંગમ્ મુદાલયર ઉમરે વૃદ્ધ છતા 'ગાંધીવાક્યં પ્રમાણમ્' માનનારા હતા. એમને અમે દાદા (Grand Papa) કહેતા. નામ આવનાશી લિંગમ્ છતાં સદા બ્રહ્મચારી એવા એક બાળકમૂર્તિ પણ મદ્રાસી સભાસદોમાં હતી. પૈસાદાર વપારી છતા પોતે એક આશ્રમ સ્થાપ્યો હતો અને ત્યાં જ રહેતા. નાણાકીય પ્રશ્ન અંગે તામીલ ભાષામાં તેમણે મોટાંમોટાં પુસ્તકો લખ્યાં છે. મદ્રાસી સભાસદોમા રાજાજી પ્રત્યે અસામાન્ય આદરભાવ પ્રવર્તતો હતો. રાજાજીએ પોતાના વકતૃત્વ અને અંગત પ્રતિષ્ઠાને જોર મહાસભાને સઘળી જગ્યાએ ચૂંટણીમાં જીત અપાવા હતી, એ કોઈથી કદી વીસરાય તેમ નવા.

વરસ અમારું રાજ..." (Twenty five years more of our rule...) મે વચ્ચે જ હસતાં હસતાં જવાબ આપ્યો· "એ મુદત પહેલાં જ અમે એને ખતમ કરી દેશું !" (We will end it sooner) અમારી વચ્ચે થયેલા આ હાસ્યવિનોદનો મર્મ ન સમજાયાથી તેમનો લશ્કરી એ ડી. સી મારા તરફ ગુસ્સાથી તાકી રહ્યો. પરંતુ સહેજ અટકી શાંતિથી લોર્ડ એમર્ને ઉમેર્યું: "એમ થતાં તમારામાંથી જ કોઈની છબી ત્યાં ગોઠવાશે" (In that case your pictures will appear) એમના એ જવાબમાં રહેલી *ચતુરાઈ અને સભ્યતા હું કદી ભૂલીશ નહિ લૉર્ડ એમર્ન* લાંબુ જીવ્યા હોત તો જરૂર એ વાઈસરૉયને સ્થાને નિમાત.

શેઠ ગોવિંદદાસ, શ્રી. ધનશ્યામસિંગ ગુપ્તા અને ડૉ. ખરે એ મધ્યપ્રાંતમાંથી આવેલા મહાસભાપક્ષના સભાસદો હતા. શેઠ ગોવિંદદાસ મોટાઈનો દેખાવ ધારણ કરતા પરંતુ તેમનામાં ખાસ વિશિષ્ટતા દર્શાવનારું કશું નહોતું. શ્રી. ગુપ્તાજી આર્યસમાજ સંસ્કૃતિના આદર્શરૂપ હતા. મિતભાષી, મૃદુભાષી છતાં એટલા જ દૃઢનિશ્ચયી. કઠોર શિસ્ત અને ચારિત્ર્ય શુદ્ધિ એમનામાં વાસ કરી રહ્યાં

છે. પ્રયોગની સગવડ ખાતર તેમને પ્રાંતિક રાજકારણમાં અગત્યનું સ્થાન અપાયું પણ પછી જ્યારે તેમણે એ સગવડોનો ઉપયોગ આદર્યો ત્યારે મોટા ધડાકા થયો. એ બાબતમાં ન્યાયપુરઃસર જોઈએ તો થયેલ ભૂલમાં સઘળાની જવાબદારી હતી. તોપણ ડોકટર સાહેબનું ખાનગી વર્તન એટલું અતિશય નિખાલસતાભર્યું, પ્રેમળ અને મમતાભર્યું છે કે એનાં સંસ્મરણો મગજમાંથી કદી ભુંસાશે નહિ.

સંયુકતપ્રાંતના સભાસદોમાં ડૉ. ભગવાનદાસ ઋષિતુલ્ય હતા. શાંત ચહેરો, સાદો પરંતુ સદભિરુચિભર્યો પોશાક, વર્તનમાં કુલીનતાભરી નમ્રતા, વગેરે જોતાં તેમ જ તેમની વિશાળ અભ્યાસીવૃત્તિ તથા વિદ્વત્તાનું ઊંડાણ જોયા પછી આપણે કોઈ મહાસાગરની સન્મુખ ઊભા છીએ એવો જ ભાવ અને આદર પેદા થાય. તેઓ ત્રણ વર્ષ સભાસદ રહ્યા. તેમને અમે એક વાર પરાણે ભાષણ કરવા ઊભા કર્યા ત્યારે તેમણે એક વિદ્વત્તાભર્યો લાંબો એવો નિબંધ જ જાણે વાંચી કાઢયો. તેમના પુત્ર શ્રીપ્રકાશ પણ સભાસદ તરીકે હતા. ઇતિહાસ, ગણિત અને ભાષા ત્રણે વિષયોમાં ઈંગ્લાંડની યુનિવર્સિટીમાં પદવી મેળવી આખરે બૅરિસ્ટર બનીને તેઓ દેશમાં પાછા આવ્યા હતા. પોતે મોટા જમીનદાર અને ધનવાન હતા. પંતના પ્રધાનમંડળથી તેઓ નારાજ થયા. સંયુક્ત પ્રાંતના મહાસભાના રાજઅમલને તેઓ "ठाकोर और चौधरी का राज्य देहातों में हो गया" (ગામડામાં બ્રાહ્મણો અને ખેડૂતોનું રાજ્ય થયું છે) એમ જણાવતા. વાણિયાનું વર્ચસ્વ ઘટી ગયું એ તેમના કહેવાનો આશય હતો.

સૈનિકના તંત્રી શ્રી કૃષ્ણદત્ત પાલીવાલ શ્રી. હૃદયનાથ કુંઝરુને હરાવીને ચૂંટાઈ આવ્યા હતા. મુસલમાન સભાસદ શેરવાણી એ પણ જાણીતી વ્યક્તિ હતી. ચૂંટણી પછી મહાસભામાં જોડાયેલ મિ. કાઝમી એ બીજા મુસલમાન સભાસદ હતા. એસેમ્બ્લીમાં પક્ષની શિસ્ત હમેશાં માથે ચડાવતા. તેઓ

રાષ્ટ્રીય વૃત્તિના હોઈ સ્વભાવમાં લેશ પણ કડકાઈ તીવ્રતા નહોતી. શ્રી મોહનલાલ સેકસના લખનૌ વિભાગના પ્રતિનિધિ અને પંડિત જવાહરલાલના મિત્ર હતા; બોલવામાં તેમની રીતનું અનુકરણ કરતા અને એ રીતે પંડિતજી સાથેની મિત્રતા સાબિત કરતા. ખાનગી માહિતી મેળવવી, છૂપી હકીકત જાણી લેવી, એમાં એ ભારે નિપુણ હતા, ગૃહમંત્રી સર હેનરી ક્રેક સાથે એમને હમેશા ચડાભડી થતી. મોહનલાલ સેકસના બધી માહિતી ક્યાંથી જાણી જાય છે એ બિના હેનરી ક્રેક સાહેબ છેવટની ઘડી સુધી જાણી શક્યા નહોતા જુવાન શીખ સરદાર જોગેન્દ્રસિંગ સંયુક્ત પ્રાંતમાંથી મહાસભાની ટિકિટ પર ચૂંટાઈ આવ્યા હતા. જેલમાં પણ મનધારી ઘટના પાર પાડવાની કલામાં તેઓ નિપુણ હતા એવી એમની ખ્યાતિ હતી. મારી સાથે જોડિયા દંડક તરીકે કામ કરતા હતા, હું જ્યારે મંત્રી તરીકે ચૂંટાયો ત્યારે મુખ્ય દંડકની જવાબદારી એમને માથે આવેલી, અને એ કામ તેમણે સારી રીત પાર ઉતાર્યું હતુ

બિહારી સભાસદોમાં શ્રીકૃષ્ણસિંહ, શ્રી. અનુગ્રહ બાબુ, શ્રી રામનારાયણ, શ્રી. દીપનારાયણ, શ્રી સત્યનારાયણ સિંહ, શ્રી કૈલાસ બિહારીલાલ વગેરે મુખ્ય વ્યક્તિઓ હતી. બાબુ દીપનારાયણ સભ્યતાનો આદર્શ નમૂનો હતા તેમનું નામ દાનેશ્વરી તરીકે મશહૂર છે. શ્રી. કૈલાસબિહારીની તકરાર ‘બિહારીઓને હમેશાં પાછળ ગણવામાં આવે છે’ એવી રહેતી, મધ્યવર્તી સરકારમાંથી બિહારને મદદ ઓછી મળે છે, તેમ નોકરીએ પણ ઓછી મળે છે, એ એમનો કાયમી ખટખટાટ હતો. મહાસભાએ પ્રાંતીય દૃષ્ટિ રાખવી ન જોઈએ એવો ઉદારભાવ મદ્રાસી સભાસદો સદા દાખવ્યા કરે છે! ગણના આંકડા ખાતા ( Statistical Department )માં પરદેશી પદવી મેળવેલા અને કાર્યદક્ષ એવા પાંચ સાત મહારાષ્ટ્રીઓ નિમાતાં જ મદ્રાસી સભાસદોમાં કચવાટ શરૂ થયો બિહારી અને મદ્રાસી સભાસદો વચ્ચે એક વાર પક્ષસભામાં ભારે ચર્ચા થયેલી, અને આ

જાતની દષ્ટિ અને પક્ષાપક્ષી મહાસભામાં ન જોઈએ એમ જ્યારે જણાવ્યું ત્યારે કૈલાસબાબુ ખૂબ ગુસ્સે થયા હતા.

મધ્યવર્તી સરકારમાં કોઈ હિંદુને નીમવાનો મોકો આવતાં જ મોટે ભાગે મદ્રાસીની જ પસંદગી થતી; મુસલમાન ચૂંટવાની વારી હોય ત્યારે પંજાબી મુસલમાન જ નિમાતો. રાજધાની દિલ્હી ફેરવાઈ તે પહેલાં સરકારી કચેરીઓમાં બંગાળીઓનું વર્ચસ્વ હતું જ. પરિણામે ઉપર મુજબ બનતું ત્યારે અનેક પ્રાંતો નાખુશ થતા. દિલ્હી અને સિમલામાં મદ્રાસી વસાહતો સારી એવી છે અને તેમની મારફત મદ્રાસીઓને હમેશાં આગળ ચડાવવાનો વ્યવસ્થિત પ્રયત્ન-આક્રમણ ચાલે છે. દિલ્હીમાં એકને બદલે બે મહારાષ્ટ્ર મંડળો ચાલે છે, અને ગણેશ-ઉત્સવ જૂના પંચાંગ પ્રમાણે ઊજવવો કે નવા પ્રમાણે એ પૂનાની તકરારો ત્યાં પણ નજરે આવે છે. દિલ્હી-સિમલામાં પણ બંગાળી યુવકોને આગળ ધકેલવાના પ્રયત્નો ચાલ્યા કરે છે. હરેક પ્રાંત પોતા માટે પૂરતા પ્રમાણમાં ખટપટો ચલાવ્યા જ કરે છે. પરંતુ શુષ્ક વાદવિવાદ અને અવિવેકી નિસ્પૃહતાનો મહારાષ્ટ્ર સમાજનો પેઢીધર વારસો દિલ્હીમાં પણ ઘણે મોટે અંશે અનુભવવા મળે છે. મહાસભા પક્ષે તો પ્રાંતના પ્રમાણમાં આ બધી નિમણૂકો કરાવી જોઈએ એ સિદ્ધાંતને અવગણ્યો છે અને પોતાની શુદ્ધ સિદ્ધાંત-બુદ્ધિ દર્શાવી આપી છે.

મહાસભા પક્ષમાં શરૂમાં તો એક જ બંગાળી સભાસદ, અને તે પણ મિ. બાકી નામના મુસલમાન ગૃહસ્થ હતા. ચૂંટણીની જબરી ધમાલમાં બંગાળમાં કોમીચુકાદા સામેના વિરોધને કારણે મહાસભા પક્ષના બધા ઉમેદવારો નિષ્ફળ ગયા હતા. પંજાબમાંથી મહાસભાને એક જ જગ્યા મળી હતી, અને ત્યાંથી લાલા શ્યામલાલ ચૂંટાઈ આવ્યા હતા. એ ગૃહસ્થ ભારે વિનોદી હતા અને પોતાના વાતોના ગપાટાથી સભાગૃહને રાજી રાખતા.

દિલ્હીનો મતદારસંઘ સંયુક્ત મતદારસંઘ બણાયો છે. ત્યાંના હિંદુ–મુસલમાનોએ મળીને સંયુક્ત રીતે બેરીસ્ટર અસફઅલીને ચૂંટયા હતા. અમે બંને સાથે જ દંડક અને તે પછી સાથે જ પક્ષના મંત્રીઓ તરીકે યોજાયા હતા. તેઓ દિલ્હી શહેરમાં ખૂબ લોકપ્રિય હતા. મહાસભા પક્ષમાં સૌથી સુરેખ પોશાક ધારણ કરનાર વ્યક્તિ (Best dressed man in the Congress Party) તરીકે તેમને ઓળખવામાં આવે છે. શ્રી. અસફઅલીનો અવાજ મોટો હતો સામેની સ્ત્રીઓની ગેલેરીમાં શ્રીમતી અસફઅલી હમેશાં હાજર હોઈ તેમને સંભળાવવા તેઓ જોરશોરથી બોલતા એમ અમારા પૈકી કેટલાએક ટીખળી મિત્રો મજાકમાં કહેતા. એટલું ખરું કે, શ્રીમતી અસફઅલી ગેલેરીમાં બેઠા હોય ત્યાં સુધીમાં જ પોતાનો બોલવાનો વારો આવી જાય તે વિષે તેઓ ખૂબ ચીવટ રાખતા! દંડક અને મંત્રીનું કામ તેઓ ખરા દિલથી બજાવતા. કોઈ કોઈ સભાસદો સાથે ઝપડી પણ પડતા. એક વાર સભાગૃહમાં કામની શરૂઆત પૂર્વે એકબે મિનિટ જ તેમની અને ડૉ. દેશમુખની વચ્ચે જામી પડી: જાણે પાણીપતનું યુદ્ધ જામશે એવો તાલ થયો! ગુસ્સાથી શ્રી. અસફઅલીએ કહ્યું: "ડૉક્ટર! હું અસફઅલી છું. (Doctor, I am Asafalli) જેના જવાબમાં ડૉ. દેશમુખે પણ પ્રતિયોગી સહકારિતા કરી જણાવ્યું: "હું ડૉ દેશમુખ છું. (I am Dr. Deshmukh)" ભારે વિકટ પ્રસગ ઊભો થયો હતો. ઘડિયાળમાં અગિયારના ડંકા શરૂ થયા આખરે વચ્ચે પડી મેં શાંતિથી કહ્યું: "હું ગાડગીલ છું; આપનો નમ્ર દંડક છું; કૃપા કરી લોબીમાં પધારો. " (I am Gadgil, your humble whip. Please go to Lobby.) બંને હસી પડયા. બંને જણાએ પછી એ વાત મનમાં પણ આણી નહોતી. રાષ્ટ્રીય મુસ્લિમોનું દૃષ્ટિબિંદુ શ્રી. અસફઅલી હમેશાં બરાબર રજૂ કરતા.

સરહદ પ્રાંતના મહાસભાપક્ષના ચોકીદાર ડૉ. ખાનસાહેબ

હતા. પ્રામાણિક 'સીધે રસ્તે જનારા, શબ્દોની લુચ્ચાઈનો કદી આશ્રય ન લેનારા આ પઠાણ ગૃહસ્થ સૌને ગમતા. સરહદ પરત્વે ગમે તે પ્રશ્ન ઉપસ્થિત થતાં ડૉ૦ ખાનસાહેબ કશું કહેવા માંડે ત્યારે સરકારી પક્ષ પણ ચૂપ થઈ જતો. એક વાર સરહદમાં થતાં અપહરણો પરત્વે બોલતાં ડૉ૦ ખાનસાહેબે સ્ત્રીઓની ગેલેરીમાં બેઠેલાં પોતાનાં અંગ્રેજ પત્ની તરફ નજર ફેંકી બોલવા માંડ્યું " જ્યાં સુધી તરુણ અને તરુણીઓ છે ત્યાં સુધી આવા દાખલાઓ બનવાના જ છે ( So long boys are boys and girls are girls, such things are bound to happen )" આખું સભાગૃહ તે વેળા હસી પડયું. આ પરિસ્થિતિને ઊલટું રૂપ આપી ૧૯૩૭ માં વીર સાવરકરે " મહાસભા પક્ષ હસવામાં જોડાયો, અને સાંભળી રહ્યો " તેથી તેને પદ કરેલો સાચી વસ્તુસ્થિતિ એ તેમને જણાવેલી કે તે વેળા આખું સભાગૃહ હસ્યું હતું, અને ભાઈ પરમાનંદ પણ તેમાં સામેલ હતા પણ પોતાની થયેલી ભૂલ કબૂલ કરવાનું સૌજન્ય અગર કહો કે હિંમત તેઓ દાખવી નહિ શકેલા તે પછી **નવાકાળ** અને **લોકશક્તિ** માં એકબે લેખો લખી મે આંકડા સહ સાબિત કરી બતાવેલું કે સરહદમા ચાલતાં અપહરણોની પાછળ કોમી સવાલ નહિ પરંતુ પૈસાનો સવાલ છે શ્રીમંત હિંદુ તેમ જ મુસલમાન બંને કોમોમાંથી અપહરણો થતાં હતાં અને ડૉ. ખાનસાહેબનો પણ એ જ મત હતો

આટલી લાંબી માહિતી પરથી એ સ્પષ્ટ જણાઈ આવશે કે મહાસભાના સભાસદોમાં વિવિધતા નહોતી અગર વ્યક્તિત્વનો અભાવ હતો એ કથન તદ્દન પાયા વિનાનું છે પક્ષમાં સ્થાપિત હિતોવાળા મૂડીવાદીઓના પક્ષપાતીઓ પણ હતા, તેજ પ્રમાણે સામ્યવાદીઓ પણ હતા આજની પળે મહાસભાનો દેહ સામ્યવાદી નથી એ ખરું છે, તોપણ જૂની આર્થિક માન્યતાઓ સાથે એને બંધનું નથી કરાયી

મહાસભામાં જાહેર થયેલા આર્થિક ધોરણના ઠરાવને પરિણામે એનો આદર્શ નિશ્ચિત થઈ ચૂક્યો હતો. માત્ર એ તરફ જવામાં કેટલો વેગ ધારણ કરવો એ જ ચર્ચાનો સવાલ હતો. પક્ષમાં બંને માન્યતાઓ વચ્ચે સમાધાન કરવુ જરૂરી હતું. સામાજિક પ્રશ્નોમાં પણ એમ જ હતું. કપાળે ત્રિપુંડ લગાવી ત્રિકાળ સંધ્યા કરનારો, માત્ર સ્વાતંત્ર્ય મેળવવાની ઇચ્છાવાળો પરંતુ સામાજિક રચના છે તેમ જ જળવાવી જોઈએ એવું માનનારો સનાતની વર્ગ મહાસભામાં હતો; કોમનો ભાવ ઉચ્છેદ થઈ જવો જોઈએ, કશી રાહત વિના છૂટાછેડા મળવા જોઇએ, ધર્મ તો કેફ ચડાવનારી અફીણની ગોળી જેવું ઝેર છે, વગેરે પ્રતિપાદન કરનારો પુરોગામી વર્ગ પણ હતો. રાજકીય, સામાજિક, આર્થિક, દરેક બાબતમાં પક્ષે કશો નિર્ણય તો કરવો જ જોઈએ. એક વાર જો છૂટ આપવામાં આવે તો તેને મર્યાદા રહેતી નથી અને પરિણામે સંધબળ ઢીલું પડે છે, અને બંધારણ શિથિલ બની જાય છે. પક્ષ એક રીતે સંગઠિત સૈન્ય જેવો છે. જો એમાં શિસ્તપાલન જળવાય તો જ એ મજબૂત રીતે ટકી શકે છે! પીછેહઠ કરવી પડે તોપણ જો તે શિસ્તબદ્ધ રીતે કરાઈ હોય તો એથી પરાજયનું પરિણામ મર્યાદિત બને છે, એની તીવ્રતા ઓછી ભાસે છે અને નૈતિક હિંમત (morale) તૂટી જતી નથી. પરિણામે તે પછી તરત જોરદાર હલ્લો કરવાનું શક્ય બને છે. મહાસભાનું સાચું બળ એણે દરેક બાબતમાં પક્ષ તરીકે નિર્ણય કરવાની જે રચના યોજી હતી તેમાં જ સમાયલું હતું. દરેક જવાબદાર ટીકાનો પૂરેપૂરો વિચાર કરવામાં આવતો. ભૂલ કબૂલ કરવામાં હિણપત છે, એમ સદ્ભાગ્યે અમે માનતા નહોતા, તે સાથે બરોબર એકધારું વર્તન માત્ર ગધેડો જ રાખી શકે એવું સ્વીકારવા પણ અમે તૈયાર નહોતા. મહાસભાના ધ્યેય મુજબ દેશનું કલ્યાણ કેમ સધાય અને દેશની પ્રગતિ તે માર્ગે આગળ શી રીતે ચાલે એ એક જ દૃષ્ટિએ બધો વિચાર થતો. વ્યક્તિગત માનાપમાન, સુખસગવડો વગેરે વિચારો અપ્રસ્તુત ગણી એ વિષે

અનાદર સેવાતો. પરિણામે મહાસભાના નિર્ણયો પર કોઈએ અંગત સ્વાર્થ હોવાના આક્ષેપો કદી કર્યા નહોતા.

મહાસભા પક્ષનું ધ્યેય, એની વિચારસરણી, વ્યક્તિગત વિવિધતા અને સમૂહગત શિસ્તપાલન વગેરેનો આછો ખ્યાલ ઉપર આપ્યો છે. તે પરથી પહેલે વરસે અને પછીનાં વર્ષોમાં પણ અંદાજપત્રક અંગે જળવાયેલ મહાસભાના ધોરણનો બરાબર ખ્યાલ મળી રહેશે

[૬]

૧૯૩૫માં રેલ્વેનું અંદાજપત્રક સર જોસેફ ભોરે રજૂ કર્યું.

સર જોસેફ ભોર મહારાષ્ટ્રી ખ્રિસ્તી હતા. આઈ. સી. એસ. હોઈ તેઓ નીવડેલા અધિકારી હતા. અંદાજપત્રકની ચર્ચામાં અને કપાત અંગેના વાદવિવાદોમાં તેઓ હિમ્મતભેર સરકારનો પક્ષ રજૂ કરતા. એક જ અધિવેશનમાં તેઓ હતા; તે પછી નિવૃત્ત થયા હતા. એક-બે વેળા મારે તેમની સાથે લોબીમાં વાતચીત થયેલી. હું મરાઠીમાં જ બોલતો, તેનો જવાબ તેઓ અંગ્રેજીમાં જ આપતા! સર નૃપેન્દ્ર સરકાર અગર મહમ્મદ ઝફરૂલ્લા સાથેની વાતચીતમાં જે મોકળાશ જણાતી તે તેમની વાતચીતમાં મને દેખાતી નહિ.

ધારાસભાના કામકાજનો તેમને અનુભવ નહોતો. લોકશાહી રાજ્ય બંધારણમાં બજેટ–અંદાજપત્રક તૈયાર કરવાનો અર્થ એની તૈયારી અને અમલ બજાવણી પૂરતો મર્યાદિત નથી રહેતો; એમાં ધારાસભામાં બંધારણ અનુસાર અંદાજપત્રકની મંજૂરી (Sanction or Authorisation) મેળવવી એ મુદ્દો અગત્યનો બને છે. એનું પણ એક તંત્ર હોય છે. અંદાજપત્રક તેમ જ નાણાંબિલ રજૂ કરી તેમાં દર્શાવેલો ખર્ચ અને કર–યોજનાની આવશ્યકતા તથા યોગ્યતા બદલ સભાસદોની ખાતરી કરાવવી પડે છે. એ સભાસદો નાણાખાતાના માત્ર કારકુનો તો નથી જ હોતા! એમાં કોઈ કોઈ જૂના નાણાંમંત્રીઓ અગર તો ભાવિ નાણાંમંત્રીની યોગ્યતા અર્થે તૈયારી કરતા, અર્થમંત્રી જેટલી જ પ્રતિષ્ઠા ધરાવતા અને અનુભવી ગૃહસ્થો પણ હોય છે. એ સહુને બધી વિગતો રજૂ કરી, કારણો દર્શાવી, સમજાવીને પોતાના દૃષ્ટિબિંદુને અનુકૂળ થાય તેમ સાધી લેવા જોઈએ છે. જ્યાં જવાબદાર રાજ્યવહીવટ ચાલે છે ત્યાં તો આ પ્રશ્ન પર બહુમતી વિરુદ્ધમાં જાય તો પ્રધાનમંડળ ખખડી પડે છે. આ કારણે અંદાજપત્રક અને નાણાંબિલનું મહત્ત્વ ભારે મનાય છે. એમાં નમ્રતા, સ્પષ્ટવક્તાપણું, નિષ્ઠુર ન્યાયબુદ્ધિ સાથે સહાનુભૂતિ, આજની મુશ્કેલી સાથે આવતી, કાલની જરૂરિયાત વગેરે અનેક પરસ્પર વિરોધી બાબતોનો સમન્વય સાધવાની બૌદ્ધિક યોગ્યતા અર્થમંત્રીમાં હોવી જોઈએ છે. પરંતુ હિંદ સરકારનો વહીવટ કાંઈ જવાબદાર રાજ્યપદ્ધતિ પર એ અર્થમાં ચાલતો નહોતો; એટલે બહુમતી વિરોધમાં જાય તોપણ પ્રધાનમંડળને રાજીનામું આપવાનો સવાલ ઊભો થાય તેવું નહોતું. છતાં બંધારણીય રીતે ભલે એ બને તેવું નહોતું, પણ નૈતિક દૃષ્ટિએ લોકમત વિરુદ્ધ જાય અને અંદાજપત્રક જેવી બાબતમાં સરકારને હાર સહન કરવી પડે તો તેમાં તેને શરમાવા જેવું તો હતું જ. લોકમતની વિરુદ્ધ જઈને સરકાર પોતાની મરજી પ્રમાણે વર્તન ચલાવે, તેનો અર્થ આપખુદી સત્તાથી તે ટકી રહે છે એવો જ થાય. આથી જ્યાં

સુધી સરકારને લોકમત વિરુદ્ધ જાય એનો સહેજ પણ ભય અગર શરમ લાગતાં હતાં ત્યાં સુધી જ ધારાસભામાં અંદાજપત્રકો નામંજૂર કરવાનો કાંઈક અર્થ હતો. એ લાગણી બુઠ્ઠી બનવા લાગે ત્યારે એનું મહત્ત્વ કશું ન રહે.એ દેખીતુ જ છે.

સરકારનું હિસાબી વર્ષ એપ્રિલની પહેલીથી શરૂ થઈ પછીના માર્ચની ૩૧મીએ પૂરું થાય છે. જે અંદાજપત્રક રજૂ થાય છે તેમાં પૂરા થતા વર્ષના સુધારેલા અંદાજના આંકડા, તે પહેલાંના વર્ષના પાકા હિસાબોના આંકડા અને નવા વર્ષના અંદાજપત્રકનાં જમા-ઉધાર પાસાંઓ રજૂ કરવાનાં હોય છે સર્વસામાન્ય અંદાજપત્રક ફેબ્રુઆરી મહિનાની છેલ્લી તારીખે સાંજે પાંચ વાગે રજૂ કરવાનો રિવાજ છે. તે દહાડે ધારાસભાની બેઠક બપોરના અગિયારને બદલે સાંજના પાંચ વાગે શરૂ થાય છે. અંદાજપત્રક રજૂ થાય તે પહેલાંથી જ બજારોમાં કયા કરો હળવા થશે, કયા વધશે અને કઈ બાબતો પર નવા કર પડશે એ સંબંધે અનેક તર્કવિતર્ક ચાલ્યા કરે છે. બજેટ ૧૧ વાગે રજૂ થાય તો તે દિવસના શેરબજાર અને અન્ય બજારોમાં સટ્ટા વધારે થવાનો સંભવ હોવાથી તે દિવસનાં બજારો બંધ થયા પછી બજેટ રજૂ થાય છે બજેટ અંગે કરો વગેરેની

છે એ સાબિત કરવાનો હોય છે. તે સાથે પ્રજાની જે કાંઈ તકરારો હોય તેનો જવાબ સમાધાનકારક રીતે ન મળે અગર તે અંગે દાદ જ દેવામાં ન આવે તો પ્રજાના પ્રતિનિધિઓ કર નાખવાની સંમતિ આપે નહિ, પ્રધાનમંડળને રાજીનામું આપવું પડે અને નવું પ્રધાન-મંડળ સત્તા પર આવે, એવુ બની શકે છે. આપણા દેશમાં ધારાસભાને તો માત્ર લોકમત જણાવવાનો અને ટીકા કરવાનો જ અધિકાર હતો.

તા ૨૮મી ફેબ્રુઆરીના રોજ બરાબર પાંચ વાગતાં સર બ્રીગ્સાહેબે પોતાનું અંદાજપત્રક રજૂ કર્યું. અંદાજપત્રક રજૂ થાય ત્યારે પ્રેક્ષકો બહુ નથી હોતા પરંતુ વેપારીઓ, ઉદ્યોગપતિઓ અને સરકારી અધિ-કારીઓની સંખ્યા ઘણી મોટી હોય છે. છાપાના પ્રતિનિધિઓની ગેલેરી તો ખીચોખીચ ભરેલી હોય છે. અંદાજપત્રક રજૂ કરવું એટલે નાણાંમંત્રીએ પોતાનું છાપેલું—છાપી રાખેલું ભાષણ વાંચી જવું. તેમાં પૂરા થતા વર્ષનું નાણાકીય દષ્ટિએ સિંહાવલોકન હોય છે, અને નવા વર્ષ પરત્વેનું પોતાનું દષ્ટિબિંદુ નાણાંમંત્રી રજૂ કરે છે. અંદાજ કરતાં ખર્ચ શા માટે વધુ અગર ઓછો થયો છે તેનાં કારણો દર્શાવે છે, તેમ જ વરસ આખાના અનુભવ પરથી દેશની અને રાજકારભારની ખરેખરી જરૂરિયાત ધ્યાનમાં લઈને નવા વર્ષ માટેનાં જમા તેમ જ ઉધાર પાસાંઓનો અંદાજ રજૂ કરે છે. જો અંદાજમાં સિલિક દેખાતી હોય તો વધી પડેલી રકમ ક્યાં વપરાશે અગર કયા કરો દૂર કરવામાં આવશે તે જણાવે છે; જો રકમ ખૂટતી હોય તો પૂરી કરવા માટે પોતે નવી લોન કાઢવા માગે છે, કોઈ નવા કરો દાખલ કરવા માગે છે અગર કયો માર્ગ લેવા ધારે છે, તેનું સૂચન કરે છે. અને એ રીતે વિચારી રાખેલી યોજનાવાળું નાણાકીય ગોઠવણનું Finance Bill ભાષણ પૂરું થતાં જ રજૂ કરે છે. ભાષણ શરૂ થતાં જ સભાસદોને બજેટ પેપર્સ એટલે અંદાજપત્રકને લગતા સઘળા કાગળો વહેંચવામાં આવે છે. રેલ્વે બજેટ રજૂ થાય તે વેળા જમા-ઉધારનું પત્રક, દરેક રેલ્વેનો વાર્ષિક હિસાબ, તેમ જ સામાન્ય માહિતી

આપતો અહેવાલ મળી સરેરાશ ૧૦૦૦ પાનાં ભરાય એટલું સાહિત્ય અપાય છે. સર્વ સામાન્ય અંદાજપત્રક વેળા એથી ત્રણગણા કાગળોનો ચોકડો વહેંચાય છે. આ સામગ્રીમાં પોસ્ટખાતાનો અહેવાલ, સંરક્ષણ ખાતાનો જમાઉધાર અહેવાલ, બીજાં ખાતાંઓનો પણ એક જાડો થોકડો, નાણામંત્રીના ભાષણની નકલ, બધા જમાઉધાર ખર્ચની તારવણી કરેલા હિસાબના આંકડાઓ અને નાણાબિલ વગેરેનો સમાવેશ હોય છે.

સર જેમ્સ ગ્રીગે સાંજના પાંચ વાગે પોતાનું ૧૯૩૫-૩૬ સાલ માટેનું અંદાજપત્રક રજ કર્યું. ભાષણમાં તેમણે સરકારી નોકરોના પગારોમાં મૂકેલી કપાત રદ કરવાનું, આયપતવેરામાં જે વધારાનો કર ( Surcharge ) લેવાતો તે ઓછો કરવાનું અને ગ્રામસુધારણા અર્થે એક કરોડ રૂપિયાની જોગવાઈ કર્યાનું જણાવ્યું. હિંદુસ્તાનને માટે હવે સારા દિવસો આવતા જાય છે એવી આગાહી સાથે બિલનું મથાળું-પ્રસ્તાવ વાંચી બતાવ્યો અને "પ્રમુખસાહેબ ! આ બિલ રજૂ કરવાની હું સભાની પરવાનગી માગું છું." ( Sir, I beg leave of the House to introduce the Bill ) એ શબ્દો ઉચ્ચાર્યા. સભાગૃહ તરફથી કશો વાંધો ન લેવાયો એટલે "સાહેબ, હું બિલ રજૂ કરું છું." ( Sir, I introduce the Bill ) બોલી બેસી ગયા. તે દહાડાનું કામકાજ પૂરું થયું અને કાગળોના થોકડા

એ સિદ્ધાંત અનુસાર લોકશાહી રાજ્યોમાં આવી જાતની યોજના ગખવામાં આવે છે. પ્રધાનમંડળ ઊખડી પડે અને બીજું નવું તેને સ્થાને સત્તા પર આવે તે દરમિયાન રોજિંદો રાજવહીવટ તો ચાલુ જ રહેવો જોઈએ. હિંદમાં પણ આ જ ધોરણ સ્વીકારાયલું છે. એટલે જે ખાતાંઓ પર લોકમત લેવાની પ્રથા હોય (Votable) તેની માગણીઓ પર જ કપાત સૂચનાઓ લાવી શકાય છે. કારોબારીની ઑફિસનો ખર્ચ ઘણી અગત્યની બાબત હોઈને એ માગણી પરની અવિશ્વાસની દરખાસ્ત અગર ઇન્કાર કપાતની સૂચના બહુ મહત્ત્વની લેખાય છે.

૧૯૩૫ની સાલમાં ખૂબ રસાકસીભરી ચર્ચાઓ ચાલી; સરકારે વિરોધ દાખવ્યો, અને જે જે ખાતાંઓ પર ટીકાઓ થઈ તે ખાતાંના અધિકારીઓએ ખુલાસાઓ પણ આપ્યા; મતો મેળવવા માટે ખૂબ પ્રયત્નો થયા; છતાં સરકારને હાર ખાવી પડી! કપાતની દરેક દરખાસ્ત પર આ વર્ષે સરકારને મતગણતરીમાં હારી જવું પડ્યું.

સ્વતંત્ર પક્ષને ભાગ એક દિવસ મુકરર થતો. એ દિવસે એ પક્ષ તરફથી લશ્કરના હિંદીકરણ અંગે અગર સરકારી નોકરીઓમાં કોમી ધોરણ પરત્વે કપાત સૂચનાઓ રજૂ થતી. કૉન્ગ્રેસ નેશનલિસ્ટ પક્ષ દમનનીતિ અને રોજિંદા કારભારના સવાલો પર ભાર મૂકતો. યુરોપિયન પક્ષને મત વેપારી બાબતો અગત્યની રહેતી. બિનપક્ષ સભાસદોને એક દિવસ મળતો; તેમાં તેને જે વિષય પર કપાતસૂચના આણવી હોય તે આણતો. આમ કુલ દસ દિવસમાં જેટલી ચર્ચા થવાની હતી તેટલી થઈ ગઈ.

એકક ફરી શરૂ થાય ત્યારે પહેલા બે દિવસો અંદાજપત્રક વિષે સામાન્ય ચર્ચા માટે મુકરર થાય છે અને બીજા પાંચ દિવસો ખર્ચની માગણીઓ અંગેની ચર્ચા માટે અલગ રાખવામાં આવે છે. એ બધી ચર્ચાઓ દરમિયાન કોઈ પણ બોલનારે પંદર મિનિટ કરતા વધારે વખત ન લેવો એવું નક્કી થયેલું હોય છે; આ બધી વિગતોની વહેંચણી આગાઉ દર્શાવ્યું છે તેમ પક્ષો પરસ્પર મળને અંદરોઅંદર કરી લે છે. સામાન્ય ચર્ચા ઉપાડવાની શરૂઆત કરવાનો હક્ક સાધારણ રીતે વિરોધ પક્ષનો ગણાય છે. એમાં ચર્ચા મોટા મોટા મુદ્દાઓ પર જ થાય છે. બેશુમાર ખર્ચ, જકાતનું ધોરણ, મોટા પગારો, ભૂલભરેલી કરયોજના વગેરે જેવા પ્રશ્નોનો આ વેળા ઉલ્લેખ કરવામાં આવે છે. મોટે ભાગે પક્ષના નેતાઓ અગર આગળ પડતા સભાસદો જ આ ચર્ચામાં ઊતરે છે.

બે દિવસની સામાન્ય ચર્ચા પછી માગણી પરની ચર્ચા શરૂ થતી, તેમાં મહાસભા પક્ષને ભાગે બે દિવસ એટલે ૭૫ કલાક મળતા. એ વખતમાં અમારો પક્ષ પોતાની કપાત દરખાસ્તો મૂકતો. નામની કપાતો (Token Cut) ઈન્કાર કપાતો (Refusal of Supplies) અને કારોબારીના ખર્ચની માગણી પર ઉપસૂચનાઓ અમારા તરફથી સાધારણ રીતે મુકાતી. હિંદ સરકારના અંદાજપત્રકમાં કેટલીએક એવી બાબતો છે, જેના પર એસેમ્બ્લીની મંજૂરીની આવશ્યકતા સ્વીકારવામાં આવી નથી. આવી બાબતોને બિન-મંજૂરીની બાબતો (Non-Votable Grants) ગણવામાં આવે છે; આમાં સંરક્ષણ ખાતાના ખર્ચો અને વહીવટી અધિકારીઓના પગારોનો સમાવેશ થાય છે. રાજશકટ ચલાવવા માટે જે અગત્યના ખાતાઓ છે—જેમના સિવાય ગાડું જ અટકી પડે એવું હોય છે, તેની બાબતોને બિન-મંજૂરીવાળી બાબતો ગણવામાં આવે છે, ગાડીવાન બદલાવવાનો હક્ક હોવા છતાં, અમે તે માણસ ધુરા પર મુકાય છતાં, બળદને ઘાસ-ચારો અને પૈડાંમાં તેલ ઊંજવાનું કામ તો અટકવું જ ન જોઈએ.

એ સિદ્ધાંત અનુસાર લોકશાહી રાજ્યોમાં આવી જાતની યોજના ગખવામા આવે છે. પ્રધાનમંડળ ઊખડી પડે અને બીજું નવું તેને સ્થાને સત્તા પર આવે તે દરમિયાન રોજિંદો રાજવહીવટ તો ચાલુ જ રહેવો જોઈએ. હિંદમાં પણ આ જ ધોરણ સ્વીકારાયલું છે. એટલે જે ખાતાઓ પર લોકમત લેવાની પ્રથા હોય (Votable) તેની માગણીઓ પર જ કપાત સૂચનાઓ લાવી શકાય છે. કારોબારીની ઑફિસનો ખર્ચ ઘણી અગત્યની બાબત હોઈને એ માગણી પરની અવિશ્વાસની દરખાસ્ત અગર ઇન્કાર કપાતની સૂચના બહુ મહત્ત્વની લેખાય છે.

૧૯૩૫ની સાલમાં ખૂબ રસાકસીભરી ચર્ચાઓ ચાલી, સરકારે વિરોધ દાખવ્યો, અને જે જે ખાતાંઓ પર ટીકાઓ થઈ તે ખાતાંના અધિકારીઓએ ખુલાસાઓ પણ આપ્યા; મતો મેળવવા માટે ખૂબ પ્રયત્નો થયા; છતાં સરકારને હાર ખાવી પડી! કપાતની હરેક દરખાસ્ત પર આ વર્ષે સરકારને મતગણતરીમાં હારી જવું પડ્યું.

સ્વતંત્ર પક્ષને ભાગ એક દિવસ મુકરર થતો એ દિવસે એ પક્ષ તરફથી લશ્કરના હિંદીકરણ અંગે અગર સરકારી નોકરીઓમા કોમી ધોરણ પરત્વે કપાત સૂચનાઓ રજૂ થતી. કોન્ગ્રેસ નેશનેલિસ્ટ પક્ષ દમનનીતિ અને રોજિંદા કારભારના સવાલો પર ભાર મૂકતો. યુરોપિયન પક્ષને મત વેપારી બાબતો અગત્યની રહેતી. બિનપક્ષ સભાસદોને એક દિવસ મળતો; તેમાં તેને જે વિષય પર કપાતસૂચના આણવી હોય તે આણતો. આમ કુલ દસ દિવસમાં જેટલી ચર્ચા થવાની હતી તેટલી થઈ ગઈ.

એટલા તો છેડાઈ પડયા હતા કે દરેક માગણી પર મતગણતરી લેવાનો આગ્રહ ધરાવતા હતા અને દરેક વેળા હારી જતા હતા ! વિના કારણે બધા સભાસદોને ટાંગાતોડ માત્ર કરવી પડતી. મતગણતરીનું કામ પૂરું થયું તે વેળા બહાર અંધકાર પથરાઈ ચૂકયો હતો. અર્થમંત્રીના મનમાંહિનો આશાદીપ પણ ઓલવાઈ ગયો હતો. શુકન તરીકે પૂરું ફૂલ કોટના બટનમાં ભેરવી આવેલા નાણામંત્રીનું એ ફૂલ કરમાઈ ગયું હતું, અપશુકનિયાળ નીવડયું હતું ! બીજે વરસે નાણાબિલ રજૂ કરતી વેળા તેઓ પણ અદસ્ય થઈ ગયા હતા !

અમે ઘેર પહોંચ્યા ત્યારે રાતના આઠ વાગી ગયા હતા !

અંદાજપત્રકના ઉધાર પાસાનો આ રીતે નિકાલ આવી ગયો હતો. હવે જમા પાસું અને નાણા મેળવવાની વ્યવસ્થા ( Finance Bill )નો વિચાર હાથ ધરવાનો હતો. અંદાજપત્રકમાં પ્રધાનમંડળે ખર્ચની ગણાવેલી બાબતોમાં વધારો સૂચવી શકાતો નથી; માત્ર કપાત સૂચનાઓ જ આણી શકાય છે. એ જ રીતે જમા પાસાની વિચારણા વખતે કરો વધારવાની સૂચના આણી શકાતી નથી; માત્ર ઓછા કરવાનું જ સૂચવી શકાય છે. જો કોઈ કર વધારવાની દરખાસ્ત રજૂ કરવી હોય તો તેને માટે પ્રથમ ગવર્નર જનરલની પરવાનગી જોઈએ છે. ટૂંકમાં જે કોઈ બાબતમાં લોકો પર પૈસાનો બોજો વધારવો હોય અગર બોજો વધાર્યા વિના પણ કરની આકારણીમાં કાંઈ વધારો સૂચવવો હોય તો તે દરેક બાબતમાં ગવર્નર જનરલની અગાઉથી પરવાનગી લેવી પડે છે. એટલે નાણાબિલ અંગે જે કાંઈ દરખાસ્તો રજૂ કરવાની હોય તેમાં ઉક્ત મર્યાદાઓને ધ્યાનમાં લીધા પછી જ રજૂ કરવી જોઈએ. આ બધી બાબતો ધ્યાનમાં રાખીને બિલ અંગે અનેક ઉપસૂચનાઓ રજૂ કરાઈ હતી.

અંદાજપત્રકની ખર્ચની માગણીઓનો ઉપર દર્શાવ્યું તેમ

નિકાલ આવી જતાં બીજે દિવસે નાણામંત્રી સર જેમ્સ ગ્રીગે ફાયનેન્સ બિલ – નાણાયોજનાનું બિલ વિચારણામાં લેવાની સૂચના (Motion) ધારાસભા પાસે આણી.

[ ૭ ]

કપાત સૂચનાઓ મુજબ બિલો રજૂ કરવાનો પણ ધારાસભામાં નિયમ હોય છે; એ મુજબ જ બધાં પગલાં લેવાં જોઈએ. હરકોઈ બિલમાં નિયમાનુસાર એનું મથાળું, એ ક્યારે અમલમાં મુકાશે, એની તારીખ, એનો કાર્યપ્રદેશ, એની વ્યાખ્યા, મુખ્ય બાબતો અને પરિશિષ્ટો વગેરે વિગતોનો બિલના વિષયાનુસાર સમાવેશ થયો હોવો જોઈએ. આ મુજબ તૈયાર કરેલા બિલની નકલ નોટીસ ઑફિસમાં સભાસદે સોંપવાની હોય છે. ખાનગી સભાસદો (સરકારી નહિ તેવા) નાં બિલો ખાનગી કામો માટે મુકરર થયા હોય તે દિવસોએ જ ચર્ચામાં લઈ શકાય છે; એનો ક્રમ ચિઠ્ઠીઓ નાખીને (Ballot) નક્કી કરાય છે. ઠરાવો લાવવા હોય તોપણ એ જ શિરસ્તો અનુસરવાનો હોય છે. આ પ્રમાણે જે બિલની નોટીસ આવી ગઈ હોય તેના નક્કી થયેલા દિવસે અગાઉથી એની છાપેલ નકલો ચર્ચાને દિવસે સભાસદોના ટેબલ પર મુકાઈ જાય છે. બિલ અંગેના ધારાસભાના પહેલા વિધિમાં, રજૂ કરનાર સભાસદે "સભાગૃહ અમુક બિલ રજૂ કરવાની રજા આપે" એવી માગણી કરવી પડે છે. સભાગૃહ એની પરવાનગીની ના પાડી શકે છે, પરંતુ પ્રચલિત શિરસ્તો ના ન પાડવી એ છે, કેમકે બિલ રજૂ કરનારનું દૃષ્ટિબિંદુ જાણી લીધા વિના જ ના પાડવી એ વ્યાજબી ગણાતું નથી. પ્રમુખ સવાલ કરે છે: "સવાલ એવો છે કે અમુક બિલ રજૂ કરવાની પરવાનગી આપવામાં આવે." Question is that leave be granted to introduce a Bill etc.) સભાગૃહ રજા આપે એટલે ફરી પેલો સભાસદ ઊભો થાય છે અને "હું બિલ રજૂ કરું છું." (Sir, I introduce the Bill)

એમ બોલે છે તે દહાડે પછી એ બિલ અંગે વધારે ચર્ચા થતી નથી બિલ અંગેનો આ પહેલો વિધિ ઊકલી ગયા પછી જે દિવસે એ બિલનો વારો કાર્યક્રમ પત્રિકામાં ગોઠવાયો હોય તે દિવસે સદરહુ સભાસદ "આ બિલ વિચારણામાં લેવાય" એવી દરખાસ્ત લાવે છે, અગર તો "આ બિલ અમુક ગૃહસ્થોની સિલેક્ટ-કમિટીમાં સોંપાય, અને કમિટી અમુક મુદતમાં આ અંગે રિપોર્ટ કરે" એવી માગણી કરે છે. આ વેળા બીજા સભાસદો એની સૂચના પહેલી જાતની હોય તો તે અંગે "પહેલી સૂચના, અંગે સિલેક્ટ કમિટી નિમાવી જોઈએ" એવી ઉપસૂચના લાવી શકે છે ઘણી વખત બિલ રજૂ કરનાર સભાસદ પોતે અગર અન્ય સભાસદ "જાહેર પ્રજાનો અભિપ્રાય જાણી લેવા અર્થે સદરહુ બિલ લોકોમાં અમુક મુદત સુધી વિચારણા માટે ફેરવવું" એવી પણ સૂચના લાવે છે આવી સૂચનાનો હેતુ ઘણી વાર વખત પસાર કરવાનો પણ હોય છે; તો ઘણી વાર એવા સવાલો અંગે જાહેર પ્રજાનો અભિપ્રાય જાણી લેવાનું ઇષ્ટ પણ હોય છે આ તરેહની સૂચના મંજૂર થાય તો સરકાર આખા દેશમાં જુદાજુદા જિલ્લાઅધિકારીઓ, પ્રાંતિક સરકારો મુખ્ય મુખ્ય સંસ્થાઓ અને વ્યક્તિઓ તરફ એ બિલની નકલો રવાના કરે છે અને તે અંગે આવેલા અભિપ્રાયો છાપીને સઘળા સભાસદોને મોકલી આપવામાં આવે છે સૂચનામાં જણાવેલી મુદત વીત્યા પછી કાર્યક્રમ પત્રિકામાં એ બિલ મુકાય છે તે પછી ફરી તે વિચારણા પર લેવું અગર સિલેક્ટ કમિટીને સોંપવું એ જાતની માગણી સભાસદે રજૂ કરવી પડે છે

બિલ જો સિલેક્ટ કમિટિમાં મૂકવાનું હોય તો તે માટેના સભ્યોનાં નામો નક્કી કરી સૂચવવાં જોઈએ છે - સાધારણ રીતે ૧૨ થી ૧૪ સભ્યો આવી સિલેક્ટ કમિટીમાં મુકાય છે, અને એના પ્રમુખ તરીકે કારોબારી મંડળ પૈકી જે કાયદામંત્રી હોય તે પોતાના હોદ્દાની રૂએ બેસે છે બિલ કયા વિષય પરત્વે છે એનો વિચાર કરી દરેક પક્ષનો દરેક પોતપોતાના પક્ષમાંથી સભ્યો નક્કી થઈ હોય

તે પ્રમાણેનાં નામો સૂચવે છે. કોઈ બિલ સિલેક્ટ કમિટીને સોંપાય તેનો અર્થ એટલો તો આપોઆપ સમજાઈ જ જાય છે કે બિલના મૂળ સિદ્ધાંતોમાં ધારાસભા સંમત છે કમિટીમાં ચર્ચા અને સુધારા-વધારા પછી બિલનો મુસદ્દો ઘડાય છે, જેમાં કાયદેસર શબ્દયોજના માટે સરકારી કાયદાપંડિતો હાજર જ હોય છે. કમિટીનો રિપોર્ટ તૈયાર થયા પછી જો મૂળ બિલમાં અને આ સુધારેલા સ્વરૂપમાં બહુ તફાવત ન હોય તો કમિટી ' આ બિલ ફરી વાર પ્રસિદ્ધ કરવા જેટલું ફેરફારને પામ્યું નથી " એવો પોતાનો અભિપ્રાય જણાવી બિલ સભાગૃહ તરફ મોકલી આપે છે જો ધરમૂળના ફેરફારો થયા હોય તો, બિલ ફરી પ્રસિદ્ધ થવું જોઈએ એવો શેરો કરે છે. બિલ તૈયાર થતાં જ સરકારી આજ્ઞાપત્રિકા (ગેઝેટ)માં તે છપાય છે. આ ક્રિયાને 'પ્રસિદ્ધ થયું' કહેવાય છે. બિલ પ્રસિદ્ધ કરવાની જરૂર નથી એવી સલાહ સિલેક્ટ કમિટીની હોય તો સભાસદ "સુધારેલું બિલ હવે વિચારણામાં લેવું જોઈએ " એમ કહે છે. બિલ વિચારણા અર્થે લેવું

થાય અગર કોઈ સૂચના ન જ આવી તો પ્રમુખ વિચારણા અંગે મત લે છે. જો વિચારણા કરવામાં નાપાસ થયું તો બિલ ત્યાં જ અટકી પડે છે; ત્યાર પછી એ અમુક મુદત સુધી ફરી સભા આગળ રજૂ કરી શકાતું નથી. જો બિલ વિચારણામાં લેવું એવી સભાગૃહ મંજૂરી આપે તો પછી બિલની કલમવાર ચર્ચા શરૂ થાય છે. એનાં દરેક અંગો (મથાળું, એની સઘળી કલમો, પરિશિષ્ટો વગેરે બધાં) ઉપર મતગણતરી લેવામાં આવે છે. આમ સૂચનાઓ મંજૂર નામંજૂર થતાં મૂળ અનુસાર અગર સુધરેલી અવસ્થામાં પહોંચતા બિલની બીજી કક્ષા પૂરી થઈ જાય છે.

સુધારાવધારાવાળું બિલ હવે સભાસદને પોતાને કબૂલ હોય તો તે "સદરહુ બિલ પાસ થવું જોઈએ" એવી દરખાસ્ત આણે છે. "વિચારણામાં લેવાવું જોઈએ" એ સૂચના પછી થયેલી ચર્ચાને બિલનું પહેલું વાચન કહેવામાં છે; કલમવાર ચર્ચાને બીજું વાચન અને "પાસ થવું જોઈએ" એવી દરખાસ્ત પર થયેલી ચર્ચા અને વાદવિવાદને ત્રીજું વાચન કહેવામાં.આવે છે. સુધારાવધારાવાળું બિલ સભાસદને પોતાને મંજૂર ન હોય તો તે પાસ થવા માટેની દરખાસ્ત રજૂ જ કરતો નથી, અને બિલ ત્યાં જ વિલીન થાય છે. એ પછી અમુક મુદત સુધી સુધારેલું અગર એવા જ અર્થવાળું બીજું બિલ સભામાં માંડી શકાતું નથી.

જ્યારે બિલનો મુદ્દો ભારે ચર્ચાસ્પદ હોય અગર વિરોધ પક્ષને ખૂબ વાંધો લાગતો હોય ત્યારે થતી ચર્ચાઓ અતિશય ગરમાગરમ થાય છે, અને કડકમાં કડક આક્ષેપો સામસામા પક્ષે કરવામાં આવે છે. વિરોધ દર્શાવવામાં કાયદેસરના બધા માર્ગો લઈ શકાય છે, લેવાય છે. રાજવહીવટ કાયદેસર રીતે જ ચાલવો જોઈએ એ સિદ્ધાંત જ્યાં સહુ સ્વીકારીને ચાલે છે ત્યાં કોઈ પણ બિલ પસાર થતાં સુધી બંને પક્ષો વચ્ચે ગમે તેવા વિરોધો દર્શાવાય છતાં બિલ મંજૂર થયા પછી એનું અક્ષરશઃ પાલન કરવું એ દરેક પક્ષ પોતાનો ધર્મ સમજે

છે. સભાએ બહુમતિથી જે નિર્ણય આપ્યો તે પછી આખા દેશનો સર્વમાન્ય નિર્ણય ગણાય છે અને સહુ એને માથે ચડાવે એવો સઘળા લોકશાહી દેશોમા સર્વમાન્ય શિરસ્તો છે. જે પક્ષ હારે તેણે જાહેર પ્રજાનો અભિપ્રાય પોતાના પક્ષમાં ખેંચી લાવીને ફરી બહુમતી પોતાને પક્ષે ઊભી કરીને ધાર્યા મુજબ એમાં ફેરફાર કરવો, એ જ લોકશાહીનો સાચો માર્ગ ગણાય છે, અને એ જ માર્ગ શક્ય છે. જ્યાં ચૂંટણીતંત્ર સાચા લોકમતનું પ્રતિબિમ્બ પાડતું ન હોય, વિરુદ્ધ બહુમતી પછી પણ સત્તારૂઢ પ્રધાનમંડળ જ્યાં બદલાવાનું ન હોય, અથવા તો આજની બહુમતીવાળા લઘુમતીમાં આવી જતાં કામદેસરની ચળવળ જ ચલાવવાનુ ધોરણ સ્વીકારતા ન હોય, ત્યાં કેવળ મતગણતરીમાં હારી જવાથી થતો નિર્ણય સમગ્ર દેશના માનસનુ સાચું પ્રતિબિંબ છે એમ માનવામાં ભારે જબરી ભૂલ થવાનો સંભવ છે.

ખાતાંઓ અંગે અનેક દૃષ્ટિબિંદુથી ટીકાઓ થતી. મોટે ભાગે આ ચર્ચા ૭–૮ દિવસ ચાલે છે, અને જે ખાતા અંગે ટીકા હોય તેનો જવાબદાર અધિકારી ખુલાસાઓ આપે છે. તે પછી બિલ વિચારણામાં લેવું જોઈએ એવી સૂચના પાસ થતાં કલમવાર ચર્ચાની (બીજા વાચનની) શરૂઆત થાય છે.

કલમવાર ચર્ચા શરૂ થતાં કરયોજનાના જુદા જુદા દરો પરત્વે રજૂ થયેલી ઉપસૂચનાઓ પર ચર્ચા થાય છે. ઉત્પન્નનાં મુખ્ય અંગોમાં સરહદ જકાત (Custom), આયપત (Income), મીઠું, ખાંડ વગેરે ચીજો પરની આંતરિક જકાત (Excise) હોય છે. સિવાય તાર અને ટપાલખાતાના દરો અંગે પણ બિલમાં સમાવેશ થતો હોવાથી એ અંગે પણ ઉપસૂચનાઓ આવે છે. મહાસભા પક્ષે આયપત વેરાનો દર ઓછો કરવાની દરખાસ્ત કદી આણી નથી. એ બાબતમાં વેપારીઓ, યુરોપિયન મંડળ, ઉદ્યોગપતિઓ વગેરે તરફથી દરખાસ્તો રજૂ થતી, અને તે કદી પણ મંજૂર થતી નહિ. મહાસભા પક્ષ અને કોન્ગ્રેસ નેશનેલિસ્ટ પક્ષ તરફથી મુખ્ય ઉપસૂચનાઓ મીઠું, ખાંડ, પોસ્ટના દરો વગેરે વિષયોમાં રજૂ થતી. જકાત એ પણ અગત્યનું આવકનું સાધન છે, પરંતુ આ કક્ષાએ એને બહુ મહત્ત્વ આપવામાં આવતું નથી. જકાતનો સવાલ વળી સ્વતંત્ર રીતે જ ચર્ચાય છે. રૂપિયો, અરધો કે પાવલી સુધી મીઠાના કરની રકમ ઓછી કરવાની માગણીઓ રજૂ થાય છે. વપરાશની ચીજ પરનો કર ગરીબ જનતા પર પડે છે, જ્યારે આવકવેરો આવક થાય તો જ આપવાનો હોય છે. મીઠું તો દરેક કુટુંબની રોજની અનિવાર્ય જરૂરિયાતની ચીજ રહી; મોજશોખની ચીજના જેવું એનું ન કહેવાય. એના ઉપર જેમ કર ઓછો તેમ વપરાશ વધે એ તો અનેક વેળા સિદ્ધ થઈ ચૂકેલું હોઈ આ બાબતનો કર ઓછો કરવાની માગણીને વધારે મહત્ત્વની ગણવામાં આવે છે. સિવાય એમાં પાવલી

કે અરધો રૂપિયો કર ઓછો થતાં જ ઉપજમાં લાખોની ઘટ પડે છે અને પરિણામે અંદાજપત્રકની આખી યોજના ચૂંથાઈ જાય છે. પણ એનો દોષ લોકોને શી રીતે દેવાય? એને કારણે જણાતો આવકનો તોટો આયપતવેરો વધારીને અગર ભારે પગારદાર નોકરોના પગારો કાપીને પૂરી શકાય છે. પણ અહીંની સરકાર અંગ્રેજ મૂડીદારોનું હિત સાચવનારી હોઈ મૂડીદારોને માઠું ન લગાડવાનું એનું ધોરણ હતું. વળી મહાસભાપક્ષની કોઈ પણ વાત સ્વીકારવી નહિ એવો સર ગ્રીગ સાહેબે જાણે કે સિદ્ધાંત બાંધ્યો હતો! મીઠા પરના કરમાં ઘટાડો કરવાની દરેક સૂચનાનો ગ્રીગ સાહેબ ખૂબ જોરપૂર્વક વિરોધ કરતા કોઈ કોઈ પક્ષના સભાસદો એમની જાળમાં સપડાતા પણ ખરા. છતાં એકાદ ઉપસૂચના, મીઠા પરના કરની બાબતમાં તો મંજૂર થતી જ. આ વરસે પણ એવું જ બન્યું. ઉપસૂચના અંગે ચર્ચા ચાલતી હતી તે દરમિયાન એક સભાસદે સવાલ કર્યો: 'નાણાંમંત્રી હિંદી મીઠું વાપરે છે ખરા?' (Does the Finance Member use Indian salt?) બીજાએ સર પૂર્યો: 'તેઓ અંગ્રેજી મીઠું ખાય છે.' (He takes English salt.) હું મરજી ઉમેર્યો: 'તેઓ સમરસોલ્ટ [ગુલાંટો] ખાય છે.' (He takes somersaults.) અવશ્ય મારી ભાષામાં માત્ર શબ્દશ્લેષ હતો.

અમારી ઉપસૂચના તો પાસ થઈ જ. તે સિવાય પોસ્ટકાર્ડના ભાવ ઘટાડવા અંગેની ઉપસૂચના રજૂ થઈ અને તે પાસ પણ થઈ. બીજી પણ ઉપસૂચનાઓ મુકાઈ. સઘળાને પરિણામે નાણા પ્રકરણની યોજનામાં રૂપિયા ત્રણ કરોડની ખાધ ઊભી થાય તેવું થયું. એકંદરે નાણામંત્રીના નાણાવિષયક બિલમાં ઘણી કાપકૂપ થઈ, અને કુરચેકુરચા ઊડી જતાં એ મરણતોલ બન્યું હતું. કલમવાર ચર્ચા, પરિશિષ્ટ, પ્રસ્તાવ વગેરેનું કામ પતી ગયું હતું. હવે નિયમાનુસાર બિલ પાસ થવું જોઈએ એવી દરખાસ્ત રજૂ થવાની અમે રાહ જોતા હતા. કાર્યક્રમના પત્રકમાં અર્થમંત્રીને નામે બિલ વિચારણામાં લેવાવું જોઈએ એવી દરખાસ્ત પણ લખાઈ હતી. હવે મરણોન્મુખ બનેલું બિલ આગળ ધકેલવાનો નાણામંત્રી પ્રયત્ન કરે છે કે નહિ તેની રાહ જોવાતી હતી. પ્રમુખે "માનનીય અર્થમંત્રી" કહી તેમના નામનો પોકાર કર્યો. લાગલા જ આ દુભાયેલા દેવ ઊભા થયા અને "સાહેબ! બિલ પાસ કરાવવા માટે મારે દરખાસ્ત મૂકવી નથી!" એટલા શબ્દો બોલી બેસી ગયા! તાળીઓના ગડગડાટ અને પગની ધબધબાટી સાથે વિજયઘોષણા કરતા અમે અમારી છાવણીમાં પાછા ફર્યા. સરકારી કારોબારી મંડળ સંકટનિવારણ અર્થે પોતાના સહાયક દેવ ગવર્નર જનરલની મદદ લેવા દોડ્યું!

દરેક અંદાજપત્રકમાં ખરચ અને આવકની ગોઠવણ એક વર્ષ માટે જ રખાય છે. એટલે ૩૧ મી માર્ચ પહેલાં જો નવું અંદાજપત્રક મંજૂર ન થયું હોય તો ૧ લી એપ્રિલે ખર્ચ શી રીતે કરવો એ મોટો સવાલ થઈ પડે છે. ૧૯૩૫માં અંદાજપત્રક અંગેની ચર્ચા ખૂબ લંબાઈ; પરિણામે એપ્રિલનું પ્રભાત થયું તોપણ એ પૂરી ન થઈ. આથી ઉપસ્થિત થયેલી મુશ્કેલીનો તોડ ગવર્નર જનરલે એક વટહુકમ કાઢી નવે વર્ષે બિલ મંજૂર થતાં સુધી જૂના વરસને ધોરણે જ ખર્ચ ચાલુ રાખવાની મંજૂરી આપી! નવું બંધારણ

અમલમાં આવે તે પહેલાં જ આમ જૂના બંધારણ મુજબના વહી-વટનો ભંગ થયો. ૧૯૩૫ની સાલ સુધી આવું કદી બન્યું નહોતું. માત્ર ૧૯૨૪ની સાલમાં એક વાર આમ બન્યું હતું, અને તે વેળા પંડિત મોતીલાલજીને જનાબ ઝીણાએ સાથ આપ્યો હતો.

હવે પછી બંધારણ મુજબ વાઈસરૉય સાહેબે ભલામણ કરી મોકલેલું એ જ બિલ ફરી રજૂ થશે અને તે વેળા સરકારી ટંકક મતો મેળવવા શક્ય સઘળી જાતના પ્રયત્નો કરી છૂટશે એની અમને ખાતરી હતી. તા. ૫-૪-૩૫ના રોજ અગાઉ રજૂ થયું હતું તે જ બિલ કશા ય સુધારાવધારા વિના વાઈસરૉય સાહેબે ભલા-મણ સાથે દેશની " શાંતિ, વ્યવસ્થા અને સુરાજ્ય ' ની ભલી લાગણી-ઓ સાથે પોતાના ખાસ સંદેશા સહ મંજૂરી માટે એસેમ્બ્લી તરફ મોકલી આપ્યું.

ફરી વાર ગળી જાય એટલા સ્વાભિમાનશૂન્ય હજુ સભાસદો નથી થયા એમ પણ, એક જાડા દેખાતા મુસલમાન સભ્યે ઉદ્‌ગારો કાઢ્યા. એગેમ્બ્લીએ આ બિલ નામંજૂર કર્યું છે એવા રોશ સાથે પ્રમુખે એ બિલ ઉપલી સભા [રાજસભા] તરફ મૃતપ્રાય દશામાં રવાના કર્યું.

રાજસભાના હક્કો અંદાજપત્રકની બાબતમાં તો ઘણા મર્યાદિત છે. વળી એમાં સરકારનિયુક્ત સભ્યોની તો કાયદાની રીતે જ બહુમતી રહે છે. સરકાર જે ઇચ્છે તે મુજબની મંજૂરી આ સભા પાસેથી તે મેળવી લે છે. એના સભાસદોમાં કોઈ વિરોધી સૂર ઉચ્ચારે તોપણ મતદાન વખતે વિરોધ પક્ષમા જઈ ઊભા રહેવાની હિંમત એમાંથી કોઈ ભાગ્યે જ દાખવે છે. એ સભાનો ઉપયોગ તો લોકસભામાં લોકોની બહુમતીથી જે નક્કી થયુ હોય તેનો વિલંબ કરવા અર્થે અથવા તો એથી વિપરીત જ પરિણામ લાવવા અર્થે પ્રતિગામીપક્ષ કરે છે. અમ ધિક્કારી કાઢેલું–ફેંકી દીધેલુ બિલ ઉપલી સભાએ મંજૂર કર્યું; અને તે પછી સરકારે એ બિલને લોકમતનુ પીઠબળ છે એમ જાહેર કરવામાં પાછી પાની ન કરી!

દિલ્હીના આ અધિવેશનનું મુખ્ય કામ અંદાજપત્રક હોય છે. અંદાજપત્રકની ઉક્ત દશાને અંતે ગવર્નરજનરલે પોતાની ખાસ સત્તાની રૂએ એ નાણાંબિલને મંજૂર કર્યું. ખરું જોતાં જે અધિકાર ખરેખરી મુશ્કેલીને વખતે જ વાપરવાનો સંકેત હોય, જેનો વપરાશ કેવળ અપવાદ રૂપે જ થાય, એ સત્તાનો ઉપયોગ આ અને પછીનાં છ વર્ષ સુધી નિત્યનો ક્રમ બની ગયો!

[૯]

તહકૂબીની કોઈ સૂચના આવવા જ ન દેવી, ઠરાવોની અટકાયત કરવી, પ્રશ્નોમાં પણ સખ્તાઈ દાખવવી, વગેરે અંગે લૉર્ડ વિલિંગ્ડન તેમજ તે પછીના વાઇસરૉય લૉર્ડ લિનલિથગોએ તો કમાલ કરેલી.

શરૂઆતમાં ૨-૪ તહકૂબીની સૂચનાઓ એસેમ્બ્લીએ પાસ કરેલી દેખતાં જ આ ખાસ હથિયાર [ અધિકાર ] વાપરવાની તેમણે શરૂઆત કરી દીધી કોઈ પણ તહકૂબીની ઉપસૂચના મંજૂર થાય ત્યારે એનો અર્થ ચાલુ સરકારનું વિશિષ્ટ ખાતાનુ ધોરણ સભાને પસંદ નથી એટલો જ એનો અર્થ થાય છે, જ્યારે અવિશ્વાસનો અર્થ ચાલુ મંત્રીમંડળ પર સભાનો વિશ્વાસ જ નથી, એણે ચાલ્યા જવુ જોઈએ એ નાલાયક છે, એના દિગ્દર્શન સમો હોય છ આમ હોવાથી તહકૂબીની દરખાસ્ત પરત્વે ખાસ સત્તાનો વપરાશ કરી તે બંધ કરવાનો અર્થ, સરકાર હવે હિંમત હારી ગઈ છે, એ જ થાય.

વળી તહકૂબીની સૂચનાઓ કાંઈ રોજરોજ માંડી શકાતી નથી, આવતી નથી તાજેતરમાં જ બનેલી, અતિશય જરૂરી, જાહેર હિતની બાબતો પરત્વે આવી સૂચનાઓ લાવી શકાય છે પહેલાંની બેઠક પછી બનેલી હકીકત હોય તો અધિવેશનને પડેલે જ દિવસે એની નોટીસ આપવી પડે છે બેઠક શરૂ થયા પછી ભલે બીજે જ દિવસે આવી સૂચના આવી હોય તોપણ પ્રમુખ તેને નિયમબાહ્ય ઠરાવે છે અધિવેશન ચાલુ હોય તે દરમિયાન બનેલી બાબત અંગે સૂચના હોય તો સભાસદને એની માહિતી મળે તે જ દિવસે અગર બીજે દિવસે બેઠક શરૂ થાય તે અગાઉ તેણે નોટીસ આપવી જોઈએ, નહિતર પ્રમુખ તે સ્વીકારે નહિ પ્રશ્નોત્તરો પૂરા થયા પછી પ્રમુખ સદરહુ સભાસદને સૂચના રજૂ કરવાનાં કારણો પૂછે છે અને પોતાને એ વિષે ખાતરી થાય તો સરકારનો વિરોધ છે કે કેમ તે જાણવા માગે છે અખિયાર વાપરવા પૂર્વે આવેલી આવી નોટીસની માહિતી નોટીસ ઓફિસે તાબડતોબ તે તે ખાતાના અધિકારીને પહોંચાડેલી હોય છે આથી તેની સાથે સબંધ ધરાવતા ખાતાનો મંત્રી પોતાનો વિરોધ છે, અગર તો જવાબ આપવા પોતે તૈયાર છે એમ જણાવે છે. સરકાર પક્ષનુ કથન ધ્યાનમાં લીધા પછી પોતાને સૂચના વ્યાજબી છે એમ જણાતાં, જો સરકારનો વિરોધ હોય તો પ્રમુખ સૂચના રજૂ

થવા દેવી કે કેમ તે અંગે સભાસદોના મત જાણવા માગે છે ઓછામાં ઓછા જો ૨૫ સભાસદો સૂચનાની તરફેણમાં ઊભા થાય તો સાંજના ૪ વાગે તહકૂબીની સૂચના વિચારમાં લેવાશે એવું પ્રમુખ જાહેર કરે છે; જો સરકારનો વિરોધ ન હોય તો મત વિના પણ ૪ વાગે વિચારણામાં લેવાનું તે જણાવે છે. સિવાય સરકારના વિરોધને ગણકાર્યા વિના પણ જો પ્રમુખ એવી તહકૂબીની દરખાસ્ત સાંજે ૪ વાગે વિચારમાં લેવાનું જાહેર કરે તો બરાબર ૪ વાગતા પહેલાં ગવર્નરજનરલ પોતાની ખાસ સત્તાની રૂએ સદરહુ પ્રશ્ન અંગેની સૂચના 'જાહેર હિતના લાભ માટે' નું બહાનું બતાવી ચર્ચામાં ન લેવાય એવો હુકમ ફરમાવે છે!

આમ અનેક અગ્નિપરીક્ષામાંથી પસાર થયેલી તહકૂબીની ૩-૪ સૂચનાઓ ચાલુ અધિવેશનમાં વિચારણામાં લેવાઈ હતી અને મંજૂર પણ થઈ હતી. તહકૂબીની સૂચના પર બરાબર ૪ વાગે ચર્ચા શરૂ થાય છે. સૂચના આણનાર સભાસદ ૨૦ મિનિટ સુધી બોલી શકે છે. તે પછી સભાસદો બોલે, અને પછી સરકાર તરફથી તેનો જવાબ અપાય; ત્યાર પછી મતગણતરી થાય. આ બધો વિધિ ૭ વાગ્યા પહેલાં પૂરો થઈ જવો જોઇએ. ૭ વાગે ચર્ચા આપોઆપ બંધ થઈ ગણાય છે જેને "સૂચનાનો ચર્ચાને અંતે અનિશ્ચિત દશામાં જ અંત આવ્યો" (Motion was talked out) એમ કહેવાય છે. આ કારણે જ્યારે સૂચના પર મતગણતરી લેવાનું ચોક્કસ કર્યું હોય ત્યારે દંડકો પક્ષમાંથી બોલનારની સંખ્યા નક્કી કરે છે; બધા પક્ષોને બોલવાનો યોગ્ય અવકાશ સાંપડે એમ ગોઠવણી થાય છે અને બરાબર વખતસર જ ચર્ચા બંધ કરવાની માગણી કરે છે. સરકાર તરફથી જવાબ માટે ૧૫ મિનિટ રાખવામાં આવે છે. એટલે કોઈ સરકારી વક્તા બોલવામાં જ વખત પૂરો ન કરાવી જાય એ પણ વિચારી લઈ બધું ગોઠવાય છે. મતગણતરી માટે ૫

મિનિટ અને સરકારી બાજુ રજૂ કરનાર માટે ૧૫ મિનિટ એમ કુલ ૨૦ મિનિટ છેવટે બાકી રાખીને જ બોલનારાઓની સંખ્યા અને સમય મુકરર થાય છે. આમ દંડકો માટે મતો મેળવવા, બધું કામકાજ વખતસર પતે એની બરાબર યોજના અને ગોઠવણ જળવાઈ રહે એમ બધાનું પતાવવા જવું. વગેરે જવાબદારીભર્યાં કામો કરવાનાં રહે છે. કરાંચીમાં થયેલ ગોળીબાર અંગે લોકોની માગણી છતાં સરકારે તપાસ કરવાની ના પાડી એ અંગે આવી તહકૂબીની સૂચના વેળા ભારે અજબ રીતે કામ પાર પાડેલું. સરકારે એમ માનેલું કે સૂચના આપનાર સભ્ય છેલ્લે બોલશે, ને પછી સરકાર તરફથી જવાબ આપવાનો રહેશે એટલે સહેજે વખત પૂરો થઈ જશે. પરંતુ સૂચના મૂકનાર શ્રી. આસા અને તેમના આગેવાન જનાબ ઝીણા સાથે મહાસભાપક્ષે અગાઉથી નક્કી કરેલું હોઈ સૂચના આણનાર સભાસદે છેલ્લી ઘડીએ કશું બોલવાની જ ના પાડી, એટલે અમે રચેલા દાવમાં સરકાર ફસાઈ પડી. આખરે મતગણતરીમાં સરકાર હારી ગઈ, અને હિંદુ–મુસ્લિમની જમના હર્ષનાદો ગાજી રહ્યા.

ગૃહખાતા તરફથી દરેક સભાસદને પાઠવવામાં આવે છે. પ્રશ્ન લેખિત હોય અને નિયમ મુજબનો હોય તો તેની મંજૂરી મળે છે; કેટલાએક પ્રશ્નો પૂછવા માટે ગવર્નર જનરલની મંજૂરી મેળવવી પડે છે. આ બધા વિધિમાંથી પસાર થાય એટલે લેખિત પ્રશ્નના છાપેલ જવાબો સભાસદોને વખતસર વહેંચી દેવામાં આવે છે. મોઢે પૂછવાના સવાલોને ફુદડીવાળા સવાલો કહેવાય છે. મોઢે પૂછવાના સવાલમાં એ ફાયદો હોય છે કે સવાલ સભાગૃહમાં પૂછવાનો હોય છે, અને તે ખાતાનો મંત્રી સભામાં જ જવાબ આપે છે. ઉપરાંત એના જવાબ ઉપર પાછા બીજા સવાલો પૂછી શકાય છે. એવા સવાલોના જવાબ હમેશાં સીધાસટ મળી જતા નથી, અગર સ્પષ્ટ પણ હોતા નથી. તેથી ઉપપ્રશ્નો અને સવાલ ઉપર સવાલો પૂછી સરકારની ક્યાં ભૂલ છે, સરકાર પૂરી માહિતી નથી આપતી, અગર ભૂલભરેલી આપે છે વગેરે જાહેરમાં આણી શકાય છે ઉપપ્રશ્નો વેળા અનેક તડાતડી થાય છે, શબ્દોના પ્રહારો થાય છે, હાસ્યવિનોદની છોળો પણ ઊડે છે. પ્રશ્ન પૂછનાર સભાસદ ચાલાક હોય તો ઠીક, નહિતર ઘણી વાર પ્રહાર કરવા જતાં પોતે જ સપાટામાં આવી જાય છે ને બની જાય છે. હોશિયારી, હાજરજવાબી વગેરે ગુણો એમાં ઝળકી ઊઠે છે. બરાબર યોગ્ય સવાલો પૂછીને જાહેર હિતની રક્ષા પણ થઈ શકે છે, તો મૂર્ખાઈથી અનેક વાર દેશના પૈસાનો અને વખતનો દુર્વ્યય પણ થાય છે. આવા મોઢાના સવાલો પૂછવામાં શ્રી. સત્યમૂર્તિ ભારે પ્રવીણ હતા. મોઢાના સવાલો રોજ ૧૧ થી ૧૨ સુધી પૂછી શકાય છે; તે પછી નિયમિત કામની શરૂઆત થાય છે. ઘણી વાર સવાલ-જવાબનું કામ વહેલું પૂરું થયું હોય તો કામની શરૂઆત ૧૨ પહેલાં પણ થાય છે

ધારાસભા એટલે ચર્ચામંડળ અને લોકશાહી રાજ્યવ્યવસ્થા એટલે ભાષણબાજીથી રાજ્ય ચલાવવું એમ કાર્લાઇલે કહ્યું છે. છતાં

એટલું તો ખરું જ કે જાહેર સભાઓમાં થતાં ભાષણો, ધારાસભાના હોલમાં થતાં ભાષણો, અને સિલેક્ટ કમિટીમાં થતાં ભાષણો, એ દરેક ભાષણો હોવા છતાં દરેકમાં બોલવાની રીતભાત, હાવભાવ, અવાજ વગેરેમાં ઘણો તફાવત હોય છે. ધારાસભાનું ભાષણ જો બહુ લાંબું હોય, એમાં લાંબાં લાંબાં અવતરણો હોય, કૃત્રિમ અભિનયથી ભરેલું હોય અને ભાષા અઘરી અને શબ્દોના આડંબર ભરી હોય તો એ હાસ્યપાત્ર બને એવો જમાનો હવે આવ્યો છે. છાપાઓના આજના જમાનામાં ધારાસભાના ગણ્યાગાંઠ્યા સભાસદો નહિ પરંતુ સારી જનતાને પોતે સમજાવવા માગે છે એ ધોરણ રાખી વક્તાએ બોલવુ પડે છે. ભાષણ પૂરું થતાં "સારું ભાષણ થયું" એમ નહિ પણ "યોગ્ય ભાષણ થયુ" એવો અવાજ સાંભળનારાઓમાંથી ઊઠવો જોઈએ. આ કળા અભ્યાસથી પ્રાપ્ત કરી શકાય છે. નામદાર ગોખલે પોતાના ભાષણ પાછળ દિવસો સુધી તૈયારી કરતા. ચર્ચિલ સાહેબ પોતાનું ભાષણ અગાઉથી તૈયાર કરે છે એટલું જ નહિ, પણ પૂરા હાવભાવ સાથે એનો પાઠ પણ કરી જાય છે એમ કહેવાય છે. જે શબ્દ પર કરોડોના ભાવિનો આધાર છે, અગર તો જે શબ્દોથી વહેવારમાં અનેક ઊથલપાથલો થવાનો સંભવ છે, એ શબ્દોના વપરાશમાં ખૂબ સાવધાની રાખવી જોઈએ આવી તૈયારીમાં શરમાવા જેવુ કશુ નથી; કહો કે એમાં જ પ્રતિષ્ઠા રહેલી છે.

## [૧૧]

ધારાસભાના વહીવટી કામ અંગે આટલી માહિતી આપી, તો સાથે સાથે થોડીએક ત્યાંના સામાન્ય વાતાવરણની માહિતી આપવી અસ્થાને નહિ જ ગણાય. અહીંના વાતાવરણમાં રાજકીય જીવન સાથે સામાજિક જીવનને પણ મહત્ત્વનું સ્થાન છે. ઇંગ્લાંડમાં આમ-સભાને–પાર્લામેન્ટને તો એક શ્રેષ્ઠ ક્લબ તરીકે ઓળખવામાં આવે છે. ત્યાં કામકાજ સાંજના ૪ થી રાતના ૧૧ સુધી ચાલે છે; આથી

સાંજનાં ચા-પાણી અગર ગપ્પાંસપ્પાં અર્થે સભાસદ બહાર ક્યાંયે જઈ શકતો નથી. પરિણામે આમસભા સાથે ઉપહારગૃહની ગોઠવણ હોય છે. આમસભામાં સામસામે શબ્દોની સાઠમારી કરનારા સભ્યો બહાર ઉપહારગૃહમાં આવી એક જ ટેબલ પર બેસી નિરાંતે ચા-પાણી ઉડાવતા જોઈ શકાય છે. ત્યાં પ્રધાનમંડળ અને વિરોધી પક્ષ એક જ દેશના હોઈ આજે એક પક્ષ તો કાલે બીજો પક્ષ સત્તા પર આવવાનો સંભવ હોય છે; આથી સભાસદોની પ્રતિષ્ઠા સહુની સરખા દરજ્જાની જ ગણાય છે; વ્યવહારમાં પણ તેમ જ જળવાય છે.

આપણા દેશમાં તો અધિકારીઓ મોટે ભાગે ગોરા લોકો હોય છે; નજર ન લાગે એટલા પૂરતા જ કારોબારીમાં કાળા સભ્યો નજરે ચડે! રાજકર્તાઓ જુદા, તેમની સંસ્કૃતિ જુદી, વસ્ત્ર જુદાં, રહેણી-કરણી નવી જ તરેહની, આ બધા કારણે આપણા દેશમાં બંને પક્ષો વચ્ચેના સંબંધોમાં સ્વાભાવિક રીતે જ ઘણી મર્યાદાઓ આવી જાય છે. વળી મહાસભાએ સરકાર તરફથી યોજના સામાજિક સમારંભોનો તો બહિષ્કાર પોકારેલો હતો. છતાં ધારાસભાની લોબીમાં, ચોકમાંની હરિયાળી ઉપર અને ગ્રંથાલયમાં વિરોધી સભાસદો પણ અરસપરસ સાથે બેસી ચા-પાણી પીતા હોવાથી એકંદરે વાતાવરણ સમાનતા ભર્યું જ રહેતું. ઉપરાંત સભાસદો અરસપરસ પણ એકબીજાને પોતાને ઘેર ચા-પાણી માટે અગર જમણ માટે પણ બોલાવતા. સરકારી સભાસદોનું મિત્ર તરીકેનું આતિથ્ય પણ ત્યાજ્ય ગણવા જેટલે હેઠલે પાટલે મહાસભા પક્ષના સભ્યો બેઠા નહોતા ખાસ સરકારી અધિકારીના માનમાં યોજાયેલ મેળાવડા પર અમે બહિષ્કાર રાખ્યો હતો, અને એ જ કારણે વાઈસરોયે યોજેલી ચાપાર્ટીઓ અને બીજા સમારંભોમાં અમે ગેરહાજર રહેતા. મહાસભાએ સ્વીકારેલ આ વર્તાવ અંગે ટીકાઓ થઈ ખરી, પરંતુ જે પગલું લીધું હતું તે વ્યાજબી જ હતું. તેમાં પણ જ્યારે જરૂર પડી ત્યારે અપવાદરૂપે

પક્ષે પોતાના ધોરણને સહેજ ઢીલું પણ મૂક્યું હતું એ નોંધી લેવું જોઈએ.

એસેમ્બ્લીમાં મારા પહેલા ભાષણ પછી મારી જે ખ્યાતિ ફેલાઈ એના પ્રાયશ્ચિત્ત રૂપે દિલ્હીની અનેક કૉલેજોમાંથી ભાષણો માટે અને આમંત્રણ મળ્યા કરતાં. લૉ કૉલેજ, હિંદુ કૉલેજ, રામજસ કૉલેજ, સેંટ સ્ટીફન કૉલેજ, સિવાય મુસ્લિમ વિદ્યાર્થીસંઘ, આર્યકુમાર સભા તેમજ મહાસભા સમિતિઓનાં આમંત્રણો તો દરવરસના કાર્યક્રમમાં ગોઠવાઈ જ ગયાં હતાં. આગળ જતાં તો દિલ્હી પ્રાંતનાં ગામડાંઓ તેમ જ પંજાબ પ્રાંતનાં ગામડાંઓમાં પણ અમે બંને જણા સાથે રહી પ્રચારાર્થે ફરતા અને ભાષણો આપતા!

દંડક તરીકે મારે ધારાસભામાં ૧૧ થી ૫ બરાબર હાજર રહેવું પડતું, એટલું જ નહિ પરંતુ જરા વહેલાં જઈ કામકાજ પૂરું થયા પછી સહેજ રોકાઈ પણ રહેવું પડતું. વળી પક્ષની કારોબારીની સભા પણ રોજ હોય જ; પક્ષની સાધારણ સભા પણ દરેક અઠવાડિયે હોય. સિવાય ઉપર ગણાવ્યાં તેવાં ભાષણોનાં લફરાં હોય તે વધારામાં. આથી અધિવેશન ક્યારે પૂરું થાય એની મનમાં ચટપટી થયા કરતી. ઘણા સભાસદોને અધિવેશન વધારે લંબાય એ ગમતું દરેક સભ્યને રોજના રૂા. ૨૦) ભથ્થાના મળતા; ઉપરાંત દિલ્હી શહેરમાં રહે તો ૫) રૂા. અને નવી દિલ્હીમાં રહે તો ૧૫) રૂા. ગાડીભાડું પણ મળતું. અધિવેશન શરૂ થાય તે પહેલાંના અને પૂરું થયા પછીના ૩ દિવસ પણ મળતા જ. આથી જેટલા દિવસો વધારે અધિવેશન ચાલે એટલી તેમને આવક વધે તેવું હતું! જેઓ સહકુટુંબ આવતા તેમને તો ઘેર જવાની ઉતાવળ માટે કારણ પણ રહેતું નહિ. ધારાસભાગૃહમાં સુંદર ગ્રંથાલય છે. વાંચવા માટે જગ્યાની પણ સુંદર સગવડ હોય છે, અભ્યાસ માટે પૂરી અનુકૂળતા છે, સાધનો પણ છે. પરંતુ રોજના કામની ધમાલમાં વાંચન માટે જોઈએ તો અવકાશ

મળતો નથી. ઔદ્યોગિક ક્ષેત્રમાં જેમ ઉત્પાદનનાં સાધનો પૂરાં કાર્યક્ષમ રહ્યા કરે તે માટે તેમાં જૂના નવાના ફેરફારો કરવા જ પડે છે, તેમ જ રાજકારણમાં કામ કરનારાઓને પણ સતત અભ્યાસ અને સતત પરિભ્રમણ કરવાં પડે છે, એકાંત સેવવા પડે છે, ઉપાસના કરવી પડે છે, થયેલા કાર્યનું સિંહાવલોકન કરવું જોઈએ છે, મૂલ્યાંકનો તપાસી લેવાં જોઈએ છે, ચાલુ પરિસ્થિતિની સંપૂર્ણ તુલના કરી લેવી પડે છે; તો જ ભાવિકાર્યમાં બુદ્ધિ ખૂંચે છે, ગતિ કરી શકે છે. અધિવેશન દરમિયાન વાચન માટે પૂરતો સમય મળતો નહિ. જે બેત્રણ કલાકની ફુરસદ રહેતી તેમાંનો મોટો ભાગ છાપાંઓ વાંચવામાં વપરાઈ જતો ! આવી એકંદર પરિસ્થિતિને લઈને અધિવેશન પૂરું થતાં જ પૂના દોડી જવા હું ભારે ઉત્સુક બની રહ્યો હતો.

એટલે બેઠક પૂરી થયાને બીજે જ દિવસે અમે બંને જણા ઉત્તરમાં દિગ્વિજય કરીને પાછા દક્ષિણ દિશામાં જવા ઊપડ્યા.

તા. ૨૨–૪–૩૫ના રોજ પૂના પહોંચ્યો. સાંપડેલા વિશ્રાંતિ સમયનો કેવી રીતે વિનિયોગ કરવો એની આંકણી મનમાં મેં ગોઠવી પણ લીધી. પરંતુ દૈવે અમર મહાસભાની રાજકારણી પરિસ્થિતિએ જુદું જ ગોઠવ્યું હતું !

# સિમલાની ઠંડીમાં

## [ ૧ ]

૧૯૩૫ના એપ્રિલના ચોથા અઠવાડિયામાં જબલપુરમાં અખિલ ભારત મહાસભા સમિતિની બેઠક ભરાવાની હતી. ત્યાં હાજરી આપ્યા વિના છૂટકો નહોતો. માત્ર બે જ દિવસનો આરામ લઈ હું જબલપુર ઊપડ્યો. ત્યાં સમિતિના સભ્યો તેમ જ બીજા કૉન્ગ્રેસ કાર્યકર્તાઓ પણ આવ્યા હતા. એકંદરે વડી ધારાસભામાં મહાસભા-પક્ષે જે કામગરી બજાવી હતી તે પર સહુ ખુશખુશાલ હતા. અર્થાત્ લોકોનું મન ધીરેધીરે ધારાસભાના કામ તરફ ઢળતું જતું હતું એ સ્પષ્ટ જણાતું હતું. અધિવેશનમાં પાર્લમેન્ટરી બૉર્ડની ચૂંટણી થઈ. પુષ્કળ મતો મને મળ્યા અને હું ચૂંટાઈ આવ્યો. ધારાસભામાં મહાસભાએ કેવી રીતે અને કયું કાર્ય કરવું તેની દેખરેખ અને માર્ગદર્શન કરાવવાનું આ બૉર્ડને સુપરત થયું હતું. બૉર્ડના

દેશી રાજ્યની પ્રજાની લડતની જવાબદારી અને આગેવાની પણ મહાસભાએ લેવી જોઈએ. એટલે સુધી એ અર્થ ખેંચી જવામાં આવ્યો. વળી શ્રી. ભુલાભાઈએ ૧૯૩૫ના નવા બંધારણમાં દેશી રાજ્યોના પ્રશ્ન અંગે રાજાઓને કાયદાના નિષ્ણાત તરીકે સલાહસૂચના આપેલી તેથી દેશી રાજ્યોના કેટલાએક કાર્યકર્તાઓ ખૂબ ગુસ્સે પણ થયા હતા. નવા બંધારણમાં રાજાઓને મધ્યસ્થ સરકારમાં હક્કો મળ્યા હતા, પરંતુ તેમાં દેશી રાજ્યની પ્રજાઓનો ઉલ્લેખ ન હોવો જોઈએ એવી રાજાઓની માગણી સ્વીકારવામાં આવી હતી. દેશી રાજ્યના કાર્યકર્તાઓ આમાં શ્રી. ભુલાભાઈની સલાહનો ફાયદો લેવાયો હતો એવો આક્ષેપ કરતા હતા. છાપાંઓમાં સખત ટીકાઓ પણ આવેલી. ધંધાની દૃષ્ટિએ શ્રી. ભુલાભાઈ રાજાઓને સલાહ આપે તે ગેરવાજબી નહોતું; પરંતુ પરિસ્થિતિ જોતાં એમાં ઔચિત્ય-ભંગ થતો હતો, અને એમ ન થયું હોત તો ઘણું સારું હતું. મહાસભા પક્ષના આગેવાન આ રીતે સલાહ આપે તે મને પણ ગમ્યું નહિ, જોકે રાજાઓને આવી સલાહ ખુદ સાર્વભૌમ સત્તા તરફથી જ મળતી હોય છે! ફેડરેશનમાં જોડાવાના બદલામાં સરકાર પાસેથી અનેક રાજાઓ કોઈ કોઈ ગામો, બંદરો, છાવણીઓ, વગેરે પાછાં આપો [ Retrocession ] એવી માગણી કરતા હતા; અને મારા અનેક સવાલ પરથી આખરે સરકારે એટલું આશ્વાસન આપ્યું હતું કે તે તે સ્થળના લોકોનો મત શો છે તે જાણવાના પ્રયત્નો જરૂર થશે. ધારાસભામાં દેશી રાજ્યોની પ્રજાનો સવાલ લક્ષ પર લેવા અંગે માગણી કરી હતી અને મહાસભાનું ધોરણ આ પ્રશ્ન અંગે વધારે સ્પષ્ટ થાય એ હેતુથી મેં અ. ભા. મ. સમિતિમાં ઠરાવ પણ આણ્યો હતો. મારા ઠરાવને પરિણામે ધારાસભાના મહાસભાપક્ષનું આ પરત્વે કેવું દૃષ્ટિબિંદુ છે તે લોકો જાણે અને ગેરસમજ દૂર થાય એવી મેં આશા રાખી હતી. ખુદ વડી ધારા-સભામાં દેશી રાજ્યો અંગે સીધી રીતે કોઈ સવાલ લાવી શકાતો

નથી, પરંતુ યુક્તિથી સવાલો ઊભા કરી ચર્ચા કરી શકાય છે. ઠરાવમાં તો દેશી રાજ્યની પ્રજા લડત ઉપાડે તો મહાસભા એને આવકારશે અને માર્ગદર્શન કરાવશે એટલું જ હતું; ત્યાંની સીધી લડત તો પ્રજા જ લડે એ સ્પષ્ટ હતું છતાં અનેકના મનમાં આ ઠરાવથી મારા પ્રત્યે ગેરસમજ ઊભી થઈ સરદાર વલ્લભભાઈ તો બહુ જ ગરમ થઈ ગયેલા, અને મારા પ્રત્યેની નારાજી તેમણે શબ્દોમાં પણ દાખવેલી! શ્રી. ભુલાભાઈને મે મારી વિચારસરણી સમજાવવા યત્ન કર્યો, પરંતુ એ કશું કામ ન આવ્યું.

મતદાર અને ચૂંટાઈ આવેલા સભાસદો વચ્ચે સહકાર અને નિકટના સબંધ જળવાય એ પ્રજાતંત્રનું સત્વ છે લોકશાહીમા દરેક પક્ષ તરફથી ચૂટણી તો થાય જ છે. દરેક પક્ષની ચૂંટણી માટેની જાહેરાતથી લોકો વાકેફ હોય છે; એ જાહેર કરેલી નીતિ મુજબ પક્ષ ચાલે છે કે કેમ તે જોવાનુ કામ મતદારોએ કરવું જોઈએ એમ માની લેવામાં આવ્યુ છે. વળી પક્ષ તરફથી એની ટિકિટ પર ચૂંટાઈ આવેલ ઉમેદવારને વ્યક્તિગત કોઈ વચનો આપવાનો હક હોતો નથી; તે સાથે પક્ષને લીધે જે સઘળું બને તે વ્યક્તિને લીધે થયું એમ પણ ગણાતું નથી—એ યોગ્ય લેખાતું નથી. પક્ષમાં મહેનત દરેક વ્યક્તિ કરે, અને તેના પરિપાકનું ફળ આખા પક્ષને મળે એવો શિરસ્તો છે

વળી લોકશાહીમાં લોકોને રાજી રાખવાના પ્રયત્નો બધા પક્ષોને કરવા જ પડે છે, વિરોધી પક્ષો પણ પ્રયત્નો કરે છે અને દરેક પક્ષને પોતે લોકોનું વધારે સારું કર્યું છે અગર જે મહેનત કરી છે તે ચાલુ પરિસ્થિતિમાં વધારેમાં વધારે લાભદાયી છે એમ લોકોના મન પર ઠસાવવુ પડે છે. આથી ધારાસભાની બેઠક ન હોય ત્યારે દરેક ઉમેદવારે પોતાના મતદાર મંડળમાં વારે વારે ફરીને, વ્યાખ્યાનો આપીને, સભાઓ તેમ જ ચર્ચાઓ દ્વારા પોતાનો પક્ષ જે કરે છે તે

બરાબર છે એમ મતદારોને સંભળાવ્યા જ કરવું પડે છે, અને પોતાના પક્ષ પ્રત્યેની સહાનુભૂતિ ટકાવી રાખવી પડે છે.

મહાસભાનો દાવો પોતે લોકો માટે જ અસ્તિત્વ ધરાવે છે એવો છે. આથી અધિવેશન ખલાસ થતાં જ દરેક સભાસદે પોતપોતાના પ્રદેશમાં ઘૂમીને પ્રચાર કરવો એવો આદેશ સભાસદોને અપાયો હતો. મહાસભાનો વિરોધી પક્ષ તો સરકાર હતી, અને એ તો બદલાય એમ જ નહોતું ! તેને પોતાના પ્રચારની પણ જરૂર હતી જ નહિ. પરંતુ અમારા પક્ષના સમર્થન માટે અમારે તો સઘળા પ્રયત્નો કરવા જ રહ્યા.

પક્ષના આદેશને માથે ચડાવી મેં ઘણે સ્થળે ભાષણો આપ્યાં, ચર્ચાઓ કરી, ગેરસમજ દૂર કરવાના પ્રયત્નો પણ કર્યા. જૂના વખતમાં ઉમેદવાર મતદારો પાસે માત્ર ચૂંટણીને માટે એક વખત જ જતો; તે પછી મતદારોમાં ઘૂમીને પોતે બજાવેલ કામ લોકોને સમજાવવાનું કાર્ય તે ભાગ્યે જ કરતો. મેં અને શ્રી. જેધેએ આ પદ્ધતિમાં ફેરફાર કરી નવી આચારનીતિ અમલમાં આણી. તેમ જણાવવામાં આત્મસ્તુતિ આવી જતી હોય તોપણ એમાં ઘણું સત્ય રહેલું છે તે સ્વીકાર્યા વિના છૂટકો નથી. જે મતદાર મંડળ તરફથી સભાસદ ચૂંટાયો હોય તેમનો એ પ્રતિનિધિ હોવા છતાં પક્ષીય રાજકારણમાં એ સ્વતંત્ર મત આપવા મુખત્યાર નથી હોતો; પક્ષના નિર્ણયાનુસર મત આપવા તે બંધાયેલ છે, કેમકે મતદારોએ પક્ષની ચૂંટણી કરી છે, વ્યક્તિની નહિ. મૌલિક એટલે

હતા; તેમાં મહાસભા પક્ષના તો ફક્ત ૪૪ સભાસદો જ હતા. છતાં ચાલીસ ઉપરાંત જે મતગણતરીના પ્રસંગો ઊભા થયા તેમાં એકાદ બે પ્રસંગો બાદ કરતાં દરેક વખતે અમે બહુમતી મેળવી હતી. એ સિદ્ધિ, ખરેખર અપૂર્વ હતી. અનેક વ્યક્તિઓ અને પક્ષોની સહાયથી એ બની શક્યું; પણ એ સહાય મેળવવામાં કેવી કેવી મુશ્કેલીઓ આવે છે એની માહિતી બધાને ક્યાંથી હોય! લોકોને એ જણાવી પણ ન શકાય અનેકના કાગળો આવ્યા કરતા. અધિવેશન દરમિયાન અને પાછળથી પણ એ બધાને જવાબો આપવા પડતા. ૭ વરસના અનુભવને અંતે આમાં થયેલ પ્રચારખર્ચ, પોસ્ટનો ખર્ચ, ધંધાનું નુકસાન વગેરેનો વિચાર કરતાં રાજદ્વારી લડતમાં જેલ ભોગવવા કરતાં આ ધારાસભાપ્રવેશનું કામ એકંદરે ખૂબ મોંઘું પડી ગયું એ કહ્યા વિના ચાલે તેવું નથી। છતાં મતદાર અને તેમના પ્રતિનિધિ વચ્ચેનો સંબંધ દૃઢ કરવા આ બધું આવશ્યક હતું, એટલે થયેલ ખર્ચ અસ્થાને હતો અગર તો સમયનો કેવળ દુર્વ્યય હતો, એમ કોઈથી કહી શકાય નહિ.

ચાલુ થઈ અને સિમલા જવાની તૈયાર કરવા માંડી. સિમલાનું નામ કાને પડતાં નાનપણમાં મેળાઓમાં નીચેના ચરણ સાંભળેલા તે યાદ આવ્યા—

[1]सिमल्यांत गार परसांत। मग थण्डी उसळली घात ॥
जरी अधिक पक घोसांत। मग वसाल पोलिसांत ॥

ઈ. સ. ૧૯૦૮ માં સભાબંધીનો કાયદો, પ્રેસ એક્ટ વગેરે, લોકજાગૃતિને દબાવી દેવા માટેના જે કાયદાઓ અમલમાં આવ્યા હતા તેને અંગે આ ગીત હતું. અને હવે પછી સિમલામાં ભરાનારી ધારાસભાની બેઠકમાં પણ એવો જ કાળો કાયદો (Criminal Law Amendment Bill) રજૂ થવાનો હતો. સ્વાભાવિક રીતે જ ત્યાં જવાની ઉત્સુકતા વધી. તે વેળા (૧૯૦૮ માં) ધારાસભામાં ગયેલા પ્રતિનિધિઓએ બરાબર વિરોધ દર્શાવ્યો નહિ હોય, અને સરકાર તેમને બનાવી ગઈ હશે; પરંતુ આ વેળા તો આપણે સહુ પાકા છીએ, સંગઠિત છીએ એટલે સરકારને જરૂર હંફાવશું એવા ઉત્સાહથી હૈયું નાચી રહ્યું! પક્ષના નેતાની સૂચના અનુસાર સઘળા સભાસદોને વખતસર હાજર રહેવાના ખબર મોકલી આપ્યા.

[ ૨ ]

અમારી ટ્રેન કાલકા સ્ટેશને પહોંચી ત્યારે સવારના પાંચ વાગ્યા હતા. કાલકા સુધીની મુસાફરીમાં પુષ્કળ ઉકળાટ જણાતો હતો. પરંતુ સવાર પડી, અને અમે મોટરમાં જેમ જેમ હિમાલયના પહાડોમાં ઊંચે ચડવાનું આરંભ્યું તેમ તેમ ટાઢનું પ્રમાણ વધતું ચાલ્યું; અને આખરે તો બિસ્તરામાંથી ગરમ ઓઢવાનાં પણ કાઢવાં પડ્યાં! કાલકાથી સિમલા સીધી લીટીમાં ગણીએ તો ૧૮

૧ સીમલાની શીતળ ટેકરીઓમાંથી એવો વુક્કો ઊઠ્યો કે વીસ કર્તાં વધારે લેગા થશો તો જેલમાં જવું પડશે.

માઈલ જ દૂર છે. પણ અમે તો રાજધાનીમાં જતા હતા. રાજકારણની બાબતો પેઠે અહીં પણ ઉપર ચઢવાનો માર્ગ વાંકોચૂંકો અને ચડઊતરવાળો હતો, એટલે ૧૮ ને બદલે ૫૮ માઈલનો પ્રવાસ અમારે ખેંચવો પડ્યો. જાણે રાજકારણનો જ અમે પ્રત્યક્ષ અનુભવ લઈ રહ્યા હતા! શહેરના પ્રવેશદ્વાર પર દરેક વ્યક્તિની તપાસ લેવાઈ. અમો ધોળી ટોપીવાળા હતા એટલે અમારી તપાસ વધારે થઈ. ગુસ્સે થવુ નકામું હતું; ઊલટું જમવામાં ખૂબ મોડું થાય એટલો લાભ અમે મેળવી શક્યા હોત. નામ, ગામ, ઠામઠેકાણું, ક્યાં ઊતરવાના વગેરે હકીકત જણાવ્યા પછી ધંધો શો એનો જવાબ આપતી વેળા અમે કહ્યું: 'કાયદાનો અર્થ કરવો, કાયદા ઘડવા અને કાયદા તોડવા' એ અમારો ધંધો છે. અમારા એ જવાબ પછી પોલીસોના વર્તાવમાં તુરત ફેરફાર થયો અને તેમણે અમારી ગાડીને જવાની રજા આપી! ચોક્કસ હદ પછી આગળ વાહન જઈ શકતાં નથી. સિમલામાં એકાદ બે મોટા રસ્તાઓ બાદ કરતાં બધા રસ્તાઓ ખૂબ સાંકડા હોવાથી આવો નિયમ કરેલો છે. માત્ર બે 'લાટ' સાહેબો—વાઈસરોય અને સરસેનાપતિ—ની મોટરો જ ગમે ત્યાં જઈ શકે છે. સિમલા પતિયાળા રાજ્યની હદમાં આવેલું હોઈ પતિયાળાના મહારાજાની મોટરને પણ બધે ફરવાની અમાઉ રજા હતી. સિમલામાં ફરવા માટેના વાહનમાં માત્ર 'રિક્શો' જ ચાલી શકે છે. ઘોડા ક્યાંઈક નજરે આવે છે, પરંતુ વધારે તો ખચ્ચર હોય છે જેનો વપરાશ માલની હેરફેર માટે જ થાય છે. સમુદ્રની સપાટીથી સિમલા ૭૦૦૦ ફીટની ઊંચાઈએ છે. આખું શહેર ટેકરીઓ પર વસેલું છે એક ટેકરી ઊતરીને બીજી પર ચડવાનું. એક રસ્તાની મકાનની હારને મથાળે વળી ઊંચે બીજી હાર—બીજી અસી હોય. થોડી વસ્તી એક ખીણમાં, થોડી વળી બીજી ખીણમાં. આથી સિમલાની લંબાઈ જ વધારે છે—સહેજે ચાર માઈલની થાય. મોટર સ્ટેન્ડથી અમારો ઉતારો બે માઈલ દૂર હતો.

મજૂરોએ પીઠ પર સામાન ઉપાડયો. દરેકે એટલું વજન ઉપાડેલું કે તેઓ એ ઉપાડીને ચાલી શકશે કે એમ એ વિષે અમારા દિલમાં શંકા પેદા થઈ. પરંતુ મજૂરો તો ઝપાટાભેર એક ટેકરી ઊતરી બીજી ટેકરી ચડયે જતા હતા. એમની સાથે ખાલી હાથે ચાલતાં પણ અમે થાકી ગયા. ત્રણવાર ચડઊતર કર્યા પછી થાકી ગયા ત્યારે માંડ અમારા નિવાસસ્થાન–'હોમ વૂડ રેજ' અમે પહોંચ્યા. સિમલામાં થાક જણાતો નથી, અને ઉત્સાહપ્રેરક ચાનો એકાદ કપ ચડાવો કે તુરત તમને ચાલવાનું મન થઈ આવે છે. એક બાજુ ખીણો અને બીજી બાજુ ઊંચે જતી ટેકરીઓ ચોમેર નજરે પડયા જ કરે. જ્યાં ત્યાં દેવદાર તેમ જ બીજા ખૂબ ઊંચાં શોભીતાં ઝાડો, વચ્ચે ખળખળ વહેતાં ઝરણાં, જંગલી ગુલાબો અને બીજાં રંગબેરંગી પરંતુ વાસહીન પુષ્પો, સહેજ દૂર પરંતુ સ્પષ્ટ નજરે પડતાં હિમાલયનાં હિમાચ્છાદિત શિખરો, ઊંચે જુઓ અગર નીચે ખીણમાં નજર ફેંકો તોપણ વાદળાંઓ, બિચારીનાં બચ્ચાંની પેઠે દોડાદોડી કરતા ધુમ્મસના ગોટા હોય—આખું દૃશ્ય સતત જોયા જ કરીએ તોપણ આંખ કદી થાકે નહિ એવું અદ્ભુત અને સુંદર!

સિમલાનો એસેમ્બ્લી હોલ–સભાગૃહ ૧૯૨૦ની સાલમાં બાંધવામાં આવેલ છે. સભાગૃહમાં જતી વખતે એક ટેકરી ચડીને જવું પડે છે; નીચેની ઑફિસોમાં જતી વેળા બીજી ટેકરી ચડીને જવું પડે છે. નીચેની ઑફિસોમાંથી ઉપલા સભાગૃહમાં જવું હોય તો ઊંચી સીડી ચડીને જઈ શકાય છે. એ હોલને કોઈ વિશિષ્ટ આકાર આપેલ નથી. લોબીમાંથી બહાર નજર ફેંકો તો ચારે પાસ ખીણ અને ટેકરાઓ જ નજરે પડે છે. પક્ષ માટે ઑફિસો, ઉપહારગૃહ વગેરે ગોઠવણો છે, પરંતુ બધા માટે જગ્યાનો ખૂબ સંકોચ રહે છે. ગ્રંથાલય પણ નાનું છે. પ્રેક્ષકો માટેની ગેલેરી જેમ નાની છે, તેમ એમની સંખ્યા પણ ત્યાં ઘણી ઓછી હોય છે.

સિમલામાં હિંદુસ્તાન સરકારનો મુકામ એપ્રિલ આખરથી ઑક્ટોબરની અધવચ સુધી રહે છે. ધારાસભાની બેઠક સિમલામાં સુમારે એકાદ મહિનો ચાલે છે, જ્યારે દિલ્હીની બેઠક ૨॥ થી ૩ મહિનાની લાંબી હોય છે. હવા ખાવા, આરામ કરવા આવેલી સરકાર મહેનત પડે તેવાં, કંટાળો આપે તેવાં લાંબાં કામ સિમલામાં હાથ ધરતી નથી. ઘડી બેઘડી કામ કરવું અને બાકીનો વખત શિકાર, રમતો, ડુંગરાઓ ચઢવા અને મોજમજાહ કરવામાં ગાળવો, એવો જાણે શિરસ્તો થઈ ગયો હતો. પરંતુ મહાસભા પક્ષ ધારાસભામાં આવતાં જ આ કાર્યક્રમ બદલાઈ ગયો. અગાઉ સભાસદો ભાગ્યે જ એકાદ બે સવાલો પૂછતા; ઉપપ્રશ્નો પૂછનાર તો કવચિત જ હોય. અનેક વખત પાંચ વાગતાં પહેલાં પણ બેઠકનું તે દિવસનું કામ પતી ગયું હોય! પણ હવે તો સેંકડોની સંખ્યામાં પ્રશ્નો પુછાવા લાગ્યા. માહિતી મેળવવાની સભાસદોની તૃષ્ણા ન છિપાય એવી હતી. પ્રશ્ન પુછાય એટલે એનો જવાબ આપવા માટે પુષ્કળ પત્રવહેવાર સરકારને કરવો પડે. દરેક પ્રશ્નનો જવાબ તૈયાર કરવામાં રૂ. ૭૫નો ખર્ચ સરેરાશ આવે છે એવી પણ માહિતી સવાલના જવાબરૂપે મળી હતી! ખાતાંઓનાં કામ પણ વધી પડ્યાં. આમ સિમલા વિશ્રાંતિનું સ્થાન ન રહેતાં, ચાપાટીઓ માટે વખત મેળવવો પણ મુશ્કેલ બને એવું સતત કામ કરવાનું સ્થાન બની ગયું. સરકારનો વિરોધ કરનારાઓ જબરા હતા; ચાપાણીની તેમને ઝાઝી પરવા નહોતી; પૂરી તૈયારી સાથે એ સભાસદો આવતા હોઈ સરકારી અધિકારીઓને જવાબ આપવા માટે થાકી જાય એટલું કામ કરવું પડતું. સિમલાનું અધિવેશન માત્ર હવાખાવા માટે જ ભરાય છે એ વાત હવે સાવ બદલાઈ જ ગઈ!

દિલ્હીમાં મળેલા અધિવેશનમાં બંને પક્ષોને જે અનુભવ મળ્યો હતો તે પરથી હવે સહુએ પોતાની યોજના બરાબર ગોઠવી હતી. બેઠક શરૂ થતા પૂર્વે પહેલે દિવસે હસ્તધૂનન, હાસ્યવિનોદ, કુશળ

સમાચાર વગેરે શિષ્ટાચારની આપને થઈ. ક્વેટામાં થયેલ ધરતીકંપ અંગે મહાસભા તરફથી પહેલે જ દિવસે તહકૂબીની સૂચના રજૂ કરવા માટેની નોટીસ અપાઈ હતી, અને એ પ્રશ્ન પર લડાઈ બરાબર મંડાશે એ દેખીતું હતું ૧૯૩૫ના મે મહિનામાં ક્વેટામાં ધરતીકંપનો ભારે જબરો આંચકો લાગ્યો હતો, હજારો માણસો તેમાં મરી ગયાં હતાં અને લાખો રૂપિયાનું નુકસાન થયું હતું આફતમાં સપડાયેલ લોકોને સહાય આપવા માટે ત્યાં જઈ સેવા કરવાની અનેક સ્વયંસેવક સંસ્થાઓ, ખાનગી સંસ્થાઓ અને મહાસભાની સંસ્થાઓએ સરકાર પાસે પરવાનગી માગી હતી, પણ સરકારે સહુને ના પાડી હતી. સરકારે ત્યાં દાખવેલું વર્તન અયોગ્ય, માણસાઈને ન છાજે તેવું, નિષેધ કરવા લાયક હતું એ બતાવવા માટે અને સરકારે ત્યાં દાખવેલો વર્તાવ લોકોની નજરે આણવા માટે આ તહકૂબીની સૂચના રજૂ થઈ હતી સરકારે લીધેલાં પગલાં વ્યાજબી હતાં એમ સરકારને સાબિત કરવું હતું તેથી બહુમતી માટે પોતાના સઘળા સભાસદોને તેણે હાજર રાખ્યા હતા અને મતો મેળવવા સખત પ્રયત્નો ચાલી રહ્યા હતા

પહેલા દિવસની બેઠકમાં કાયમ અમારી બાજુએ મત આપનારા બિનપક્ષીય સભાસદો ઘણી મોટી સંખ્યામાં ગેરહાજર હતા અમારા પક્ષમાંથી પણ બેત્રણ જણા સભાસદપણું રદ થયાને કારણે અને શ્રી શેરવાણી અને દીપનારાયણ બાબુ મૃત્યુવશ થયાને કારણે, હાજરી ઓછી હતી સ્વતંત્રપક્ષના આગેવાન જનાબ ઝીણા વિલાયત ગયા હોવાથી તેમના પક્ષના સભ્યો પર સરકારી દડકનો પણ સારો હલ્લો થયો હતો તહકૂબીની દરખાસ્ત પ્રમુખે સ્વીકારી સિમલામાં સાધારણ રીતે બપોરની બેઠક લંચ પછી અઢી વાગે શરૂ થાય છે, ને તે વેળા ગવર્નર જનરલનો મનાઈ હુકમ આવે છે આજે નાસ્તા પહેલાં એવો મનાઈ હુકમ ન આવ્યો એટલે અમે પણ માન્યું કે સરકારી બહુમતી થશે! દડકની દોડાદોડી શરૂ થઈ બરાબર ૪ વાગે તહકૂબીની સૂચના મંડાઈ શરૂઆતથી જ વાતાવરણ ગરમ થયું ગૃહમંત્રી સર હેનરી ક્રૈક

ખૂબ તપીને બોલ્યા. બિહારમાં થયેલા ધરતીકંપ વેળા મહાસભાએ પોતાના રાજદ્વારી હેતુની સિદ્ધિ માટે, ચૂંટણી માટે અને સરકારને નાલાયક ઠરાવવા માટે એનો ખૂબ લાભ ઉઠાવ્યો હતો એવું તેમણે દોષારોપણ કર્યું, અને ફરી વાર મહાસભા એવો ગેરલાભ ન ઊઠાવે તે માટે સરકારે જે પગલાં લીધાં છે તે વ્યાજબી છે એમ તેમણે જોરશોરથી જણાવ્યું. સરકારે પ્રજામાં પોતા પ્રત્યે વિશ્વાસ પેદા કર્યો છે, બધું વ્યવસ્થિત થઈ રહ્યું છે, પરંતુ ચળવળિયા લોકો પોતાનો દુષ્ટ હેતુ પાર ન પાડી શક્યા, તેથી જ આ બધી બૂમો છે એમ ભાર દઈને તેમણે જણાવ્યું. વચ્ચે વચ્ચે અનેકોએ સવાલો પૂછી તેમને હેરાન કરી મૂક્યા હતા; 'શરમ, શરમ !'ના પોકારોથી ચીઢવ્યા હતા; ગુસ્સામાં તેઓ ભાનભૂલ્યા બન્યા જણાતા હતા. આખરે મતગણતરીમાં બે વધુમતે સરકારે તહકૂબીની દરખાસ્ત નામંજૂર કરાવી. મતગણતરી વેળાનું દશ્ય દયા ઉપજાવે તેવું હતું. પંજાબ સરકાર તે વખતે સિમલામાં વિરાજતી હતી; તેના અધિકારીઓ સભાસદોમાં ફરી વળ્યા હતા. ચૂંટાઈ આવેલા અનેક પંજાબી સભાસદોએ સરકારપક્ષે મતો આપ્યા. ઘડી પહેલાં અમને મત આપવાનું કહેનારા ગૃહસ્થો બીજી પળે સરકારથી બદલાઈ ગયેલા દેખી હૃદયમાં ઉદ્વેગ થતો હતો ! પથ્થર પણ ઘડ્યો હોય તે જ આકારે જળવાઈ રહે છે; લાકડું, લોઢું વગેરે ધાતુઓ પણ સ્વયં પોતાનો આકાર બદલતાં નથી; જ્યારે કુદરતનું શ્રેષ્ઠ સર્જન જે માનવપ્રાણી કહેવાય, તેઓ પૈકી પણ ચૂંટાઈ આવેલાં પાણીદાર મોતી (!) કઈ દિશામાં દડી જશે અને કોના ગળામાં હાર રૂપે પરોવાશે એ નક્કી ન હોય, એ પણ વિચિત્રતા તો ખરી જ ના?

અમારી આ હાર ખરેખર પરિતાપ પમાડે તેવી હતી. આજ સુધી અમે ઘણી વાર જીત્યા હતા, અને એથી સરકાર કાંઈ ખખડી પડી નહોતી. અગર તેના ધોરણમાં કશો ફેરફાર પણ થયો નહોતો. છતાં આ વેળા અમારો હેતુ ન્યાય્ય હોવા છતાં માત્ર કેટલાએક

સભાસદોની ગેરસમજૂતને કારણે જ અમારે હારવું પડ્યું એથી ખૂબ દુઃખ થતું હતું.

ધારાસભાને અમે માયાવી રચના કહેતા હતા, છતાં એ માયાવી બજારમાં પણ આમ હારી જવું અમને ગમતું નહોતુ. ખોટાં નાટકી યુદ્ધો ખેલાય તેમાં પણ હારવાથી નારાજી થાય છે અને જીત મળવાથી આનંદ થાય છે. અમે તો લોકોના પ્રતિનિધિ, પ્રતિષ્ઠાવાળાપક્ષના આગેવાન હતા. એટલે આ હાર અમને અત્યંત પરિતાપ પમાડે એ સ્વાભાવિક હતું. શ્રી. ભુલાભાઇ તો ખૂબ નારાજ થઈને હોલમાંથી નીકળ્યા પક્ષકચેરીમાં અમારી કારોબારીની બેઠક ભરાઈ. સહુ દિલગીર થયેલા હતા મંત્રી શ્રી. સત્યમૂર્તિએ બીજા દિવસના કામ માટે ચર્ચા કરવાનું સૂચવ્યું. બની ગયેલ બનાવ બદલ દુઃખી થવું નકામું છે, વકીલ એક કેસ હારી જાય તોપણ બીજા માટે પૂરા ઉત્સાહથી તૈયારી કરે છે; વગેરે તરેહની તેમની સલાહ સાચી હતી છતાં અમારે ગળે તે જલદી ઊતરી નહોતી. તોપણ આવતી કાલની ફરજ બજાવ્યે જ છૂટકો હતો. એટલે "चलो ऊठो, आगे बढो" નો સંદેશો અમારે ઝીલી લેવાનો હતો. બે ચાર દિવસમાં જ સરકાર દમનનીતિનો કાયદો રજૂ કરશે એ નક્કી હતુ. અમારા પક્ષના ગેરહાજર સભ્યોને તાર કરી બોલાવવાનું નક્કી કર્યું. બિલનો બરોબર સામનો કરવાનો નિશ્ચય કર્યો અને એને અંગે કેટલાએક નિર્ણયો પણ લીધા પ્રસ્તુત બિલ બહુ મહત્ત્વનું હોવાથી શ્રી. રાજાજી જાતે હાજર રહે એવો કાગળ શ્રી ભુલાભાઈએ તેમને લખ્યો. તેમણે લખેલો જવાબ છાપાંઓમાં પણ છપાયો. તેમણે લખ્યુ હતુઃ 'શ્રી ગાડગીળ, શ્રી. રાજન્ વગેરે ત્યાં જ છે; મતો મેળવવામાં મારા જેટલા જ તેઓ પણ કામના થઈ પડશે. તમારા પક્ષના દંડક તમને પૂરી સહાય કરશે, વગેરે વગેરે.' શ્રી. રાજાજીના પત્રનો અર્થ મેં મારા પૂરતો

એવો કર્યો કે મારે હજુ પણ વધારે કાળજીથી અને પૂરી જવાબદારી ઉપાડીને મારી ફરજ બજાવવી જોઈએ.

[૩]

દિલ્હી કરતાં સિમલામાં સભ્યો વધારે પ્રમાણમાં સાથે સાથે રહે છે. દિલ્હીમાં બીજાં રોકાણો વધારે હોઈને સભાસદો ખાસ કામ વિના બહુ એકઠા મળતા નથી. એથી ઊલટું સિમલામાં તો કૉલેજો નહિ, જાહેર સંસ્થાઓ પણ ઓછી, બીજાં રોકાણો પણ નહિ. આથી કામ પૂરું થયા પછી સભાસદો ઊલટાના કંટાળે છે. સિમલામાં દુનિયાથી જાણે વેગળા પડી ગયા હોઈએ એમ સહુને લાગે છે. સતત ડુંગરા અગર ખીણોનાં દૃશ્યો જોઇને આંખો અને મન પણ થાકી જાય છે. એવે પ્રસંગે લોકો વધારે એકઠા મળતા હોય તો કાવ્યશાસ્ત્ર-વિનોદથી કંટાળો દૂર થાય છે, અને ઉત્સાહ પણ વધે છે

અમારી રહેવાની જગ્યા કૉલેજ, હોસ્ટેલ અગર તો જેલના સ્વતંત્ર વૉર્ડ જેવી હતી. મોટી લાંબી ઓશરી પર હારબંધ દસ ઓરડાઓ આવેલ હતા; આગળ ખીણ અને પાછળ ડુંગરાઓ એવી એની ગોઠવણ હતી. અહીં અમે પાંચ છ હિંદુઓ અને પાંચ સાત મુસલમાનો સાથેસાથે રહેતા. સહનિવાસને લઇ પરિચય વધ્યો હતો, નિકટતા ઉત્પન્ન થઈ હતી. દરેક રવિવારે સવારે અમે સહુ સાથે બેસી નાસ્તોપાણી લેતા, તેમ જ બીજે સ્થળે રહેનારા કોઈ એકાદ સભાસદને મહેમાન તરીકે પણ લઈ આવતા. અમારા રહેઠાણનો સંપ જોઈ એક અંગ્રેજ અધિકારીએ એને 'Gangsters' (લૂંટારુ ટોળી) નુ ઉપનામ આપ્યું હતુ. અમે પણ એ સ્વીકારી લઈ અમારી ક્લબનું નામ જ 'The Gangsters' (લૂંટારુ ટોળી) પાડી દીધું. અમારા આ સહનિવાસ અને ક્લબનું

પરિણામ સભાગૃહમાં મતગણતરી વેળા દેખા દેતું થયું. અમે અંદરઅંદર ચર્ચાઓ પણ કરતા, અને એથી અમારી સાથેના મુસ્લિમ સભ્યોના દૃષ્ટિબિંદુથી અમે સારી રીતે પરિચિત બની ગયા. સહવાસને પરિણામે પરંપરાગત પૂર્વગ્રહો ઓછા થતા ચાલ્યા, અને ધીમે ધીમે મહાસભા પ્રત્યેનું તેમનું વલણ સદ્ભાવવાળું બનતું ગયું. 'ક્રિમિનલ લૉ એમેન્ડમેન્ટ બિલ' અંગે મત ગણતરી વેળા અમારી સાથે રહેનારા એકેએક મુસલમાન સભાસદે અમારી તરફેણમાં જ મતો આપ્યા. એનો જશ કેટલાકોએ મને આપ્યો. અને એમાંનો થોડો અંશ મારે ભાગે વ્યાજબી રીતે આવતો હતો, છતાં જશનો ખરો ભાગ તો અમારી કલબને જ મળે છે!

તા. ૨–૯–૩૫ના રોજ દેશભરમાં ખૂબ ટીકાપાત્ર બનેલું અને આખી બેઠક દરમિયાન જેના પડઘા પડતા રહ્યા હતા એવું, ફોજદારી કાયદામાં ઉમેરો કરનારું કાળાકાયદાનું બિલ ગૃહમંત્રી સર હેન્રી ક્રેકે રજૂ કર્યું. ૧૯૩૨ની સાલમાં જે કાળો કાયદો પસાર થયો હતો તેની કલમોમાં થોડો ફેરફાર કરીને એને કાયમી સ્વરૂપ આપવાનો આ બિલનો હેતુ હતો. એ કાયદાની કલમના નંબરો જ આ બિલમાં બતાવાયા હતા; તેમાં બિલનો હેતુ ભલે ટૂંકમાં પણ બિલની અંદર દર્શાવવો જોઈએ તે પણ સ્પષ્ટ રીતે બતાવાયો નહોતો.

ધારાસભાની દિલ્હીની બેઠક પછી ઍંગ્લોઈંડિયન છાપાંઓએ બૂમરાણ ચાલુ કર્યું હતું. ચૂંટણીમાં મહાસભાનો થયેલો જયજયકાર, દિલ્હીના અધિવેશનમાં સરકારને મળેલા પરાજયો, લોકજાગૃતિનાં ચડતાં પૂર, વગેરે દેખીને હવે પ્રાંતિક ચૂંટણીઓમાં મહાસભાને હઠાવી દેવાની તૈયારી કરવી જરૂરની હતી. બિલ રજૂ કરતી વેળા વાદવિવાદ થાય તોપણ એમાં કડવાશ ન આવવી જોઈએ એવી સદિચ્છા ગૃહમંત્રીએ વ્યક્ત કરી! ૧૯૩૫ની સુધારણાઓ અમલમાં આવે તે પહેલાં દમનનાં હથિયારો નોકરશાહી પોતાના હાથમાં લઈ

લેવા માગતી હતી. સુધારાઓના આનંદમાં 'કાળા કાયદા' તરફ લોકોનું ધ્યાન ખેંચાશે નહિ એમ સરકારે ધાર્યું હતું. નવી પ્રાંતિક સરકારો બને ત્યાં સુધી મહાસભાના હાથમાં ન જાય તે સારુ આ હથિયારો વાપરવાનાં હતાં. એમ ન બને તો જ્યાં જ્યાં પ્રતિગામી પ્રાંતિક સરકારો રચાય ત્યાં એનો ઉપયોગ કરવો એ પણ હેતુ હોઈ શકે છે! એટલું તો સ્પષ્ટ હતું કે ૧૯૩૫નું નવું બંધારણ અમલમાં આવે તે પહેલાં સરકારે અનેક પગલાંઓ લઈ લેવાની જે એક વિસ્તૃત યોજના ઘડી કાઢી હતી, તેમાં પ્રસ્તુત બિલ એક અગત્યનો ભાગ હતો.

તા. ૫–૯–૧૯૩૫ના રોજ ગૃહમંત્રીએ સદરહુ બિલ વિચારણામાં લેવું જોઈએ એવી સૂચના પેશ કરી. તેમણે બિલનો ઇતિહાસ સંભળાવ્યો. ૧૯૩૨ની સાલમાં મધ્યસ્થ ધારાસભાએ 'બહુમતી' થી એક કાળો કાયદો પાસ કર્યો હતો જે ત્રણ વર્ષ સુધી જ ફક્ત અમલમાં હતો. એ કાયદાની થોડીએક કલમો બાદ કરીને બાકીની સઘળી કલમો સાથે આખો કાયદો કાયમ કરી દેવાનો પ્રસ્તુત બિલનો હેતુ હતો. ગૃહમંત્રીએ ભારે ગંભીર રહીને એમ પણ કહ્યું કે આ બિલથી દમનનીતિમાં કશો ઉમેરો થતો નથી! એટલું જ નહિ પરંતુ ૧૯૩૨ના કાયદા મુજબ લશ્કર, નાવિકદળ, વિમાની ફોજ, પોલીસ અને બીજાં ખાતાંઓના સરકારી નોકરોને નોકરીમાંથી છૂટા થવાનું કહેવું અગર તો તેમનો બહિષ્કાર કરવો વગેરે ગુનાહિત કૃત્યો બનતાં હતાં; અજ્ઞાન ગુનેગારના વાલીઓનો એ કાયદાની રુએ દંડ થઈ શકતો હતો. આ નવા બિલમાં એ સઘળી કલમો રદ કરવામાં આવી છે એટલે આ બિલ તો સુધારેલું — પ્રગતિનું નિદર્શક છે એમ કહેવાનું પણ ગૃહમંત્રી ભૂલ્યા નહોતા! ૧૯૩૨ની સાલમાં કામ વાદના ઝઘડાઓ ક્રાંતિવાદી હિંસાત્મક ચળવળ (Terrorism) તેમ જ સાવિનય કાનૂન ભંગ (Civil Disobedience) ચાલુ હતાં, જેને લીધે દેશની પ્રગતિ થતી નહોતી. એથી એ તત્ત્વો નાબૂદ

થાય અને દેશ પ્રગતિને પંથે વળી શકે માટે ૧૯૩૨નો કાયદો ઘડાયો હતો એમ તેમણે જણાવ્યું એમાંથી હજુ પણ પહેલા બે વાદ તો ચાલે જ છે, અને મહાસભાએ સવિનય કાનૂનભંગ જો કે મોકૂફ રાખ્યો છે છતાં એને હથિયાર તરીકે કાયમને માટે તિલાંજલિ તો આપી જ નથી. સિવાય સવિનય કાનૂનભંગ આજે ચાલુ ન હોય તોપણ સામ્યવાદ તો જોરમાં ચાલે છે, એટલે આ ત્રણે આફતોમાંથી બચવા માટે અને હિંદને જોખમમાથી ઉગારી લેવા માટે જ આજની સરકાર કેવળ કર્તવ્ય સમજીને આ બિલ રજૂ કરે છે આ બિલનો હેતુ રાષ્ટ્રીય જાગ્રતિને કચડી નાખવાનો નથી ( Not to crush the spirit of Nationalism ) એમ એમણે ભારપૂર્વક જણાવ્યું !

હિંદુસ્તાનના રાજકીય જીવનમાં તો નોકરશાહી એટલે દમનશાહી એ સમાનાર્થે વપરાતા પર્યાય બની ગયા છે એ સહુ કોઈ સમજે છે ૧૯૦૮માં સભાબંધીનો કાયદો થયો ૧૯૧૦ની સાલમાં પ્રેસ ઍક્ટ થયો; ૧૯૧૮માં રૉલટ ઍક્ટ થયો, ૧૯૩૧-૩૨ દરમિયાન અનેક વટહુકમો નીકળ્યા; ૧૯૩૨ના વટહુકમમાં વળી માત્ર સસ્થાઓ ગેરકાયદેસર કરવા ઉપરાંત તેમની માલમિલકત જપ્ત કરવાનો વટહુકમ પણ નીકળ્યો; ૧૯૩૦-૩૨માં પિકેટિંગ કરવાનું વટહુકમથી ગેરકાયદેસર ગણાયુ, તો ૧૯૩૨માં તેને કાયદેસર ગુનો ગણવામા આવ્યો. ૧૯૦૮ થી ૧૯૩૪ સુધી આમ દમનના અનેક કાયદા થયા છતાં લોકજાગૃતિનાં પૂર અટક્યાં નહિ. આટલા અનુભવે ડાહ્યા થવાને બદલે નોકરશાહી હવે વધારે કોપાયમાન થઈ હતી એ ચોખ્ખું દેખાઈ આવતુ હતુ. સ્વાતંત્ર્યપ્રાપ્તિ અર્થેની ચળવળ લોકોને જેલમાં પૂરવાથી કે હદપારીના હુકમોથી દબાતી નથી, લાઠી-માર અગર ગોળીબારથી તેને નિર્મૂળ કરી શકાતી નથી, ઊલટાની એને કારણે જ એ વધારે જોર પકડે છે-વધારે ફૂલેફાલે છે એવો ઇતિહાસનો અને અહીં હિંદનો પણ પ્રત્યક્ષ અનુભવ હતો. છતાં

અનુભવથી ડાહી થાય તો તે નોકરશાહી શાની કહેવાય? ચર્ચા દરમિયાન શ્રી. સત્યમૂર્તિએ કાયદા મંત્રીની વિવેકબુદ્ધિ જાગૃત કરવા આહ્વાન આપ્યું તે બરાબર તેમણે ભલે વિનોદ તરીકે પરંતુ વસ્તુતઃ સાચા અર્થમાં એવો સામે પ્રશ્ન કરેલો : "મારા પર મારામાં સદસદ્ વિવેકબુદ્ધિ હોવાનો તમે આરોપ મૂકો છો શું? Are you charging me with having a conscience?"

બિલ પરની ચર્ચામાં ઘણાએએ ભાગ લીધો. વટહુકમોને કાયમી કાયદાનું સ્વરૂપ આપવામાં તો રાજનીતિને સર્વાંશે તિલાંજલિ અપાય છે. બિલને પરિણામે ભાષાસ્વાતંત્ર્ય, સભાસ્વાતંત્ર્ય, ખાનગી મિલકત, વ્યક્તિસ્વાતંત્ર્ય એ સઘળા પર કાયમને માટે તરાપ આવે એ તો અસહ્ય જ લેખાય; આજ સુધી ભોગવેલા હક્કો મર્યાદિત કરવાની આવશ્યકતા છે એવું સાબિત કર્યા વિના જ લોકમતની વિરુદ્ધ જઈને આવા દમનકારી કાયદાઓ પાસ કરવામાં સરકાર કેવળ આપખુદ સત્તાધારી જ બને છે એમ ચોખ્ખેચોખ્ખું સંભળાવવામાં આવ્યું. છાપાંઓની બાબતમાં કયું લખાણ વાંધા-ભર્યું છે એ નક્કી કરવામાં તો નોકરશાહી ન્યાયની અદાલતોને પણ ઉડાડી દેવા માગે છે એ સ્પષ્ટ કરી બતાવવામાં આવ્યું.

આવા વિશાળ અર્થવાળા કાયદા પસાર કરાવી સઘળી સત્તા પોતાને તાબે કરવાનું નોકરશાહીનું આ વલણ વિઘાતક છે, અને એથી તો લોકશાહી (જવાબદાર) રાજપદ્ધતિમાં પણ નોકરશાહીના હાથમાં આપખુદ સત્તા સોંપાય છે એવો ખુદ ઇંગ્લાંડમાં પણ અનુભવ મળી રહ્યો છે, તો પછી હિંદની તો વાત જ કયાં રહી? અહીં તો લોકોના હાથમાં કશી સત્તા જ નથી; જે થોડાઘણા હક્કો છે તેને લીધે નોકરશાહી તરફથી દમન થતાં અદાલતો દ્વારા લોકો કંઇ રક્ષણ મેળવી શકે છે; આ કાયદાથી તો તેવા અદાલતના કાર્ય-પ્રદેશો પણ મર્યાદિત થઈ જાય છે. આ બધી વાતો અનેક સભા-

સદ્દોએ સ્પષ્ટ કરી બતાવી. લોકો છાનામાના મૂંગા બેસી રહી ક્વચિત બનતી વાતો સહી લેતા હોય, તે જ જો કાયમી અને રોજિંદા બનાવો બને તો લોકો તે કાયમ સહી લેશે એમ માનવામાં ખરેખર મૂર્ખાઈ છે. જમાનો હવે બદલાયો છે; નવું ચેતન, નવા આદર્શો હવે લોકોને જાગૃત કરી રહ્યા છે. આ પરિસ્થિતિમાં જૂના અનુભવોને આધારે જૂની રીતે જ ચાલ્યા કરવામાં ભારે જોખમ રહેલું છે એમ પણ સરકારને સંભળાવવામાં આવ્યું.

ગૃહમંત્રીએ બિલનો હેતુ કોમીવાદ, ક્રાંતિવાદ અને સામ્યવાદને દાબી દેવાનો છે એમ જણાવ્યું હતું. ખરું જોતાં વસ્તુસ્થિતિ એવી હતી કે આજની ઘડી સુધી કોમીવાદનો નાશ કરવામાં દમનના કાયદાનો અમલ ભાગ્યે જ થયો હતો. કોમીવાદ તો પરદેશી સત્તાનું બાળક છે, એટલે એ બંનેનો નાશ સાથે જ થવાનો એમ પણ ઘણાઓએ સંભળાવ્યું. દમનથી ક્રાંતિવાદ દબાવાને બદલે ઊલટો વધારે બળવત્તર બને છે એ હકીકત રાજકીય ગણિતશાસ્ત્રીઓએ આંકડા સાથે સાબિત કરી બતાવ્યું. ગાંધીજીના અહિંસાના સિદ્ધાંતોને લીધે જ આજે દેશમાં સરકાર સુરક્ષિત ટકી શકી છે, નહિતર તેના ક્યારના ભુક્કા બોલી ગયા હોત એમ કહેનારા પણ કેટલાક નીકળ્યા. કોઈએ દમનનીતિથી ક્રાંતિવાદ દબાઈ જશે એમ કહ્યું નહિ. "ખેડૂતો, કામગારો અને ક્રાંતિવાદી મધ્યમ વર્ગની મદદથી સશસ્ત્ર રાજક્રાંતિ કરવાનો" (By the armed insurrection of the widest possible masses of the working *class, the peasantry and the revolutionary petty* bourgeoisie) સામ્યવાદનો ઉદ્દેશ છે એમ ગૃહમંત્રીએ જણાવ્યું હતું. અને એ વાદ શાહીવાદની વિરુદ્ધ હોય તોપણ ખરી રીતે તે સામે બેઠેલા માનનીય સભ્યોની વિરુદ્ધમાં વધારે છે (But it is even more hostile to the political *aims and methods of the Honourable Gentlemen*

opposite) એવી ડગવનારી સલાહ પણ મહાસભા પક્ષને તેમણે આપી. આજે પણ રાષ્ટ્રીય સ્વાતંત્ર્યપ્રાપ્તિ તરફનું લોકોનું ધ્યાન બીજે દોરવાય, એની પ્રાપ્તિના પ્રયત્નોમાં અડચણો ઊભી થાય તે માટે સરકાર સામ્યવાદીઓને કાયદેસરના કાર્યકરો બનાવીને તેમને જ રમાડી રહી છે. પણ સરકારની આ નીતિ તો બહુ જૂની છે એ પણ સ્પષ્ટ રીતે બતાવી દેવાયું. અમારે તો મતસ્વાતંત્ર્ય જોઈએ, સભા સ્વાતંત્ર્ય જોઈએ; સામ્યવાદ જો લોકોને ગમતો હોય તો ભલે તેઓ તે અપનાવે; પરંતુ દમનના કાયદા કરીને તેને દબાવી દેવામાં અન્યાય છે એમ મહાસભાના સભાસદોએ જાહેર કર્યું. ટૂંકમાં આ બિલના જે ઉદ્દેશો છે—જે ત્રણ સ્વાર્થોનો ક્ષય દૂર કરવાનો સરકાર હેતુ છે: તે સફળ થશે નહિ, અને પરિણામ ઊલટું જ આવશે, એવી આગાહી પણ જોરશોરથી કરવામાં આવી.'

'અન્યાય સામેનો વિરોધ જો જીભ વાટે બહાર ન આવે તો એ જીભ જ ખેંચી કાઢવી સારી !' એવા એમના વાકચની સાથે જ તાલીઓનો ગડગડાટ થયો. ૧૯૩૦ની સાલથી 'પ્રેસ સલાહકાર'નું જે નવું પાત્ર સરકારપક્ષે રંગભૂમિ પર ઊતર્યું હતું તેની નર્તન-લીલાઓનાં તેમણે વર્ણન કરી સંભળાવ્યાં. ક્રાંતિવાદીઓનો રસ્તો ભલે ભૂલભરેલો હોય પરંતુ તેઓનો હેતુ તો ઉદાત્ત જ છે એમ તેમણે જણાવ્યું. એમના ત્યાગ અને શૌર્યનાં વખાણ થતાં જ ગૃહમંત્રી ચિડાયા ને લાલચોળ બન્યા. પણ પંડિતજી કાંઈ અટકે તેવા નહોતા. અનેક ક્રાંતિવાદીઓનો ઇતિહાસ તેમણે સંભળાવ્યો. કંપનીના વખતમાં ખુદ ઇંગ્લાંડમાં જ હિંદના માલ ઉપર બહિષ્કાર પોકારાયો હતો, અને સખત કાયદાઓ થયા હતા તે સંભળાવ્યું. અહીં તો લોકો કેવળ શાંત પિકેટિંગ કરે તોપણ ગુનો ગણવામાં આવે છે! ભાષણોમાં તેમણે કાવ્યોમાંથી હિંદીમાં ઉતારા આપ્યા. સભાએ તાળીઓ પાડી. ગૃહમંત્રી ઉશ્કેરાઈ ગયા. 'તમે તમારે તાલીઓ પાડ્યા કરો ! એણે તો ખૂની લોકોનાં વખાણ કર્યાં છે!' એમ કહી તેઓ ગુસ્સામાં બહાર ચાલ્યા ગયા. ડૉ. દેશમુખે જણાવ્યું કે આ બિલ પાસ થવાથી તો ઊલટો દરેક જિલ્લામાં અધિકારી વર્ગમાંથી એકેક નવો મુસોલિની ઊભો થશે ! મુંબઈના હુલ્લડની માહિતી આપતી વેળા વચ્ચે સર હિદાયતુલ્લાએ કાંઈ સવાલો કર્યા. તુરત ડૉક્ટરે કહ્યું: 'તમે તે વેળા સરકારી મંત્રી હતા એટલે તે વખતના હુલ્લડની તો સંપૂર્ણ માહિતી તમને હોવી જોઈએ.' હિદાયતુલ્લાએ સામે જણાવ્યું: 'હુલ્લડ સાથે મારે કશી લેવા દેવા નહોતી " તેના જવાબમાં ડૉક્ટરે ફટકાર્યું. 'મેં તમને એ બાજુ ભૂલેચૂકે પણ ફરતા દીઠા નહોતા !' અને એ પ્રહારની બરાબર અસર થઈ. શ્રી. અખિલચંદ્ર દત્તે કહ્યું કે અંગ્રેજોનો અહીંનો ઇતિહાસ તો આપેલાં વિશ્વાસનાં વચનો પાછળથી નિર્દયતાપૂર્વક કેમ કરીને તોડ્યાં એ હકીકતોથી જ ભરેલો છે. લૉર્ડ લિટને કહ્યું હતું

કે 'અંગ્રેજો સામે બે માર્ગ છે; કાં તો વચનો પાળો અમર હિંદી લોકોને છેતરો '

શ્રી. પ્રકાશજી વચ્ચે જ બોલી ઊઠયા : ' તેમણે બીજો રસ્તો લીધો. ઢાકામાં હુલ્લડ થયું તેને આગલે દિવસે એક મુસલમાન ગૃહસ્થને ઘેર સરકારી અધિકારીઓ એકઠા થયા હતા; મિ. ગ્રિફિથ પણ ત્યાં હાજર હતા બીજે દહાડે હુલ્લડ ફાટી નીકળ્યું. મિ. ગ્રિફિથ બજાવેલી કામગરી તેઓ પોતે અહીં જાહેર કરે એવું હું આહ્વાન કરું છું.' એમ કહેતાં જ સભાગૃહમાં ' શરમ, શરમ!' ના પોકારો થયા. ગ્રિફિથ નીચું જોઈ બેસી રહ્યા. બંગાળામાં પોલીસોએ ગુજારેલા અત્યાચારોનાં થોકબંધ ઉદાહરણો તેમણે સંભળાવ્યાં. છેવટે ઉમેર્યું : 'સરકારની મરજી હોય તો અમને ભલે મારી નાખે; પરંતુ આ બિલને સંમતિ આપીને અમે આત્મહત્યા કરવા તો માગતા જ નથી !'

જનાબ ફઝલુલહકે પણ બિલનો વિરોધ કર્યો. માથું દુખતું હોય તો તેના ઈલાજ તરીકે તે કાપી કાઢવા સરખું આ બિલ છે, એમ તેમણે કહ્યું : 'આવા જુલમી કાયદાથી તો રોગ ઊલટાનો વધશે.'

કોઈએ ટકોર કરી : 'તમે મંત્રી હતા ત્યારે કેટલા જુલમી

પંડિત પંત બોલવા ઊભા થતા જ ચોમેર શાંતિ પથરાઈ. તેમણે કહ્યું કે આ બિનથી બહારથી શાંતિ સ્થપાયેલી કદાચ દેખાશે પણ એમાં ડૂચો મારેલા માણસની શાંતિ જેવી એ સ્મશાનશાંતિ હશે. અંગ્રેજ પ્રજાને માટે આમ કરવું તે એની પરંપરાને શરમાવનારું છે સરકાર ગમે તે સત્તા માગે પણ લોકોએ તે આપવી જ ન જોઈએ. મુદ્રણસ્વાતંત્ર્ય એ જ સાચી શક્તિ છે છાપાંઓ જો સરકારના નિયંત્રણમાં હોય તો સરકાર ગમે તે કરી શકે છે. તે જ છાપાંઓ જો સ્વતંત્ર હોય તો સરકાર ગમે તેટલી જોરાવર હોય તોપણ લોકોના અવાજ પાસે તે નરમ બની જાય છે. હિંદનું સ્વાતંત્ર્ય હવે દૂર નથી. આજની નોકરશાહી અવશ્ય જવાની છે આ દમનનીતિ એ એના ઇતિહાસનું છેલ્લું પ્રકરણ છે!' અનેક આંકડાઓ અને દૃષ્ટાંતોથી ભરેલું બે કલાક સુધી એકધારું ભાષણ કરી તાળીઓના ગડગડાટ વચ્ચે તેઓ બેસી ગયા

તે પછી સર મહમદ ઝફરુલ્લા બોલ્યા અંગ્રેજ ન બોલે એટલી કડકાઈથી અને જુસ્સાભેર તેમણે પ્રેસ ઍક્ટનું સમર્થન કર્યું.

તે પછી જેમ્સ સાહેબ ઊભા થયા 'સર ઝફરુલ્લાએ મારું કામ ઘણું હળવું કર્યું છે' એમ કહી તેમણે શરૂઆત કરી સ્વ-રક્ષણ માટે શાસનસંસ્થાએ સત્તા હાથમાં લેવી જરૂરી છે એમ તેમણે કહ્યું. કોમીવાદ બહુ નાજુક બાબત છે, અને તે ઓછો કરવામાં અમે યુરોપિયનો મદદ કરશું એમ કહી તેમણે સહુને બનાવવાનો પ્રયત્ન કર્યો

'સ્વરાજ' 'સ્વરાજ!' નો જવાબ મળતાં સાહેબ વધારે ચિડાયા. 'સ્વરાજ મળશે તોપણ કાંઈ સ્વર્ગમાંથી વરસાદ નથી પડવાનો!' જેના જવાબમાં એકે તુરત ટકોર કરી: "'પરંતુ વરસેલા વરસાદનું પાણી આજે જેમ વેડફાઈ જાય છે, તેમ સ્વરાજમાં વેડફાય તો નહિ જ જાય!"

અંગ્રેજો છે તો દુનિયામાં સ્વતંત્રતા છે એવી તેમની બડાઈની સામે સભામાંથી 'ઈજિપ્ત, આયર્લૅંડ, અમેરિકા અને હિંદુસ્તાનના દાખલા તપાસો,' નો પોકાર ઊઠયો.

સાહેબે પૂછ્યું: 'અંગ્રેજ નથી જોઈતા તો શું જર્મનો જોઈએ? ઈટાલિયનો જોઈએ?'

સભામાંથી ઉત્તર સંભળાયો: 'અમારે કાંઈ જ નથી જોઈતું. અમારું રાજ અમે જ કરશું.'

એમના વ્યાખ્યાનની છેવટની વેળા શ્રીપ્રકાશજીએ વચ્ચે અટકાયત ઊભી કરતાં જ સાહેબ ખૂબ ચિડાયા અને 'શિસ્ત હશે તો જ સ્વાતંત્ર્ય સુરક્ષિતપણે ટકી શકશે!' એમ ગુસ્સામાં બોલીને તુરત બેસી ગયા.

મિ. જેમ્સના ભાષણ પછી સ્વતંત્ર પક્ષના એક આગળ પડતા સભાસદ મતિન ચૌધરી થોડુંક બોલ્યા. ચૌધરી સાહેબ જૂના વખતથી જ રાષ્ટ્રીય વલણ ધરાવનાર મુસલમાન ગૃહસ્થ હતા. તેમણે પણ મિતની જરા ય આવશ્યકતા નથી એમ ભારપૂર્વક જણાવ્યું. પ્રાંતિક સરકારો અંગે અત્યારે ચિંતા કરવાની કશી જરૂર નથી. નવા સુધારાઓ દાખલ થવાની આશામાં આજે ક્રાંતિવાદ ઊલટો નરમ પડ્યો છે; આવો કાયદો પસાર થવાથી એનું જોર વધશે. મૌલાના મહમદઅલીના 'કૉમરેડ'માં એક અંગ્રેજે લખ્યું હતું: "તુર્કસ્તાનના લોકો આજે કષ્ટમાં છે. તમારે તેમને મદદ કરવી જોઈએ." એ છાપવા માટે સરકારે એમની પાસે જામીનગીરી

માગી હતી. અદાલતમાં કેસ ચાલ્યો ત્યારે ન્યાયાધીશે મહમદ-અલ્લીનાં વખાણ કર્યાં પરંતુ કાયદેસર માગથી કશું થઈ શકે તેમ નથી એમ જણાવ્યું! પ્રેસ ઍક્ટના દમનનાં ફળ તો ૧૯૩૦ થી ૩૫ સુધીમાં ૬૧ મુસ્લિમ છાપાંઓ એને કારણે બંધ પડ્યાં તે જ બતાવી આપે છે. આવાં દમનની આવશ્યકતા શી છે?

તા ૫, ૬, ૯, ૧૦ અને ૧૧ સપ્ટેમ્બર એમ પાંચ દિવસ સુધી બિલ ઉપર ચર્ચા ચાલી. અનેક સભ્યો બોલ્યા હતા, અને હજુ ઘણાને બોલવાનું મન હતું. મહાસભા તરફ સહાનુભૂતિ ધરાવનારા એકાદ બે સભ્યોને ખાનગી કારણે સિમલા છોડી ચાલ્યા જવું પડે તેમ હતું. બને પક્ષના દંડકોએ તાર કરીને પોતાના પક્ષના વધારેમાં વધારે સભ્યો હાજર રહે તે દિશામાં પ્રયત્નો આરંભ્યા હતા. લગભગ ૫–૬ વધુ મતો મેળવી અમારો પક્ષ વિજયી નીવડશે એવી અમારી ગણતરી હતી.

તા. ૧૧ મીએ અમને બાતમી મળી કે, મુંબઈના બે સરકાર પક્ષના સભાસદો સિમલા આવવા માટે રવાના થયા છે. હવે જો ચર્ચા બે દિવસ વધારે લંબાય તો સરકારના પક્ષે બે મતો વધી જાય; જ્યારે અમારા પક્ષના બે ત્રણ સભાસદો ઘેર જવાને કારણે અમારા મતો ઘટી પડે, અને કદાચ હારવું પડે એવું પણ બની જાય!

તા. ૧૧ મીએ બપોરના મે અમારા નેતા શ્રી. ભુલાભાઈને આ પરિસ્થિતિ બરાબર સમજાવી. તેમની પણ ખાતરી થઈ ચૂકી કે જો ૧૨ મીએ મતગણતરી થાય તો જીત નક્કી મળશે, નહિતર ચર્ચા લંબાતાં એ વિષે શંકાસ્પદ પરિસ્થિતિ ઊભી થશે. તેમણે સભાગૃહના નેતા શ્રી. નૃપેન્દ્રનાથ સરકારને વાતવાતમાં પૂછી લીધું: 'તમે હવે ચર્ચા કેટલા દિવસ લંબાવવા માગો છો?'

તેમણે જવાબ આપ્યો - 'તમારી મરજી હોય ત્યાંસુધી.'

તુરત શ્રી ભુલાભાઈએ કહ્યું: 'ભલે, તો કાલે જ ચર્ચા

સમેટી લઈએ.' શ્રી સરકારે એ કબૂલ કરતાં જ હું તરત બીજા પક્ષના આગેવાનોને મળ્યો અને તેમની પણ સંમતિ મેળવી લીધી. તુરત પ્રમુખશ્રીને અમે નક્કી કરેલો નિર્ણય જણાવ્યો. ચર્ચા ક્યારે અટકાવવી તે, અને એવાં જ બીજાં કામો અંગે સઘળા પક્ષની સંમતિથી જે ગોઠવણ થાય તેને 'સદ્‌ગૃહસ્થના કરાર' તરીકે ઓળખવામાં આવે છે. અને આવી અંદરોઅંદરની ગોઠવણી પછી ફેરફાર કરવામાં નથી આવતા. પક્ષના સઘળા સભાસદોને પક્ષનો હુકમ પહોંચાડી દેવામાં આવ્યો. અનેક સભાસદો જેઓ હજુ ભાષણ કરવા ઈચ્છતા હતા તેઓ નારાજ થયા. મારે પણ બોલવાની ઘણી મરજી હતી. પણ હું મારી હોંશ પૂરી કરવા બેસું તો જીત હારમાં ફેરવાઈ જાય ને અમારા હોશકોશ ઊડી જાય એવું હતું! આવો નિર્ણય એકાએક શા માટે લેવો પડ્યો એ જાહેર કરી શકાય તેવું નહોતું, તેમ તે જાહેર પણ કરવું નહોતું. દંડક તરીકે મારી સહી સાથેના હુકમો મહાસભા પક્ષના સઘળા સભાસદોને પહોંચાડી દેવાયા; તેમને જણાવી દેવાયું કે તા. ૧૨ મીના રોજ સહુએ બરાબર ૧૧ વાગે સભાગૃહમાં પોતપોતાના સ્થાને હાજર થઈ જવાનું છે, અને દંડકની લેખિત પરવાનગી સિવાય પછીથી બહાર જવાનું નથી.

તા. ૧૨-૯-૩૫ના રોજ પહેલું ભાષણ શ્રી. એન. એમ. જોશીએ કર્યું. ગમે તેટલા જુલમી અને અન્યાયી કાયદાઓ કરાશે તોપણ અમે સવિનયભંગ નહિ કરીએ એવા શપથ અમો કોઈએ લીધા નથી. તેમ લેવાના પણ નથી. આજે આર્થિક પરિસ્થિતિ ભારે કટોકટીભરી છે તેથી સામ્યવાદ નરમ બની ગયો છે. સરકારી નોકરીઓમાં સહુને પ્રમાણસર જગાઓ મળશે એટલે કોમવાદ આપો-આપ અટકી જશે. નવા સુધારાઓ અમલમાં આવવાના છે એની જાણથી કોમીવાદ પણ શમતો જાય છે. આમ એકંદરે પરિસ્થિતિ જોતાં આ બિલો અત્યારે બિનજરૂરી છે એવું તેમણે પ્રતિપાદન કર્યું.

સરકારીમખાને સરકારને સાથ આપવાનું કહી પોતાની રાજનિષ્ઠા વ્યક્ત કરી. તે પછી શૌકતઅલી ઊભા થયા. પહેલાં તો તેમણે પંડિત જવાહરલાલને સરકારે છોડયા તે માટે સરકારને અભિનંદન આપ્યાં (શ્રીમતી કમલા નહેરુ મરણપથારીએ હતાં તેથી સરકારે પંડિત જવાહરલાલને છોડવાના ખબર સભાગૃહમાં તે વેળા તાજા જ મળ્યા હતા.) ભડાભાઈએ પંડિત જવાહરલાલજી એક સભ્ય ગૃહસ્થ છે એવું ભલામણપત્ર પણ આપ્યું. પોતાનાં અને મૌલાના મદમદઅલીનાં ગુણગાન ગાયાં. તેમણે જણાવ્યું કે હું, શ્રી. અણે, સંતસિંગ, લાલસિંગ વગેરે સહુ કોમવાદી તરીકે સર જેમ્સના શબ્દોનાં વખાણ કરશું એમ તેઓ માનતા હોય તો ભૂલ કરે છે. તેમણે સમજી લેવું કે હવે જૂના દિવસો ચાલ્યા ગયા છે. મહાયુદ્ધમાં લાખો હિંદીઓએ જાન આપીને બ્રિટિશ સામ્રાજ્યને બચાવ્યું છે. એ યુદ્ધ આત્મનિર્ણય માટે લડાયું હતું એમ કહેવાય છે. એણે અમને શી ભેટ આપી જાણો છો ? હજારો હિંદુ, મુસલમાન, શીખ સહુને એક ગોરી સ્ત્રીના અપમાન ખાતર સરકારે પેટે ચલાવ્યા ! હું માનનીય ગૃહમંત્રીને એમ કહેવા માગું છું કે જે ડાયર–ઓડવાયરે અમાઉ કર્યું હતું તેનું હવે પુનરાવર્તન ન કરશો. હવે તમારા ઇતિહાસમાં નવું પાનું ઉઘાડો એમ કહી ભડાભાઈ બેસી ગયા.

શ્રી. અણેએ પ્રસ્તુત બિલની કશી જ આવશ્યકતા નથી એમ જણાવી સરકાર જે બાબતો અટકાવવા ધારે છે તે જ બાબતો આ. બિલ પાસ કરવામાં આવશે તો વધુ બનશે એવી ભવિષ્યવાણી ભાખી. આવા ઉપાયો માત્ર ઉપરછલા છે; એથી રોગ શાંત થવાને બદલે ઊલટો વધુ જોર કરે છે. સરકાર દમનનીતિ હાથ ધરશે તો એની પ્રતિક્રિયા તરીકે જ ક્રાંતિવાદ, સામ્યવાદ અને કોમવાદને વધુ સાનુકૂળ વાતાવરણ મળશે અને તે જોરમાં આવશે

સર નૃપેન્દ્રનાથ તે પછી બોલવા ઊભા થયા. તેમણે ૧૯૨૬માં પબનામાં થયેલ હુલ્લડ પછી બંને કોમોના પત્રોએ કેટલું સખત કોમવાદી ઝેર વર્ષાવ્યુ હતું તેનું વર્ણન કરી બતાવ્યું. પછી આગળ જતાં બોલ્યાઃ "'ક્રાંતિવાદ હજી કાયમ છે; કોમવાદ પણ જોરમાં ચાલી રહ્યો છે; સામ્યવાદ પણ પ્રભાવી બનતો જાય છે. મહાસભા જીવે છે ત્યાં સુધી સવિનય કાનૂન ભંગની ચળવળ મરી જવાની નથી એમ ખુદ મહાસભાવાદીઓ કહે છે. આ પરિસ્થિતિમાં પ્રસ્તુત બિલની ખાસ જરૂર છે. છાપાંઓ પર પ્રતિબંધ હોવો જરૂરી છે. વાત માત્ર શાબ્દિક પ્રચારથી નથી અટકતી, એ એથી પણ આગળ જાય છે સામ્યવાદને નામે સ્ત્રીઓનું રાષ્ટ્રીયકરણ થવુ જોઈએ એમ પણ કહેવાય છે." સભાગૃહે એ શબ્દો પર નારાજી દાખવી. તેમના ભાષણમાં ખલેલ થવી શરૂ થઈ, તેમની વિચારમાળા તૂટી પડી. સભાગૃહનું વાતાવરણ ગરમ બની ગયું. આખરે જે આજની સરકારનુ કામકાજ ચાલુ રહે એમ ઈચ્છતા હોય તેઓ આ બિલને સાથ આપે એમ જણાવી સર નૃપેન્દ્ર બેસી ગયા.

શ્રી. ભુલાભાઈએ પોતાના ભાષણની શરૂઆતમાં જ સ્પષ્ટતા કરી કે જે કરવાથી આજની સરકારને મદદ થાય પરંતુ અમારા દેશને નુકસાન થાય, એવી કોઈ પણ બાબતમાં મહાસભા સાથ આપશે નહિ. અમે કાયદો તોડનારા જરૂર છીએ; પરંતુ કયા કાયદા તોડવા જોઈએ એ ઝીણવટથી વિવેકપૂર્વક જાણી લેવું જોઈએ જૂનો અનુભવ ભૂલી જઈને, સનાતન સિદ્ધાંત અર્થે શાસનસત્તાના કલ્યાણને ધ્યાનમાં રાખીને અમે વિરોધ બતાવીએ છીએ. કાયદો એટલે શાસનસત્તાનો હુકમ. પરંતુ નાગરિકો કાયદાને માન આપે એવી આશા શાસનસત્તાએ રાખતા પહેલાં સદરહુ કાયદો જાહેરના હિતમાં છે, લોકોનું કલ્યાણ કરનારો છે માટે તે પાળવો જોઈએ, એ પરિસ્થિતિ ઊભી કરવી જોઈએ. પ્રજાની સંમતિથી જ શાસન-સત્તા ટકી શકે છે. તમારો હેતુ નાગરિક સ્વાતંત્ર્યને મ

બનાવવાનો છે એ સ્પષ્ટ છે. અમારો વિરોધ પણ એટલો જ જાહેર છે. તમારે મન લોકમત તુચ્છ છે; સત્તાના મદમાં તમે આંધળા બની લોકમતને ઠોકરે ચઢાવો છો. પરંતુ એ પરિસ્થિતિ લાંબો વખત નભવાની નથી. સર જેમ્સ કાર્લે ભારે ઘમંડમાં શબ્દો ઉચ્ચાર્યા હતા કે હરેક દેશને પોતાની લાયકાત પ્રમાણેની સરકાર અને સ્વતંત્રતા મળે છે. મુદ્રણસ્વાતંત્ર્ય માટે અમે લાયક છીએ અને માટે જ અમે આ બિલને ઠોકરે ચડાવવાના છીએ. પ્રેસ ઍક્ટ કરો અગર બીજા છપ્પન નવા કાયદા કરો, તોપણ લોકો દબાશે નહિ. કેવળ લખાણોથી ક્રાંતિ આવતી નથી. ફ્રેન્ચ રાજ્યક્રાંતિનું મૂળ કારણ ત્યાં ફેલાયેલ દારિદ્રય હતું. અહીં દેશમાં પણ ક્રાંતિવાદ દાખલ થયો તેમ જ ફેલાયો તેમાં તમારી કામ લેવાની પદ્ધતિ જ મૂળે કારણભૂત છે. ક્રાંતિવાદીઓ ગુનો કરે છે એમ કહેવાય છે; પણ એ જ ક્રાંતિવાદીઓ સફળ બને એટલે તેઓ 'કાયદાથી સ્થપાયેલી સરકાર' બની જાય છે એવો ઇતિહાસનો પુષ્કળ પુરાવો છે. રાજ્ય કેમ ચલાવવું એ જ તમને આવડતું નથી. તમારા દેશમાં તમે જે સિદ્ધાંતો સ્વીકારો, તે જ અમે અહીં પણ માગીએ તો અમે નાલાયક શી રીતે ગણાઈએ ? અમુક જગ્યાએ જ રહો, અમુક સ્થાન છોડશો નહિ, નહિ માનો તો બે વરસની જેલ મળશે: આમાં કયે ઠેકાણે ન્યાય છે તે બતાવશો ? કાયદાથી અધિકાર મળ્યો એટલે ન્યાયાધીશે મને સજા ફટકારી, પણ એમાં ન્યાય ક્યાં છે ? અમુક સંસ્થા ગેરકાયદેસર કૃત્યો કરતી નથી, લખાણ વાંધાભર્યું નથી, એમ આરોપીને સિદ્ધ કરવાનું જણાવવામાં કાયદાનાં મૂળભૂત તત્ત્વોને જ ઉલટાવી દેવામાં આવે છે. ગુનો તો સરકારે સાબિત કરવો જોઈએ; આરોપી નિરપરાધ છે એ સિદ્ધાંત જ માનીને પહેલાં કામ ચાલવું જોઈએ. તમે એ મૂળભૂત તત્ત્વોને જ ઠોકરે ચડાવો છો. આવશ્યકતા, પ્રયોજકતા, સામાજિક હિત, એ કસોટીએ દરેક કાયદો તપાસાવો જોઈએ. એ કસોટીએ આ બિલ

સફળતાથી ઊતરતું નથી, અને તેથી જ અમે આનો વિરોધ કરીએ છીએ. ( The test of a good law is the necessity of it, its propriety, its subservience for the good of the society; there is no other test and we stand by that test; and hence we oppose this. ) વિવેકપૂર્ણ, જોરદાર, વિચારપ્રવર્તક, અને શ્રોતાને તલ્લીન બનાવે એવું એમનું ભાષણ પૂરું થયું ત્યારે સભાગૃહમાં એક તરેહનું ઉગ્ર વાતાવરણ પથરાઈ રહ્યું હતું.

બહાર અંધકાર વધ્યે જતો હતો; દીવા થઈ ગયા હતા. પરંતુ આજે જ મતગણતરીનું ઠરાવ્યું હતું એટલે સભાનું કામકાજ આગળ ચાલ્યું.

ગૃહમંત્રી ક્રેક સાહેબ જવાબ આપવા ઊભા થયા. "એ પણ સદ્‌ભાગ્યની વાત છે કે આજે ચર્ચા ખતમ કરવા અંગે સહુ એકમત થયા છે. ભાષણો સાંભળવા જેટલો જ તે કરવાનો પણ મને કંટાળો છે. આજે ૭ ૭ દિવસથી બધા સભાસદો ભાષણો કરે છે; ભાષણ કર્યા પછી દરેક પોતાને ફાવે તેમ ફરેહરે છે, માત્ર મારે જ સતત અહીં બેસી રહી બધું સાંભળવું પડ્યું છે. હવે જો ઝોલાં ન આવે તો નસીબદાર ! દરેક લખાણ ન્યાયકોર્ટમાં લઈ જઈ વાંધાભર્યું છે એમ સાબિત કરવું મુશ્કેલ છે. રુકાવટ (પીકેટિંગ) પણ એટલા જ માટે નિયંત્રિત થવાની જરૂર છે આજે પિકેટિંગની મર્યાદા બ્રિટિશમાલના બહિષ્કાર પૂરતી મર્યાદિત ન રહેતાં તે કોમવાદમાં ફેરવાઈ રહેલ છે. સભાસદોને મેં નમૂના દાખલ રાજદ્રોહનાં લખાણો ચૂંટીને તેનું ચોપાનિયું મોકલ્યું છે રાજદ્રોહનાં જો બધાં જ લખાણો એકઠાં કરીએ તો મોટો દફ્તર થાય. ક્રાંતિવાદીઓ પરત્વે બીજાઓને ગમે તેમ લાગતું હોય, પરંતુ હું તો એને હડકાયા કૂતરા અને હિંસ્ર પશુ સરખા (Mad dogs and dangerous

animals) સમજું છું. ક્રાંતિવાદ રાખ્યો નથી. અમારું જાસૂસીખાતું અને માહિતીખાતું સરસ છે. કોમવાદ પણ નથી એમ કહેવામાં કશો અર્થ નથી. આ બિલ કોમવાદ, સામ્યવાદ, ક્રાંતિવાદ અને સવિનય કાનૂન ભંગ રૂપી ચાર શઠ–દુષ્ટ પુરુષોને દાબી દેવા માટે જ રજૂ થયું છે. સદાચારી, સદ્‌વિચારી નાગરિકોએ એથી ભડકવાની જરૂર નથી. મહાસભાએ તો આવાં બિલોનો વિરોધ કરવાની પોતાની નીતિ ચૂંટણી વખતે જ જાહેર કરી છે, એટલે એ પક્ષના સભાસદોને હું બિલની તરફેણમાં મત આપવાનું કહી શકું નહિ–કહેવું નકામું છે. પણ અન્ય સભાસદો સહુ પોતપોતાની વિવેકબુદ્ધિ વાપરીને મત આપે. નવા રાજ્યઅમલના માર્ગમાં અંતરાય ઊભો ન કરવો હોય, ૧૯૩૧–૩૨ જેવી અરાજકતા ન પ્રવર્તાવવી હોય, તો આ બિલમાં તેઓ તરફેણનો મત આપે.' એટલું કહી ગૃહમંત્રી બેસી ગયા.

પ્રમુખે બિલ વિચારણામાં લેવું જોઈએ એ સૂચના અંગે મતગણતરી લીધી. ગણતરીમાં સરકાર પક્ષે ૬૧ અને વિરુદ્ધ પક્ષે ૭૧ મતો મળ્યા અને બિલને વિચારણામાંથી ઉડાવી દેવાનું ઠરાવ્યું. પરિણામ જાહેર થયું ત્યારે આખું વાતાવરણ તાળીઓના ગડગડાટથી લાંબા વખત સુધી ધણધણી રહ્યું હતું. રાતના આઠ વાગી ગયા હતા. મહિનાઓ સુધી મંત્રણાઓ કર્યા પછી હિંદીઓની ગુલામીના પાશ વધારે મજબૂત બનાવવાને ઇરાદે તૈયાર કરવામાં આવેલા આ કાળા બને ગતના અંધકારમાં પોતાનું મોં કાળું કર્યું!

હોલમાંથી બહાર આવ્યા ત્યારે ચોતરફ ધુમ્મસ છવાઈ ગયું હતું. પરંતુ ચર્ચા અને વાદવિવાદના ઘેરા ધુમ્મસમાંથી અમે સફળતાથી પસાર થયા હતા, તે આ ધુમ્મસથી ઓછા જ ડરવાના હતા! ઘેર પહોંચ્યા ત્યારે નવ વાગ્યા હતા સરકારે પોતાને સફળતા મળે એ માટે આ વેળા આકાશપાતાળ એક કર્યાં હતાં, એટલે, આ વિજય માટે રસ્તામાં જ અનેકોએ અમને અભિનંદન

આપ્યાં. 'લૉગવૂડ રેંજ'માં પહોંચતાં તો ત્યાંના સઘળા સભાસદો મને ઘેરી વળ્યા; અને "લુટારુ ટોળીનો જયજયકાર" (Three Cheers for The Gangsters) એવા હર્ષનાદોથી આખું સ્થાન ગાજી રહ્યું.

નવા બંધારણનો તેમ જ આ મિલનો આવો ફેજ આણીને અમે ચૂંટણીના જાહેરનામામાં મહાસભાએ ઘોષિત કરેલી પોતાની પ્રતિજ્ઞાનું સંપૂર્ણ પાલન કરી દાખવ્યું હતું. વિજયનો આનંદ તો હતો, પરંતુ તે સાત્ત્વિક પ્રકારનો હોઈ ને એ ઉપભોગવાને અમે હકદાર હતા. મુસલમાન બિરાદરોએ આપેલી સહાય અમે કદી ભૂલી શકીશું નહિ. જનાબ ઝીણાની ગેરહાજરીમાં મતિન ચૌધરીએ ઉમદા કામગીરી બજાવી હતી એ કબૂલ કરવું જરૂરનું છે

ઉપર મુજબ ફેંકી દેવાયેલું બિલ રિવાજ અનુસાર ફરી પાછું વાઈસરોયની ભલામણ સાથે તા ૧૬–૯–૩૫ના રોજ સભા પાસે રજૂ થયું. એ બિલ રજૂ કરવાનો સવાલ જ ૫૭ વિરુદ્ધ ૬૯ મતે ઉડાવી દેવામાં આવ્યો. અને લૉર્ડ વિલિંગ્ડને ભાષણ કરી, મહાસભાએ દાખવેલી બિનજવાબદારીભરી વૃત્તિ પર ટીકા કરી તા. ૨૬મીના રોજથી જ પ્રજામતે નામંજૂર કરી ઉડાવી દીધેલું બિલ પોતાના ખાસ અધિકારની રૂએ 'દેશમાં શાંતિ, સુવ્યવસ્થા અને સુંદર રાજકારોબાર ચાલે તે માટે' તેને મંજૂર કરી અમલમાં આણ્યું.

[ ૪ ]

અધિવેશનનું મુખ્ય કામ આ રીતે પૂરું થયું હતું. બ્રહ્મદેશને જુદો પાડવાના કામ અંગે હિંદની લેણી રકમ ઠરાવવા નીમેલી કમિટીનો વાંધાભર્યો રિપોર્ટ રદ કરી નવી નિષ્પક્ષ રહે તેવી કમિટી નીમવાનો ઠરાવ પસાર થયો; પરંતુ પછીથી તેનો કશો અમલ ન થયો. દમનનીતિના કાયદા રદ કરવા અંગે શ્રી બી. દાસનું

અગાઉના અધિવેશનવાળું બિલ એક દિવસ ચર્ચાયું. લાલા શામલાલે પોલીસોનાં અનેક કાળાં કૃત્યો અને ખોટા પુરાવાઓ ઊભા કરવાની રીતો સંભળાવી. મેજિસ્ટ્રેટે ખોટાં દફતરો કેવી રીતે તૈયાર કર્યાં હતાં તે અંગે હાઈકોર્ટનો નિકાલ પણ વાંચી સંભળાવ્યો. ગૃહમંત્રી લાલચોળ થઈ ગયા, જ્યારે સભાગૃહ આખું 'શરમ શરમ!'ના પોકારો કરી ઊઠયું.

સર ગઝનવીએ પણ સભાસદોને એક કલાક ગમ્મત કરાવી. જનાબ ફઝુલુલ હકકે મેજિસ્ટ્રેટ હતા ત્યારે હિંદુ બાળકોને 'વંદેમાતરમ' બોલવા માટે ફટકાની શિક્ષા કરેલી તે જૂની વાત પણ ઉખેળી. હક મિયાંએ એનો ઇનકાર કરતાં જ ગઝનવી પોકારી ઊઠયાઃ "ત્યારે શું તમે ઓલા મુસલમાનોને જ શિક્ષાઓ કરેલી?" આમ ટપાટપીઓ ચાલી.

ગૃહમંત્રી ગજદ્રોહનાં જે ટાંચણ શોધી આપતા હતા તે ગઝનવી જોરશોરથી વાંચતા હતા. પોતાને ધમકી આપનારા કેવા કાગળો આવતા હતા તે વાંચી બતાવતા હતા. કોઈએ દરમિયાન સવાલ કર્યોઃ 'અને છતાં હજુ એકે વખત તમારા પર ગોળી છોડવામાં નથી આવી!' કાગળો બધા બનાવટી હોવા વિષે સભાને શંકા ન રહી. એક વાકય વાંચતાં તેઓ અભિનય સાથે કહેવા લાગ્યા: 'આમાં તો (Eye for eye and tooth for tooth) આંખને બદલે આંખ અને દાંતને બદલે દાંતનો બદલો લેવાનું લખે છે.'

તુરત કોઈએ ટકોર કરીઃ 'પણ સમજો કે દાંતનું ચોકઠું બનાવટી હોય તો!'

આખું સભાગૃહ ખડખડાટ હસી ઊઠયું. દિવસ પૂરો થયો પરંતુ બિલની ચર્ચા અધૂરી જ રહી.

આ સિવાય કેટલાંક સામાજિક બિલો તા. ૨૬-૯-૩૫ના

રોજ રજૂ થયાં અને આખરે એ અધિવેશન પૂરું થયું. બીજે દહાડે પક્ષની સાધારણ સભા મળી. પોતાનું કામ સંતોષકારક રીતે પાર પડ્યા વિષે સહુને આનંદ થયો હતો.

પૃથ્વીના માનદંડ સમા હિમાલયને નમસ્કાર કરતાં અમે સિમલા છોડ્યું, અને સિમલાના સ્વર્ગમાંથી કાળકાની પૃથ્વી પર ઊતર્યા. શીતળ વાતાવરણમાં ગરમાગરમ કાર્ય આટોપી પ્રાંતમાં ગરમીથી ભરેલા વાતાવરણમાં, ઠંડે કલેજે નિરાંતે કામ કરવાના વિચાર સાથે અમે પૂના પહોંચ્યા.

## ઓટાવાની છત્રછાયા

### [૧]

સિમલાનું અધિવેશન પૂરું થયા પછી ૧૫ દિવસમાં જ મદ્રાસમાં અખિલ હિંદ મહાસભા સમિતિનું અધિવેશન ભરાયું. એ અધિવેશનમાં દેશી રાજ્યોનો સવાલ ફરી હાથ ધરાયો, અને જબલપુરમાં પસાર થયેલા ઠરાવને પરિણામે જે થોડી ગેરસમજૂતી ફેલાઈ હતી તે ટાળવા માટે મહાસભાની કારોબારીએ જ એ ઠરાવ રજૂ કર્યો. મેં સૂચવેલી બાબત જ એ ઠરાવમાં હતી એટલે મેં એ ઠરાવને અનુમોદન આપ્યું અને આખો અર્થ વિસ્તારપૂર્વક સમજાવ્યો. પરિણામે ઘણી ગેરસમજૂતીઓ દૂર થઈ.

એ જ બેઠકમાં શ્રી. સત્યમૂર્તિએ સત્તા સ્વીકારનો ઠરાવ ફરી વાર રજૂ કર્યો. એ સામે મેં વિરોધ દાખવ્યો અને શ્રી. સત્યમૂર્તિ ઉપર ટીકા પણ પુષ્કળ કરી. પ્રશ્નને હાલ તુરત મુલતવી રાખવાની મારી સૂચના સમિતિમાં પણ માન્ય રહી.

મદ્રાસ પ્રાંતમાં એસેમ્બ્લીમાં થતા કામકાજમાં લોકો સારી રીતે રસ લેતા તે દેખાઇ આવ્યું. અખિલ ભારત મહાસભા સમિતિના આંધ્ર અને મદ્રાસી સભાસદો સાથે મારે નવો ઓળખાણ થઈ અને હું જોઈ શક્યો કે આ પ્રાંતોમાં ધારાસભાઓ દ્વારા રાજકારણમાં પ્રગતિ કરવાની માન્યતાવાળા લોકોનું પ્રમાણ વધારે છે. ટૂંકમાં

આ પ્રતિ સત્તાસ્વીકાર માટે ભારે ઉત્સુક હોય એ ચોખ્ખું જણાઈ આવ્યું. અમે ધારાસભામાં દાખલ થયા હતા. પણ બંધારણ તોડવાનો આદર્શ–પ્રતિજ્ઞા નજર સામે રાખી અમે જ્યારે એ કામ કરતા હતા, ત્યારે અમારા ધારાસભાપ્રવેશને કારણે જ બંધારણનો અમલ કરવાનું લોકોમાં વલણ પેદા થયે જતું હતું! મદ્રાસના આ અનુભવે મેં મનમાં ખેદ અનુભવ્યો. લૉર્ડ વિલિંગ્ડને જે ભવિષ્ય ભાખેલું: 'જો તેઓ બંધારણનો અમલ નહિ કરે તો બંધારણ તેમની પાસે એનો અમલ કરાવશે.' (If they do not work the constitution, the constitution will work them) તે સાચું પડતું હોય એમ દેખાયું.

મહાસભાની સ્થાપના અને પ્રગતિમાં અનેક વ્યક્તિઓનો ફાળો સમાયેલો છે, પરંતુ એનું ઘડતર મૂળે કાયદેસરની ચળવળ પર રચાયેલું છે. સ્વતંત્ર દેશોનું રાજકારણ માત્ર પ્રગતિશીલ અને પ્રવાહી હોય એટલું પૂરતું નથી હોતું; એણે હમેશાં પોતાની ગતિમાં નવાં નવાં પ્રેરકબળો અને નવું ચેતન પરિસ્થિતિ અનુસાર રેડવાં જોઈએ. એમાં અડચણ કરે તેવા સઘળા પ્રયત્નો વિઘાતક ગણાય. મહાસભાએ શરૂઆતથી જ દેશનાં રાજકારણનાં સૂત્રો પોતાને હાથ લીધાં છે. ગમેતેણે મહાસભાને પરિસ્થિતિ અનુસાર વિરોધ કર્યો હશે તોપણ પરિણામે સ્વાતંત્ર્ય પ્રાપ્તિ તરફ જ એને ધપાવેલ છે. એ પ્રયત્નો જ્યાંસુધી જોરદાર હોય ત્યાં જીવન અને પ્રગતિ ચાલે; એમાં યાંત્રિકપણું પ્રવેશ થતાં જ ગતિ રૂંધાઈ જાય.

પરતંત્રતા એ એક તરેહનો જખમ છે; જ્યાંસુધી એ વહેતો હોય ત્યાંસુધી એના અસ્તિત્વનું ભાન રહ્યા કરે છે; પરંતુ તેના પર પોપડી વળી જાય એટલે અંદર પાસ પરુ પેદા થાય. કાયદેસરની અને સુખાસનો પર બેસીને એ ચળવળ ચલાવવી એનો અર્થ ઉપર મુજબનો સડો જ છે.

લોકમાન્ય ટિળકે એ જખમ પરનો પોપડો કાઢીને ફેંકી

દીધો; એથી કદાચ થોડો રક્તસ્રાવ પણ થયો હશે, પરંતુ પરિણામે દેશની તંદુરસ્તી તો વધી જ. ગાંધીજીની પ્રવૃત્તિથી રાજકારણનાં સ્થિર થઈ ગયેલાં પાણી ફરી વહેતાં થયાં. એ પ્રવાહ બંધાઈ રહે એ અશક્ય બની બની ગયું; એને નવો વેગ મળ્યો. લોકમાન્ય હમેશાં પરિસ્થિતિ ઉપર વિજય મેળવતા, તેનાથી દબાઈ ન જતા. એ કાર્યપ્રણાલિમાં સુધારો કરી ગાંધીજી એક પગલું આગળ વધ્યા. પરિસ્થિતિ આપોઆપ પેદા થાય એની રાહ જોવાને બદલે, પરિસ્થિતિને જ આપણે ઊભી કરવી—આપણી ઇચ્છા આવે તેવું રૂપ એને આપવું—એ નવું ધોરણ તેમણે અમલમાં આણ્યું. પરિણામે રાજકારણ કેવળ બચાવના સ્વરૂપનું જ ન રહેતાં એ આક્રમક રૂપનું—ચડાઈના રૂપનું બનતું ગયું. ઈ. સ. ૧૯૨૦ની સાલ પછી દેશમાં એવું વાતાવરણ પેદા થયું કે લોકો સરકાર શું કરશે તે તરફ તાકી રહેવાને બદલે મહાસભા શું કરશે એ તરફ મીટ માંડતા થયા. રાજકારણનું સંચાલનસૂત્ર (Initiative) મહાસભાને હાથ આવ્યું. પરિણામે મહાસભાના ઘડતરમાં ફેરફાર થયો, એનો વિસ્તાર વધ્યો, અને દૃષ્ટિ વધારે વ્યાપક બની. સંચાલન તો શિસ્ત અને સંગઠન ઉપરાંત કાર્યક્ષમતા માગે છે. ટૂંકમાં મહાસભા માટે સ્વાતંત્ર્યપ્રેમી જનતાની સુસજ્જ સેના બનવાનું અપરિહાર્ય બન્યું. એ સ્થિતિએ પહોંચ્યા પછી કામકેસરની ચળવળમાં અટવાઈ જવામાં તો ઐતિહાસિક ક્રમને ઉલટાવવો એ જ અર્થ થાય. જે બંધારણને અસ્વીકાર્ય ગણી ફેંકી દીધું, એ જ બંધારણ અનુસાર અધિકાર ગ્રહણ કરી રાજશકટ ચલાવવામાં સહાયક બનવું એનો અર્થ પ્રગતિશીલ રાજકારણને થંભાવી દેવું, ચિમળાવી દેવું, એ જ થઈ શકે. થોડાઘણા ત્યાગને ભારે મહત્ત્વ આપી—અણુને પહાડનું સ્વરૂપ આપી કેટલીએક વ્યક્તિઓને પ્રતિષ્ઠા મેળવવી હતી; અને એ પ્રયત્નને જ વળી સ્વાતંત્ર્યપ્રાપ્તિનો માર્ગ ગણાવવો એવો એમનો આગ્રહ હતો. મળ્યું છે તેનો સ્વીકાર કરી તેને

સાધન તરીકે વાપરી વધારે મેળવશું એવો આવિર્ભાવ અનેક આગેવાનો દાખવી રહ્યા હતા. શત્રુએ પોતાના જ મૃત્યુનાં સાધનો આપણને દાખવી દીધાં છે અગર સોંપી દીધાં છે, એમ માનવું કેટલું હાસ્યજનક ગણાય? પરંતુ ૧૯૩૫ની આખરથી દેશમાં આ જ તરેહનું વાતાવરણ નજર આવતું હતું.

[ ૨ ]

૧૯૩૬ની સાલની ધારાસભાની દિલ્હીની બેઠક તા. ૩ ફેબ્રુઆરીના રોજ શરૂ થવાની હતી. તા. ૨–૨–૩૬ના રોજ પક્ષની સામાન્ય સભા મળી. અધિવેશનમાં આવનારાં કાર્યોની સામાન્ય વિચારણા થઈ. તે પછીની રીતસરની ચર્ચામાં સત્તાસ્વીકારની લાલસા ખૂબ ઊંડે સુધી પ્રસરેલી છે એ જણાઈ આવ્યું. પ્રાંતિપ્રાંતમાં પ્રધાનમંડળના વિચારો ચાલી રહ્યા હતા. જે મદ્રાસમાં જોયું તે જ મહારાષ્ટ્રમાં પણ નજર આવ્યું; હિંદભરમાં આ જ બાબતનો પરિપાક થતો નિહાળી મેં મનમાં ઉદ્વેગ અને ગ્લાનિ પણ અનુભવ્યાં. દિલ્હીનું આખું અધિવેશન આ જ પાર્શ્વભૂમિ પર ચાલ્યા કર્યું.

અધિવેશનનો પહેલો દિવસ મળવુંહળવું, પરસ્પર કુશળસમાચાર પૂછવા વગેરે સામાજિક વિધિઓમાં જ પસાર થાય છે. આ વરસે પહેલે દિવસે બાદશાહ સાતમા જ્યોર્જના મૃત્યુ નિમિત્તે શોકદર્શનનો ઠરાવ આવવાનો હોઈ બેઠકનું કામકાજ એક દિવસ બંધ રહેવાનું હતું. હિંદની સંસ્કૃતિને શોભે એ રીતે અવિવેકભર્યું વર્તન દાખવીને એ ઠરાવનો વિરોધ ન કરવો એવી અમારી યોજના હતી. તે પ્રમાણે સર નૃપેન્દ્રનાથે ઠરાવ રજૂ કર્યો, અને વિના વિરોધે તે મંજૂર થતાં પહેલા દિવસનું કામ પૂરું થયું.

તા. ૪થી ફેબ્રુઆરીનો દિવસ બિનસરકારી ઠરાવો માટે રખાયો હતો. આ અધિવેશનમાં ચારપાંચ મહત્ત્વના ગણાય એવા બિનસરકારી ઠરાવો પાસ થયા.

પહેલો ઠરાવ સરદાર મંગળસિંગે એવો રજૂ કરેલો હતો કે બંને સભાના (લોકસભા અને રાજસભા) સભાસદોમાંથી સંરક્ષણ ખાતામાં સલાહ આપનારી એક સંયુક્ત કમિટિ નિમાવી જોઈએ. બધા પક્ષોએ તેને વધુઓછા પ્રમાણમાં અનુમોદન આપ્યાં. યુરોપિયન પક્ષે વાંધો લીધો. સરકાર તરફથી મિ. ટોટેનહામે સભાસદોના સદ્‌હેતુઓનો સ્વીકાર કર્યો, અને હિંદી લશ્કર દેશ બહાર જશે ત્યારે સભાની સલાહ પૂછવામાં આવશે એવું આશ્વાસન પણ આપ્યું. છતાં ઠરાવનો વિરોધ કર્યો. આખરે ઠરાવ પસાર થયો. સરકારપક્ષે મતગણતરીની પણ માગણી ન કરી.

બીજો અગત્યનો ઠરાવ મહમદ અઝગર અલ્લીએ બી. એન. ડબલ્યુ. રેલ્વે અને એમ. એન્ડ એસ. એમ. રેલ્વેનો વહીવટ સરકારે પોતાના તાબામાં લેવા અંગે હતો. ૧૯૩૭માં આ રેલ્વે કંપની સાથેના કરારોની મુદત પૂરી થતી હતી. દુનિયામાં સઘળે વાહન-વ્યવહારનાં અને સાર્વજનિક સગવડ આપનારાં બધાં ખાતાંઓ સરકાર હસ્તક હોવાં જોઈએ એ સિદ્ધાંત સ્વીકારાયો છે એ પણ બતાવી દેવામાં આવ્યું. સરકાર તરફથી રેલ્વેમંત્રી સર ઝફરુલ્લાખાને બચાવ કર્યો; અને સરકારનું ધોરણ સઘળી રેલ્વેઓનો વહીવટ કાબૂમાં લેવાનું હોવા છતાં એવડી મોટી મૂડી શી રીતે ઊભી કરવી તે મુશ્કેલી રજૂ કરી. પંડિત પંતે તો આ બધી ગણતરી તૈયાર છે, ગભરાવાનું કશું કારણ નથી એમ જણાવ્યું તથા એમણે અને ડૉ. ઝિયાઉદ્દીને સઘળી માહિતી પણ આપી. આખરે ઠરાવ પસાર થયો છતાં ૧૯૩૭માં તેમ જ તે પછી પણ કશાં પગલાં લેવાયાં નહિ.

ત્રીજો ઠરાવ પછાત-અણખેડાયેલા પ્રદેશોના રાજવહીવટ અંગેનો હતો. પછાત અને અર્ધપછાત (Excluded and Partially Excluled Areas) જેવા ભાગો નવા બંધારણમાં કલ્પનાથી જુદા ગોઠવીને એ માટે રાજવહીવટની અલગ જોગવાઈ

કરવાનું વિચારાયું હતું. આખા દેશમાં એક જ તરેહનો રાજવહીવટ ચાલવો જોઈએ, બંધારણમાં ભેદભાવ ન રહે, એવી પણ આ ઠરાવમાં માગણી હતી. પછાત ભાગોમાં બિહાર અને આસામના ઘણા ભાગનો સમાવેશ કરવામાં આવ્યો હતો; મુંબઈમાં પણ ખાનદેશ, નાસિક; થાણા, પંચમહાલ વગેરે જિલ્લાઓનો ઘણો ભાગ હતો. એ વર્ગ પર (નાગ, ગોંડ, ખાસી, ભિલ્લ, વગેરે) સત્તા ચલાવવાનું હિંદીઓને સોંપાય તો તેઓ એમના પર જુલમ કરશે માટે એમના વહીવટ અર્થે ગવર્નરને માથે ખાસ જવાબદારી (Special Responsibility) છે એવું બંધારણમાં ગોઠવાયું હતું. પ્રાંતિક સરકારો ગમેતેવા કાયદા કરે તોપણ એ પછાત ભાગોને સદરહુ કાયદા લાગુ પાડવા કે કેમ તેનો નિર્ણય ગવર્નરની મરજી પર છોડવામાં આવ્યો હતો. ઠરાવ અંગે તે રજૂ કરતી વેળા શ્રી. રામનારાયણસિંહે જણાવ્યું કે આજ સુધી સરકારે આ લોકો માટે કશું કર્યું નથી; સરકારનો આ કેવળ દંભ છે. સરકારે ઇરાદાપૂર્વક બંધારણમાં આવો ભેદભાવ રાખ્યો છે એમ મેં પણ કહ્યું, વળી બિલની શરૂઆતમાં પછાત ભાગો ૪ અને અર્ધપછાત ૧૧ ગણાવ્યા હતા, તે સંખ્યા વધારીને બિલ પસાર થયું ત્યારે ૮ અને ૨૮ની સંખ્યાએ પહોંચાડી દેવાયા છે. આગની સભામાં તો કર્નલ વેજવુડે જાહેર કર્યું હતું કે જો આ ભાગોને પછાત અને અલગ ગણવામાં નહિ આવે તો પૂનાના બ્રાહ્મણો આ લોકોને ઠગી જશે, એવો પૂરો ભય છે. પૂનાના બ્રાહ્મણો આખા હિંદુસ્તાનમાં પથરાયેલા નથી; આખા હિંદને ઘેરી વળનારા તો ઈંગ્લાંડના બ્રાહ્મણો અને વેપારીઓ છે! અને છેલ્લાં ૧૫૦ વર્ષોથી તેઓ કેવળ આ પછાત ભાગોને જ નહિ પરંતુ આખા હિંદને ઠગી રહ્યા છે–ચૂસીને ખાઈ રહ્યા છે, માટે પહેલાં એ લોકોનો જ અમલ અટકાવવો જોઈએ! પછાત વર્ગને જુદા રાખવામાં એમની પ્રગતિની રુકાવટ કરવા જેવું છે એમ પણ મેં જણાવ્યું. સરકાર

તરફથી મુખ્ય ભાષણ ડૉ. હટન, જેઓ ૧૯૩૧ના વસ્તીપત્રકનો અહેવાલ તૈયાર કરનારા હતા, તેમણે કર્યું: તેમણે અનેક પછાત કોમોની માહિતી જણાવી તેમને અલગ સંરક્ષણ આપવું જરૂરનું હોઈ કેવળ અંગ્રેજ સરકાર જ એ જવાબદારી પાર પાડી શકે એમ જુસ્સાથી કહ્યું.

મુંબઈ પ્રાંતના એક અધિકારીએ કહ્યું કે આ સઘળી પછાત જાતોને જમીનદારો અને શાહુકારો લૂંટે છે-છેતરે છે.

મેં ટકોર કરી. "તો સરકારી અધિકારીઓ તેમને પોતા સામે લાવી નચાવે છે!" ગોળી આબાદ લાગી, બોલનારા ચુપ થઈ ગયા અને આખું સભાગૃહ હસવા માંડયું. આખરે ઠરાવ પર મત-ગણતરી લેવાતાં તે વિનાવિરોધે પાસ થયો.

આ પછીનો એક અગત્યનો ઠરાવ તે તપાસ વિના નજરકેદમાં રાખેલા રાજદ્વારી કેદીઓને (Detenues) છોડી મૂકવા અંગેનો હતો. શ્રી. મોહનલાલ સકસેનાએ એ ઠરાવ રજૂ કર્યો હતો. તા. ૧૨-૨-૩૬ અને તે પછી તા. ૭-૪-૩૬ એમ બે દિવસ આ ઠરાવ પર ચર્ચા ચાલી. વળી પાછો સામ્યવાદ અને ક્રાંતિવાદનો હાઉ-ભય ઊભો કરવામાં આવ્યો. ચિત્તાગોંગના જિલ્લાધિકારી મિ. હેંડસે સરકાર તરફથી એનો વિરોધ કર્યો. તપાસ વિના નજરકેદમાં રાખવામાં આવેલા કુલ ૧૪૩૬ કેદીઓ પૈકી ૧૪૨૮ તો બંગાળીઓ છે, અને બંગાળમાં શી ચળવળ ચાલે છે તેનો પૂરો ખ્યાલ સભા-ગૃહને નથી, એમ તેમણે જણાવ્યું. તેમના કેસો ચલાવવામાં લોકો પુરાવો આપતા નથી એટલે સરકાર પોતાથી બને તેટલી તપાસ કરીને પછી જ તેમને સ્થાનબદ્ધ કરે છે એની એમણે ખાતરી બતાવી. શ્રી. અખિલબાબુએ કેદીઓની સંખ્યા ૨૫૦૦ ઉપરની છે અને સરકારે કેવળ વહેમ પરથી લોકોને પકડયા છે એમ જણાવ્યું. ચર્ચામાં તપાસ વિના, અનિશ્ચિત કાળ માટે કોઈને નજરકેદ

રાખવા એ ન્યાય નથી, એમાં મુસદ્દીપણાનો અભાવ છે, વગેરે કહ્યું. શ્રી. લક્ષ્મીકાંત મૈત્રે જણાવ્યું કે છેવટે અંગ્રેજ સભાસદો તો આ ઠરાવની તરફેણમાં મત આપશે જ, કારણ કે ઇંગ્લાંડમાં તો કોઈ વ્યક્તિને તપાસ વિના અટકમાં રાખી શકાતી જ નથી. તે પર એક સભાસદે ટકોર કરી: "પણ સુએઝની નહેર વટયા પછી પોતાનાં કપડાં અને માન્યતાઓ બંને બાબતો અંગ્રેજ બદલી નાખે છે!" ગૃહમંત્રીએ જણાવ્યું કે 'તપાસ કર્યા વિના અટકાયતમાં લેવાની પદ્ધતિ ખરાબ તો છે, પણ ધારાસભાએ (અબાકડની) કાયદો પસાર કરીને આ સત્તા સરકારને આપેલી છે એટલે હવે તકરાર કરવામાં અર્થ નથી.' વધારામાં ઉમેર્યું કે ખુદ મહાસભાએ જ ગજહારી કેદી દિન ઊજવીને ઊલટી ક્રાંતિવાદીઓ પ્રત્યે સહાનુભૂતિ દાખવી છે! ગૃહમંત્રીના ભાષણ પછી તુરત પ્રમુખે ઠરાવ રજૂ કરનાર શ્રી. સેકસેનાને જવાબ આપવા ઊભા થવા જણાવ્યું. હજુ ઘણાને બોલવાનું બાકી હતું; ઠરાવ સરકારી નહોતો. તેમ ચર્ચા બંધ કરવાની સૂચના પણ કોઈએ આણી નહોતી. પ્રમુખે પોતાનો નિર્ણય ફેરવ્યો નહિ. એના વિરોધમાં મહાસભાએ ચર્ચામાં આગળ ભાગ લેવાનું બંધ કર્યું. શ્રી. સેકસેનાએ તે પ્રમાણે ના જણાવી દીધી. એટલે ઠરાવનો થવો જોઈએ તેવો જ ફેજ થયો! પ્રમુખનો નિર્ણય ભૂલભરેલો હતો. વિરોધીના ભાષણ પછી ચર્ચા બંધ કરવામાં ભૂલ હતી; અને જોકે એ પ્રસંગે તો પ્રમુખે પોતાનો નિર્ણય ફેરવ્યો નહિ, પરંતુ પછીથી ફરી એવી ભૂલ તેમણે કરી નહોતી, એવું જણાવવું જ જોઈએ.

દમનનીતિનો કાયદો રદ કરવાનું શ્રી દાસનું બિલ જે આગલી સિમલાની બેઠકમાં અધૂરું રહ્યું હતું તે તા ૧૭-૨-૪૬ના રોજ એક દિવસ માટે વળી ચર્ચા માટે નીકળ્યું. સર મહમ્મદ યાકુમે એનો ખૂબ વિરોધ કર્યો. સામ્યવાદીઓ અને ગદર (બળવો) પક્ષના અનેક કાવત્રાંઓનો તેમણે ઉલ્લેખ કર્યો. સામ્યવાદીઓ ગાંધીવાદનો

નાશ કરવા માગે છે એમ પણ તે બોલ્યા. શ્રી. ભુલાભાઈએ એની કલમ વાર ચર્ચા કરીને જણાવ્યું કે આ બિલ સંસ્થાઓને ગેરકાયદે જાહેર કરવાનો કાયદો રદ કરવા બાબતનું જ મુખ્યત્વે છે, એટલે એમાં ભય રાખવાનું કશું કારણ નથી એમ સમજાવ્યું. સરકારે ધાર્યું હોત તો પ્રત્યક્ષ હિંસાવાદી અગર તેને ઉત્તેજન આપનારી સંસ્થાઓ પૂરતો જ કાયદો મર્યાદિત કર્યો હોત; પરંતુ સરકારને પોતાને જ અલાયદી સત્તા જોઈએ છે. આમ હોઈ આ બિલને સહુએ સંમતિ આપવી જોઈએ એવી એમણે સભ્યોને વિનંતિ કરી. બિલ પર મતો લેવાતાં બંને પક્ષે સરખા (૬૬) મતો થયા. અને પ્રમુખે પરંપરાનુસાર ચાલુ પરિસ્થિતિ જ જળવાય એવો (Status quo) મત આપ્યો અને બિલ ઊડી ગયું!

એ પછી પણ શ્રી. સત્યમૂર્તિએ દમનના અનેક કાયદાઓ (પરિશિષ્ટમાં તેમણે દર્શાવેલા તે) રદ કરવા બાબતનું બિલ રજૂ કરેલું તે વિચારવાનું બાકી હતું જ. ઈ. સ. ૧૮૧૮ના રેગ્યુલેશનથી માંડી ૧૯૪૩ની આખર સુધીમાં કાયદાપોથીમાં લખાયેલા સઘળા જુલમી કાયદાઓ અગર તેની જુલમી કલમો રદ કરવાની માગણી કરી હતી. એ બિલ સિલેક્ટ કમિટીમાં મોકલવા અંગે તેમણે ૨૦મી ફેબ્રુઆરીએ ભાષણ કરવાની શરૂઆત કરી. તે દિવસે તેઓ એક કલાક બોલ્યા. ત્યાર પછી કાર્યવાહી મુજબ તા. ૯-૪-૩૬ ના રોજ એ બિલની ચર્ચા થવાનું ઠર્યું હતું. એ બિલ પર અનેક સભાસદો બોલે એ સ્વાભાવિક હતું. પરંતુ તા. ૯મી એપ્રિલે જ લખનૌ મહાસભાનું અધિવેશન હતું, અને એ જ તારીખે અ. ભા. મહાસભા સમિતિની બેઠક હોઈ ઘણા સભાસદો લખનૌ જવાના હતા. તા. ૮મીએ સાંજે અમને ખબર મળ્યા કે સરકારી દંડકે તા. ૯મી ના રોજ શ્રી. સત્યમૂર્તિના ભાષણ પછી અમે બધા સભાસદો ગેર-હાજર હોઈએ તેનો લાભ લઈ તે જ દિવસે મતગણતરી કરાવી બિલ ઉડાવી દેવાનો ઘાટ ઘડ્યો છે. સભાસદોને લખનૌ જવાનું આવ-

-શ્યક હતું. આથી સત્યમૂર્તિને ત્યાં જઈ તેમને આખી પરિસ્થિતિથી વાકેફ કર્યા. તેમણે તા. ૯મીનો આખો દિવસ પોતે ભાષણ ચાલુ રાખશે અને સરકારનું તર્કટ ઉથલાવી પાડશે એવું આશ્વાસન-ખાતરી આપી

અમે સહુ લખનૌ ચાલ્યા ગયા. તા. ૯મી એ શ્રી. સત્યમૂર્તિ બરોબર ૧૨ વાગે ઊભા થયા. વચગાળાનો એક કલાક રજાનો બાદ કરતાં ૫ વાગતાં સુધી તેમણે ભાષણ લંબાવ્યું. પાંચ વાગે પ્રમુખે પૂછ્યું: "આપનું બોલવાનું પૂરું થયું ?"

શ્રી. સત્યમૂર્તિએ સાફ જણાવ્યું: "હજુ તો મારે ઘણું કહેવાનું બાકી છે!" ભાષણમાં તેમણે અનેક મુદ્દાઓની ચર્ચા કરી. તેમણે કહ્યું: "ક્રાંતિવાદ કોઈ ઇચ્છતું નથી. મહાસભાએ તો તેનો નિષેધ કર્યો જ છે. ઉલટાનું અંગ્રેજ લોકોએ જ જનરલ ડાયર સરખા આતતાયી માણસનો સત્કાર કર્યો છે."

મી. જેમ્સે તરત ખુલાસો કર્યો: "પાર્લામેન્ટે એનો સત્કાર નથી કર્યો."

શ્રી સત્યમૂર્તિએ કહ્યું: "પાર્લામેન્ટે નહિ કર્યો હોય; પરંતુ અનેક અંગ્રેજ સ્ત્રી-પુરુષોએ મોટી રકમનો ફાળો કરી એ થેલી અને એક તલવાર તેને ભેટ આપી હતી!"

ગૃહમંત્રી ચિડાયા. તેમણે બૂમ મચાવી: "ભગતસિંગનું હિંદી આગેવાનોએ સન્માન કર્યું હતું."

કાયદાનો સત્કાર કર્યો હતો એનું શું ?" શ્રી સત્યમૂર્તિએ જવાબ આપ્યો. આ તકરારમાં પાંચના ટકોરા થયા, અને તા. ૯મી એપ્રિલનો એ યાદગાર દિવસ ખતમ થયો. શ્રી. સત્યમૂર્તિએ તાર કરીને અમને લખનૌ આ ખબર તુરત પહોંચાડ્યા, અને તા. ૧૦મીએ તેઓ પોતે લખનૌ હાજર થયા. અમે સહુએ તેમને અભિનંદન આપ્યાં. ખરેખર, એમનું એ પરાક્રમ અદ્દભુત હતું. અને છતાં આખું ભાષણ મુદ્દાસરનું અને અનેક માહિતીઓથી ભરેલું જ હતું. તા. ૨૦ એપ્રિલના રોજ ફરી એમનું બિલ ચર્ચા માટે આવ્યું. તે દિવસે પણ તેમણે બે કલાક તેના પર ભાષણ કર્યું. આમ એકંદરે નવ કલાક સુધી ભાષણ કરીને વડીધારાસભાના ઇતિહાસમાં એક અલૌકિક હકીકત નોંધાવી !

બીજા ઘણા સભાસદોનાં બિલો આ કારણે અટકી પડ્યાં હતાં અને ઘણા તેથી નારાજ થતા હતા એ સહુને અવકાશ મળે તેથી આ અગત્યના બિલની ચર્ચા તહકૂબ રખાય એવી સૂચના અપાઈ અને એ મંજૂર પણ થઈ.

તે પછી હિંદુ સ્ત્રીઓના વારસા બાબતનું, શારદા કાયદાને વ્યાપક બનાવવા અંગેનું, આર્ય લગ્નસંસ્કાર અંગેનું, વગેરે ઘણાં બિલો પર પ્રજાનો મત જાણવો આવશ્યક ગણાયાથી તે જાહેરમાં મુકાય એવી સૂચનાઓ મંજૂર થઈ.

સને ૧૯૩૬નું રેલ્વેનું અંદાજપત્રક સર મહંમદ ઝફરૂલ્લાખાને તા. ૧૮મી ફેબ્રુઆરીના રોજ રજૂ કર્યું. તેમણે ૧૯૨૪-૨૫થી ૧૯૩૪-૩૫ સુધીના રેલ્વે વહીવટની સમાલોચના કરી. શરૂઆતનાં પાંચ વર્ષો સુધી વાર્ષિક બચત ગણતાં કુલ રૂા. ૪૨) કરોડની રકમ રેલ્વેમાંથી ચાલુ વહીવટી ખર્ચમાં વપરાઈ હતી. ૧૯૩૦-૩૧ પછીથી વ્યાજ અને ચાલુ ખર્ચ માટે ઊલટું ઘસારાફંડમાંથી નાણાં લેવાં પડ્યાં; અને ૧૯૩૪-૩૫માં તો રૂા. ૨૭ાા કરોડ વપરાયા, એટલે

સિલ્લિકમાં એ ફંડમાં માત્ર રૂા. ૯ા કરોડની જ બચત રહેલી હતી. દરેક દેશ સ્વયંપૂર્ણ થવાનું વિચારતો હોઈ વેપાર અંગેની માલની હેરફેર ઘટી છે અને મોટરોની હરીફાઇ વધી છે, સિવાય કામગારોની સગવડો વધારે અપાઇ છે, એટલે ખર્ચ વધવાથી આ તોટો આવે છે. આ ખોટ પૂરવાનું મુશ્કેલ તો છે છતાં પગારનાં ધોરણો ઓછાં કરીને, ઓછા દરે નાણાં વ્યાજે લઇને, જૂનાં દેવાં ભરપાઈ કરીને તેમ જ મોટરની અવરજવર ઉપર થોડું નિયંત્રણ મૂકીને ખોટ ભરપાઇ કરવાનો પ્રયત્ન કરવામાં આવશે એમ તેમણે જણાવ્યું.

તે પછી રેલ્વે કારભાર પર ચર્ચા થઈ. તેમાં જે રેલ્વે લશ્કરી દૃષ્ટિએ બંધાઈ છે તેની જે ખોટ આવે તે લશ્કરી ખર્ચમાં જવી જોઇએ, ગોરા અધિકારીઓના ભારે પગારોમાં કાપકૂપ થવી જોઈએ, એન્જિન અને બીજાં સાધનો દેશમાં જ બનાવીને કરકસર કરવી જોઈએ, અને લાંચરૂશવત ચાલે છે તે અટકાવીને ઉપજ વધારવી જોઇએ, વગેરે સૂચનાઓ આવી. ગોરા અધિકારીઓના પગાર ઘટાડી ન શકાય તેથી ત્રીજા વર્ગના ભાડાના દર વધારવાની સૂચનાનો અર્થ તો લાલા શામલાલે વિનોદમાં કહ્યું તેમ "કુંભારનું વૈરી પાસે ન ચાલે ત્યારે ગધેડાને કફ્ણાં મારે, જેવું થાય!" વગેરે જાતની ટીકાઓ થઈ. ૧૯૩૦ની હડતાલમાં છૂટા કરાયેલા ૫૦૦૦ કામગારોની તકરાર ગયા વરસની પેઠે આ વરસે પણ મેં ચર્ચામાં આણી. કરકસરને નામે એ લોકોને છૂટા કરાયેલા તે વાજબી નથી, વગેરે તકરારો રજૂ કરી. રેલ્વે યુનિયનને માન્ય કરવામાં નથી આવતાં, બાદશાહી કમિશનની ભલામણો પ્રમાણે આવા સંઘો માન્ય કરવાનું ધોરણ ઉદારતાભર્યું હોવું જોઈએ, પગારનાં ધોરણ ન્યાયી નથી વગેરે બાબતો અંગે હું, શ્રી. ગિરિ, શ્રી રંગા, શ્રી. જોશી વગેરે ઘણું બોલ્યા. પાંચ દિવસ સુધી આ બધી ચર્ચાઓ ચાલી. આખરે વખત પૂરો થતાં 'કતલ' ની શરૂઆત થઈ, અને રેલ્વે બજેટનો પ્રશ્ન ખલાસ થયો. ચાલુ સાલે અગાઉનાં વરસો કરતાં ચર્ચા વધારે ઉપયોગી અને વ્યાપક

રાજકીય પ્રગતિ સાથે આર્થિક પ્રગતિ થતી જશે અને સ્થિતિ સુધરશે, પણ પરિસ્થિતિ જો ગરમ રહેશે તો સુધારો નહિ થાય એવા ઉદ્ગારો સાથે તેમણે નવા વરસનું નાણાં બિલ (Finance Bill) પેશ કર્યું.

શ્રી. અખિલ દત્ત અને શ્રી. ગુલામહુસેન હિદાયતુલ્લાએ ચર્ચામાં જણાવ્યું કે આ અંદાજપત્રકમાં સિલિક દેખાય છે તે સાચી નથી, અને એકંદરે નાણાવ્યવસ્થા તપાસતાં પ્રાંતિક સ્વરાજ સફળ નહિ થાય એમ જણાવ્યું. મૌલાના શૌકતઅલીએ પોતાનું પેન્શન ચાલુ થવું જોઈએ, હું ગરીબ છું વગેરે જણાવી રંજન કર્યું. શેઠ મથુરાદાસે સરકાર બરાબર કરકસર કરતી નથી એવો વાંધો બતાવ્યો. ડૉ. બેનરજીએ અંદાજપત્રક ઉપર વિસ્તારપૂર્વક ટીકા સાથે ટપાલના દરો ઓછા થવા જોઈએ એવી સૂચના કરી. સર કાવસજીએ સરકાર વિરુદ્ધ ટીકા કરી હતી તેથી નાણાંમંત્રીએ પોતાના ભાષણ દરમિયાન કહ્યું: "તમે મહાસભા (કોન્ગ્રેસ)ના જ સભાસદ થઈ જાઓ; હવાજમના ચાર આના હું આપું!"

એમની મશ્કરીથી ચિડાઈને સર કાવસજીએ ભાષણમાં મુદ્દાસર બાબતો રજૂ કરી નાણાંમંત્રીને બરાબર ઊધડા લઈ નાખ્યા. શ્રી. બી. દાસે લશ્કરી ખર્ચ અંગે તકરાર આણી. બલુચિસ્તાન તેમજ સરહદ પ્રાંતમાં ભારે જબરો ખર્ચ થાય છે; મુંબઈમાં માણસ દીઠ આવક રૂ. ૬–૧૧–૦ અને ખર્ચ રૂ. ૧–૪–૮ થાય છે, બિહાર ઓરિસ્સામાં એ જ આંકડા અનુક્રમે રૂ. ૧–૭–૨ અને રૂ. ૦–૬–૩ છે, જ્યારે સરહદ પ્રાંતમાં તો માણસ દીઠ રૂ. ૪) ની રકમ લશ્કરી ખર્ચના ફાળા તરીકે આપવામાં આવે છે! એ અન્યાય છે. આની પાછળ સરકારનો શો હેતુ છે એ સહુ બરાબર સમજે છે. શ્રી. દાસની આ ટીકા મર્માંરૂપ બની!

શ્રી. પંડિત પંતે સરકારના અવિશ્વાસના ધોરણ પર ટીકા

કરી. અગાઉ "નાણાંબિલ એટલે કરયોજના છાપીને અપાતી તે આ વરસે ભાષણ થયા પછી પાછળથી અપાઈ હતી; પોતાના હાથ તળેના નોકરો પર પણ સરકારને વિશ્વાસ નથી એ જ આ પરથી સાબિત થાય છે. ઔરંગઝેબને કોઈના પર વિશ્વાસ નહોતો, એટલે જ તેનો કરુણ ફેજ થયો; આ સરકારનું પણ એમ જ થવા બેઠું છે." પંડિતજીની ભવિષ્યવાણીને સભાએ તાળીઓથી વધાવી લીધી. લશ્કરી ખર્ચમાં બતાવેલી બચત જૂઠી છે; ઊલટાનો ૨ કરોડ ૬૨ લાખ રૂપિયા ખર્ચ વધ્યો છે એમ તેમણે આંકડાઓ આપી સાબિત કરી બતાવ્યું. ગ્રીગ સાહેબ ખૂબ ઊંચાનીચા થયા. પંડિતજીએ ચલાવ્યું. "ખર્ચ ઉપર કશું નિયંત્રણ નથી. સ્થાયી નાણા સમિતિને આજના અર્થમંત્રી દાદ જ આપતા નથી. તેઓ તો આ સમિતિના સભ્યો કશું જ જાણતા નથી એમ જ માને છે. બીજા દેશોમાં આમ થાય તો પ્રધાનમંડળને જવું પડે છે! અહીંની પદ્ધતિ એટલી દુષ્ટ અને એટલી સડેલી છે કે એનો અંત આણ્યા વિના દેશને માટે કોઈ આશા નથી!" એવા ઉદ્ગાર સાથે તેમણે પોતાનું જોરદાર અને હકીકતપૂર્ણ કથન પૂરું કર્યું.

સર કોવસજીની નીતિને સ્વીકાર કરીએ તો આવતી કાલે જ હિંદુસ્તાનને રડવાનો વખત આવે! તેઓ મહાસભા સાથે વધારે સંબંધ બાંધતા જાય છે; કદાચ સુપરટેક્સ (આવક ઉપરનો) ઓછો કરાવવા માટે તેઓ તેમ કરતા હશે. પણ તેમણે યાદ રાખવું કે મહાસભા તેમની જાળમાં ફસાશે નહિ; માત્ર અંદાજપત્રક ફેંકી દેવામાં જ કોન્ગ્રેસ તેમના સાથનો લાભ લઈ જશે."

"તમે તેમને ચાર આના વ્યાજે આપશો તોપણ?" સત્યમૂર્તિએ વચ્ચે ટકોર કરી.

ગ્રીગ સાહેબે ચલાવ્યું: "બે મલ્લોની વચમાં ઘૂસનારને ગડદાપાટુ જ મળે. મહાસભાએ એમ કરવા ચૂકવું નહિ. છતાં ભવિષ્યની વાતો જવા દઈએ. હું એટલું તો કહીશ જ કે મેં રજૂ કરેલું અંદાજપત્રક યોગ્ય જ છે."

આમ સામાન્ય ચર્ચા એકંદરે પાંચ દિવસ સુધી ચાલી.

સરકારી માહિતી ખાતાએ ૧૯૩૪-૩૫નો હિંદુસ્તાનમાં સાધેલી પ્રગતિનો અહેવાલ પ્રગટ કર્યો હતો. તેમાં બિહારના ધરતીકંપનો લાભ લઈને મહાસભાએ પ્રજા ઉપર પોતાની પકડ મજબૂત કરવાનો પૂરો પ્રયત્ન કર્યો છે, મોટું ફંડ કર્યું પરંતુ એનો ઉપયોગ અસ્થાને થયો છે, ગાંધીજીએ ઉપાડેલી હરિજન ચળવળ કેવળ દાવપેચ માટેની જ છે, વગેરે ટ્રાવે તેવા આક્ષેપો કરવામાં આવ્યા હતા. ગૃહખાતાની માગણી અંગે કપાત સૂચના આપી શ્રી. ભુલાભાઈએ માહિતીખાતાની સારી રીતે ઝાટકણી કાઢી. શ્રી. અણેએ તેને અનુમોદન આપ્યું. "વાર્ષિક અહેવાલમાં માત્ર માહિતી આપવી જોઈએ એવો શિરસ્તો છતાં ચાલુ સાલે તેમાં એક પક્ષ ઉપર ટીકા કરવામાં આવી છે તે કરવાની જરૂર નહોતી, અને એ ટીકા ઘટારત પણ નથી. બંગાળ સરકારે એક વાર પંડિત જવાહરલાલ અંગે આવી જ ટીકા કરી હતી અને આખરે બંગાળ સરકારને જાહેરમાં માફી

ભાગવી પડી હતી. ગાંધીજીએ ઉપાડેલી હરિજન ચળવળ અંગે દુષ્ટ આરોપ કરવો એ હડહડતો અન્યાય છે. એમના ઉચ્ચ હેતુઓ વિષે શંકા આણવામાં ભૂલ છે."

ગૃહમંત્રીએ સામે ટોણો માર્યો કે "મહાસભા અમારા પર પુષ્કળ ટીકા કરે છે તે અમે સહી લઈએ છીએ, તો અમે જરા ટીકા કરી એમાં આટલો ગુસ્સો શાનો કરો છો ? ધરતીકંપ વેળા સરકારી અધિકારીઓને પંડિત જવાહરલાલે નાલાયક કહ્યા હતા તો લોકોએ તેમનાં વખાણ કર્યાં છે. મહાસભાની સંકટ નિવારણ સમિતિએ સરકાર સાથે શરૂઆતમાં સહકાર કર્યો, પરંતુ પાછળથી એણે પોતાનું ધોરણ બદલ્યું હતું. મહાત્માજીને કારણે જ મહાસભા સમિતિએ સહકાર આપવા માંડયો હતો. ગાંધીજીના પવિત્ર હેતુ વિષે સરકારને જરાય વહેમ નથી. આ પરિસ્થિતિમાં કપાત સૂચના પાસ કરીને સરકારને દોષ દેવો વ્યાજમી નથી." એ પછી મહાસભાએ કપાત સૂચના પર મતગણતરી માગી નહિ. પરિણામે ચર્ચા વહેલી પૂરી થઈ ગઈ.

અર્થમંત્રી સભાગૃહમાં હાજર નહોતા; પ્રમુખ તેમના વિના બીજા અધિકારીને બીજી માગણી રજૂ કરવા રજા આપતા નહોતા. એ ગડબડમાં ૫–૧૦ મિનિટ પસાર થઈ ગઈ એટલામાં નાણાંમંત્રી દોડતા આવી પહોંચ્યા, અને કહ્યું: "હું સભાગૃહની માફી માગું છું. મેં ધારેલું કે ચર્ચા ૪॥ સુધી ચાલશે, અને ૪॥ વાગે મુશ્કેલીનો વખત (મતગણતરી) ઊભો થશે."

"વળી અંદાજમાં ભૂલ !" કહી શ્રી. અણેએ ટોણો માર્યો અને સભાગૃહમાં હાસ્યલહરી ફરી વળી.

પરદેશખાતાની માગણી રજૂ થયા પછી મહાસભા તરફથી બેરિસ્ટર અસફઅલીએ સરહદ પરની લશ્કરી નીતિનો વિરોધ દર્શાવવા માટે કપાત સૂચના આણી. સરહદની લશ્કરી નીતિનો તેમણે લાંબો

ઇતિહાસ આપ્યો. અફઘાન અને હિંદ સરકાર વચ્ચે એક કરાર થયો હતો, જે મુજબ એક સરહદરેષા બંને, વચ્ચે નક્કી થઈ હતી; આને 'ડયુરાન્ડ રેષા' (Durand Line) તરીકે ઓળખવામાં આવે છે. આ રેષા નક્કી કરી તે વેળા એની બંને બાજુ રહેતી સરહદની જમાતોને કશું પૂછવામાં આવ્યું નહોતું. આ રેષા હિંદના ચાલુ વહીવટી મુલકની હદથી બસો માઈલ દૂર છે. સરકારનો એ રેષા સુધી પાકો અમલ સ્થાપવાનો ઈરાદો છે તે ભૂલભરેલો છે. એ લોકોના સ્વાતંત્ર્ય પર તરાપ મારવાનો હક્ક હિંદને નથી. વળી એ રેષા સુધી સરહદ લઈ જવામાં રશિયા, ચીન અને ઈરાનની સરકારો સાથે ખટપટ ઊભી થવાનો સંભવ વધે છે. ત્યાં પાકો અમલ સ્થાપવામાં કરોડો રૂપિયાનું પાણી કરવામાં આવ્યુ છે, અને આ પરદેશની નીતિનું ધોરણ અંગ્રેજો નક્કી કરે તથા એના અમલમાં થતો કરોડો રૂપિયાનો ખર્ચ હિંદને માથે લદાય એ ભારે અન્યાય છે.

મૌલાના શૌકતઅલીએ અનુમોદન આપતાં કહ્યું કે "હિંદની કુદરતી સરહદ સિંધુ નદી છે. તેથી પેલી મેરના લોકોનું સ્વાતંત્ર્ય છીનવી લેવું તે વાજબી ન ગણાય. અફઘાન સરકાર પણ તેવું નહિ કરે. અને કદાચ ને અફઘાન લોકો એ પ્રદેશ જીતી લઈને હિંદ ઉપર ચડી આવશે તો અમે મુસલમાનો હિંદના સ્વાતંત્ર્યની રક્ષા અર્થે તેમની સામે તેઓ મુસલમાન હોવા છતાં જરૂર લડશું."

લશ્કરીખાતાના મંત્રી શ્રી ટોટનહેમે જણાવ્યું કે એ પ્રદેશમાં રહેનારી જમાતો જંગલી જેવી છે. તેઓ હથિયારબંધ છે અને લૂંટફાટ કરવા માટે તેમનો મુલક પણ સગવડભર્યો છે. અમાઉના વખતમાં તેમને રોકવા માટે ૪૫ હજાર જેટલું લશ્કર રાખવામાં આવતું. આપણી સરહદ સુધીનો જ પાકો અમલ કરવા જતાં એમની સામેના બચાવમાં ૧૯૧૯ સુધી દર વરસે ૫૦ લાખ રૂપિયા ખર્ચાતા; આ નવી યોજના થયા પછી આ ખર્ચ ૧૨ફ્રૂ

લાખ ઉપર આવ્યું છે. લડાઈમાં કરોડોનું પાણી કરવાને બદલે રસ્તાઓ બાંધી એ જંગલી લોકોને સુધારવાનું જે નવું ધોરણ છે એમાં ખર્ચ કરવો વધારે વાજબી છે."

ડૉ ખાનસાહેબે સરહદની બધી વસ્તુસ્થિતિ બરાબર સમજાવી. સરકાર જે રસ્તાઓ બાંધવા માગે તે આફ્રિદી ટોળીઓ બાંધવા દેવાની નથી. આ આખો સવાલ રશિયાની બીતિને લીધે જ આ રીતે હાથ ધરવામાં આવ્યો છે. સરકારનું આ આગેકૂચ-Forward Policy-નું ધોરણ ભૂલભરેલું છે. પરદેશખાતાના મંત્રી મેટકાફ સાહેબે કહ્યું કે "આગેકૂચની નીતિ તજીને આપણે જો 'સિંધુ નદી સુધી' (Back to Indus) વાળી નીતિ સ્વીકારશું તો આપદાઓ વધી પડશે. આ ટોળાઓ સિંધુ નદી સુધી આવીને અટકી જશે એમ માનવાને કશું કારણ નથી. સિંધુ તો શું પરંતુ પંજાબની પાંચે નદીઓ તેમને ખાળી શકશે નહિ! કપાત નાપાસ થવી જોઈએ." આખરે મતગણતરીમાં ૭૨ વિરુદ્ધ ૪૭ મતોથી કપાત સૂચના મંજૂર થઈ.

તે પછી કારોબારી ઉપર અવિશ્વાસ દર્શાવનારી ઈન્કાર કપાત (Refusal of Supplies) શ્રી. સત્યમૂર્તિએ આણી. આ કપાત લાવવાનો ઉદ્દેશ તેમણે:સ્પષ્ટતાથી જણાવ્યો. "આખો રાજકારોબાર બિલકુલ બેજવાબદાર પદ્ધતિએ ચલાવાય છે. લોકમતને ધુતકારી કાઢવામાં આવે છે; સવાલના જવાબો પણ સરકારી અમલદારો પૂરા આપતા નથી. આખો વહીવટ કેવળ અંગ્રેજોના જ હિતમાં ચાલી રહ્યો છે. રેલ્વેનો વહીવટ હોય કે હાવરાપૂલનો કોન્ટ્રાક્ટ આપવાની વાત હોય, બધે ગોરા લોકોના સ્વાર્થનું જ ધ્યાન રખાય છે. હિંદી ઉદ્યોગોને ઉત્તેજન મળતું નથી. પૂરું બોલવાની કે ટીકા કરવાની પણ સ્વતંત્રતા નથી! આ વહીવટ લોકમરજી વિરુદ્ધ ચાલી રહ્યો છે માટે સભાગૃહે મારી કપાત મંજૂર કરવી એવી મારી વિનંતી છે.

સર કાવસજીએ કહ્યું: "આ સરકાર તો વ્હાઈટ–હોલની ગુલામ છે; એક કાનોમાત્રા ય ઓછીવધુ કરવાની એને સત્તા નથી. એની વિરુદ્ધ કપાત પાસ કરવાનો શો અર્થ છે? નવા સુધારાઓ અમલમાં આવશે ત્યારે માગશો તે મળી શકશે."

એક સભાસદે ટકોર કરી: "લાતો પણ!"

"હા, બન્ને બાજુએથી. પરંતુ વખત આવતાં આપણે પણ મારી શકશું." સર કાવસજીના એ હાજરજવાબથી સભાગૃહ આખું ખડખડાટ હસી પડ્યું. સર કાવસજી સ્વતંત્રપક્ષમાં હતા. તે પક્ષના નેતા જનાબ ઝીણા હતા. તેમણે કહ્યું: "સર કાવસજી પોતાને જે જે વાજબી લાગ્યું તે બોલ્યા છે. પણ વાત જરા જુદી છે. આ કપાતમાં અમારે સીધી રીતે કારોબારી મંડળનો વિરોધ છે એમ નથી. અમારો આખો મુદ્દો આ સરકારની વિરુદ્ધનો છે. આ સવાલ એક ખાતા પૂરતો નથી; સમગ્ર રાજકારભાર સામેનો આ વાંધો છે. અત્યારનું બંધારણ અમને કશા હક આપતું નથી માટે જ અમારે ધરમૂળથી ફેરફાર જોઈએ. નાઈલાજ થઈ હું એને અનુમોદન આપું છું. આ ધારાસભા એક જાતનું ધતિંગ (Fiction) છે એ હું કબૂલ કરું છું. પણ આ સભાદ્વારા જ અમારે દુનિયાને અમારી માન્યતા અને વિરોધ દર્શાવ્યા સિવાય બીજો માર્ગ નથી. સરકાર મહાસભાને બેજવાબદાર કહી ઉડાવી દેવા માગે છે, પણ એમ ઉડાવી દીધે ન ચાલી શકે. સર કાવસજી મહાસભા પક્ષના નથી તોપણ તમે કર્યા એનું માનો છો? તમે કોઈનું જ સાંભળવા તૈયાર નથી. બીજા બધા ખોટા અને પોતે જ સાચા એવી નીતિ હોવાથી જ હું આ કપાતને અનુમોદન આપું છું."

તે પછી કાયદામંત્રી સર નૃપેન્દ્રે લાંબો બચાવ કરી છેવટે કહ્યું: "મિ ઝીણા કહે છે તે પ્રમાણે જ બંધારણની રીતે કારોબારીની દશા છે. એ સાચું છે તો પછી અમારા સામે વિરોધ શા માટે

હાખવો છો? તમે બંધારણનો જ વાધો કાઢો. એની સાથે અમને પણ ભેળવી ન દો!" એમના ભાષણ પછી મતગણતરીમાં કપાત પાસ થઈ.

તા. ૧૧-૩-૩૬ના રોજ સ્વતંત્ર પક્ષમાંથી શ્રી. ગીઆએ સંરક્ષણખાતાની નીતિ અંગે કપાત સૂચવી. તેમણે પોતાના ભાષણમાં કરકસર, લશ્કરનું હિંદીકરણ, નોકરીઓમાં થતો પક્ષપાત વગેરે મુદ્દાઓ પર ચર્ચા કરી. મહાસભા તરફથી આ કપાતને ટેકો દેવાનું મારું કામ હતું. મેં એના ધોરણ, હેતુ, નોકરો અને પ્રમાણ (Policy, Purpose, Personel, Proportion) એ ચાર મુદ્દાઓ પર વિવેચન કર્યું. "અંતર્ગત શાંતિ જાળવવાની અને બહારના હુમલાઓથી દેશનું રક્ષણ કરવાની જે નીતિ સભાગૃહે આજથી પૂર્વે સ્વીકારી છે એ નીતિ અનુસાર લશ્કરની સંખ્યા, રચના અને એનો ખર્ચ વિચારવાં જોઈએ. હમણાં અતિપૂર્વમાં પરિસ્થિતિ ભારે વિકટ બનતી જાય છે માટે લશ્કર વધારવું જોઈએ એમ કહેવામાં આવે છે. પણ એમાં તો બ્રિટનની સામ્રાજ્યવાદી નીતિ સાથે હિંદુસ્તાનને ઘસડાવુ પડે છે. એ ખોટું છે. બ્રિટિશ શાહીવાદના રક્ષણ માટે હિંદી લશ્કરને દેશની બહાર લડવા લઈ જવામાં જગાઉ જે નીતિનો સ્વીકાર થયો છે તેનું ઉલ્લંઘન થાય છે. એટલે ૬૬ હજાર ગોરા લશ્કરને હિંદમાં નભાવવાની જરૂર નથી. એને બદલે હિંદીઓની જ એટલી સંખ્યા કરવામાં આવે તો રક્ષણ તો થશે જ, સિવાય ખર્ચ પણ ઘટશે. ૧૮૫૭ના બળવા (સ્વાતંત્ર્ય-સંગ્રામ) પછી હિંદી લશ્કરને ૧૪ વેળા હિંદ બહાર લડાઈ માટે લઈ જવામાં આવ્યું છે અને તે દરેક વેળા તેમનાં પરાક્રમનાં વખાણ અંગ્રેજ સેનાપતિઓ અને મુત્સદ્દીઓએ કર્યાં છે. હિંદમાં ૬૬ હજાર ગોરા લશ્કરની જરૂર છે જ નહિ. હિંદી લશ્કરને કેવળ દબાવવા અને કાબૂમાં રાખવા માટે જ આ ગોરા લશ્કરને સાચવવાનો હેતુ છે. ૧૮૫૭નું ફરી પુનરાવર્તન ન થાય એ આનો હેતુ છે, અને તેથી જ

ભરતીવેળા સરહદના પઠાણો અમર તો નેપાળના ગુરખાઓને પહેલી પસંદગી અપાય છે. ૨૫ હજાર ગુરખાઓ હિંદુઓ છે પણ તેઓ હિંદી નથી; સરહદના પઠાણો મુસલમાનો છે પરંતુ એમને હિંદુસ્તાનનું લાગેવળગે એમ નથી. દેશનું રક્ષણ દેશના નાગરિકો જ કરી શકે એ દુનિયાનો અનુભવ છે. મારા જ પ્રાંતમાંથી હરિજન, મરાઠા, બ્રાહ્મણો વગેરેમાંથી લાખો સૈનિકો મળી શકે તેમ છે. અમે મરાઠાઓએ સામ્રાજ્ય ભોગવી જોયું છે. ૧૯૧૪માં મેં લશ્કરમાં ભરતી થવા અરજી કરી તે વેળા હું બિનલશ્કરી જ્ઞાતિનો હોવાથી મને ના પાડવામાં આવી। પણ ૧૯૧૭માં યુદ્ધનું જોર વધેલું દેખાતાં જ મને પલટનમાં લઈ લેવામાં આવ્યો, અને ગરજ પડતાં પરંપરાને તિલાંજલિ દેવાઈ। પલટનમાં હું N. C. O. અધિકારી (નોનકમિશન્ડ ઓફિસર) હતો. એ કારણે પણ મને આ ચર્ચામાં ભાગ લેવાનો હક્ક છે. પણ આજે જુદા અર્થમાં હું N. C. O. (Non-co-operator) બન્યો છું। છેલ્લાં પંદર વરસથી મેં બંદૂક હાથમાં લીધી નથી છતાં અત્યારે પણ અચૂક નિશાન (Bull's-eye) વીંધી શકીશ. ગોરા લશ્કરને બદલે હિંદીઓને દાખલ કરવાથી ૧૩ કરોડ રૂપિયાની બચત થઈ શકે તેમ છે. પ્રામાણિક, સદ્‌ભાવી, લાગણીવાળા કાર્યકર્તાઓના હાથમાં આટલી રકમ દરવર્ષે આવે તો એનો વિનિયોગ દેશની સંપત્તિની વહેંચણી કંઈક અંશે ઓછી વિષમ બનાવવા અર્થે અને સામાજિક ન્યાય મળે એવી બાબતો પરત્વે થઈ શકશે."

પ્રમુખની મહેરબાની અને સભાગૃહના કુતૂહલને પરિણામે મને ૨૦ ને બદલે ૩૦ મિનિટ સુધી ભાષણ કરવાનો લાભ મળ્યો. મારી પછી ડૉ. દેશમુખ અને તે પછી જનાબ ઝીણા બોલ્યા. ઝીણાએ કહ્યું: "સરકારના આજના ચાલુ ધોરણે લશ્કરનું હિંદીકરણ કદી થવાનું નથી. લાયક જુવાનો મળતા નથી એ ખોટું છે, સરકાર લશ્કરી અને બિનલશ્કરી કોમોનો ભેદ

જાણી જોઈને ઊભો કરે છે. (If there is no class, they create one; if there is a class, they keep them seperate and divide them. They give us enough work to go for each other and fight against each other and the Treasury Bench is quite happy.) મારા મિત્ર ગાડગીલે બહુ સુંદર ભાષણ કર્યું છે. ગોરું લશ્કર જવું જોઈએ. હળવે હળવેનો અર્થ સરકાર પોતાની મરજી પ્રમાણેની ગતિએ એવો કરે છે. પણ જો આપણે એકસંપી બની જઈએ તો એ તાબડતોબ થઈ શકે તેવું છે" અંતે રોટનહેમના બચાવના ભાષણ પછી મતગણતરીમાં ૭૬ વિરુદ્ધ ૪૫ મતે કપાત દરખાસ્ત મંજૂર થઈ.

આ વિષય અંગેની ચર્ચા સારી થઈ. સહુએ મારું ભાષણ ખૂબ વખાણ્યું. 'રોયલ વિકલી 'એ મારા ભાષણને અત્યુત્કૃષ્ટ (Star-performance) કહ્યું. આ ભાષણને બીજે દિવસે અમે હરિજન કોલોનીમાં ગાંધીજીને મળવા ગયા ત્યારે 'Bull's-eye' કહીને એમણે મારું સ્વાગત કર્યું. ઘણાખરાં મરાઠી અને અંગ્રેજી છાપાંઓમાં એ ભાષણ લગભગ અક્ષરશઃ છપાયું હતું.

આ સિવાય શ્રી અણેની દમનનીતિનો નિષેધ દર્શાવવા અંગે તથા યુરોપિયન પક્ષ તરફથી વધારાના કર (Surcharge on Income-tax) અંગે કપાત સૂચનાઓ પણ આવી; તેમાંથી પહેલી પાસ થઈ, બીજી નાપાસ થઈ. છેલ્લા દિવસે કપાત સૂચનાનું કામ પાંચ પહેલાં પંદર મિનિટે પૂરું થયું. કતલ શરૂ થવાને ૧૫ મિનિટ બાકી હતી એટલામાં શ્રી સત્યમૂર્તિએ ગવર્નર જનરલના ખર્ચ અંગે ટીકા કરી. "પગાર તો ફક્ત ૨૦ હજાર રૂપિયા જ. પણ ૪૦ હજાર રૂપિયા ખોરાકી ભથ્થું; રૂા. ૧,૪૧,૮૪૦ કરાર ભથ્થું, રૂા. ૪૩,૦૦૦ મોટર ભથ્થું; રૂા. સવાત્રણ લાખ મુસાફરી ખર્ચ;

રૂા. સવાલાખ વળી એક બીજું ભથ્થું ! આ બધાનો અર્થ શો ? વાઇસરૉયનું ઘર શું સદાવ્રત ખાતું છે ?"

ગૃહમંત્રીએ કહ્યું: "આ કુપાત નથી."

સત્યમૂર્તિએ જવાબ આપ્યો: "આ ચોખ્ખે ચોખ્ખું ભાષણ અને સીધો સવાલ છે."

ગૃહમંત્રીએ જવાબ આપ્યો: "હું વાઇસરૉય નહોતો તેમ જ તેમના રસાલાનો કામદાર પણ નહોતો એટલે આ ભથ્થા અંગે મને વધારે માહિતી નથી.'

કોઈએ ટીકા કરી: "જે ત્યાં જમવા જાય તેમણે એનાં બિલો ચૂકવવાં."

બીજું કોઈ બોલ્યું: "મહાસભાવાળા ત્યાં જતા નથી."

ગૃહમંત્રી ઊછળી પડ્યા: "એ એમની ભૂલ છે."

વળી પાછા સત્યમૂર્તિએ બોલવાનું શરૂ કર્યું. શ્રી. જોશીએ વાંધો લીધો કે "શ્રી. સત્યમૂર્તિ એક વાર બેઠાબેઠા બોલ્યા, હવે પાછા ઊભા થઇને બોલે છે. બે વખત ભાષણ કરવાનો હક નથી!" અધ્યક્ષે સામેથી જવાબ વાળ્યો: "કોઇ જ બોલતું નથી એટલે હું બોલું છું!" ગૃહમંત્રીએ કહ્યું: "હું બોલવા જાઉં છું પણ વચ્ચે અટકાયતો ઊભી કરવામાં આવે છે!" એટલામાં પાંચના ટકોરા થયા, અને સહુ ખટખડાટ હસી પડ્યા. કતલોનું કામ

તુરત જ ડો. અનુગ્રહબાબુ, જેઓ તે પછીને વર્ષે બિહારમાં નાણા-પ્રધાન બન્યા હતા, તેમણે પહેલો ભડાકો કર્યો, અને સરકારની ઉડાઉનીતિ પર પ્રહાર કર્યો. ડૉ. ઝિયાઉદ્દીને કહ્યું : "તમે ખેડૂતોને મદદ કરી તે ઠીક, પરંતુ તેમનું દેવું ૧૨૦૦ કરોડ રૂપિયા ઉપરનું છે. એની પાછળ વ્યાજ ૨૦ ટકા સુધી આપવું પડે છે. હિંદ સરકારની આવક કરતાં ત્રણ ગણી રકમ ખેડૂતો કેવળ વ્યાજ તરીકે આપે છે! આ વ્યાજ ઉપર કશુંક બંધન અવશ્ય આવવું જોઈએ. જૂના કાળમાં મુદ્દલથી બમણી રકમ લઈ શકાય નહિ એવું નૈતિક બંધન હતું. સિવાય પંદર વીશ વર્ષે એકાદ બંડ થતું, અને શાહુકારોનાં ઘર તેમજ ચોપડા બાળી દેવામાં આવતાં. પરિણામે પછી દેણદાર-લેણદારનો સવાલ જ રહેતો નહિ! આજે શાંતિ છે એટલે ખેડૂતો મરવા પડયા છે."

કોઈએ વચ્ચે જ ટકોર કરી: "તમારે ક્રાંતિ જોઈએ છે!"

તુરત ડોકટરે જવાબ આપ્યો: "નહિ નહિ, હું તો ઉત્ક્રાંતિ-વાદી છું. મારે એટલું જ કહેવું છે કે સરકાર વખતસર જાગ્રત નહિ થાય તો ચોમેર સમાજસત્તાવાદ ફેલાઈ જશે!"

પંડિત પંતે ત્યાર પછી આ બિલ પર એક કલાક સુધી ભાષણ કર્યું. "સરકારની ચલણનીતિ ભૂલભરેલી છે અને તેથી હિંદનો વેપારઉદ્યોગ બેસતો જાય છે. અહીંની સઘળી નીતિ લંડનના મૂડીદારો કહે તેમ ચાલે છે. સરકારે અહીં શાંતિ જાળવી છે, પણ પ્રજાને શક્તિહીનતા, અજ્ઞાન અને ગરીબાઈમાં સબડતી રાખી છે. દેશનો ઉદ્ધાર થાય, દેશમાં હુન્નરઉદ્યોગો વધે એવું કોઈ પગલું એણે લીધું નથી. મોટા મોટા પર્વતો, વિસ્તૃત ફળદ્રુપ જમીન અને જળ-ભરપૂર નદીઓ દેશમાં પુષ્કળ હોવા છતાં અમારો દેશ ગરીબ છે. એની માથાદીઠ આવક કયાં અને નાનકડા અને કુદરતની સમૃદ્ધિ વિનાના ઇંગ્લાંડની માથાદીઠ આવક કયાં? આનું કારણ એ જ છે કે હિંદ શાહીવાદ તળે કચડાઈ રહ્યો છે, નીચોવાઈ રહ્યો છે!"

"તમે શા માટે સહન કરો છો?" જનાબ ઝીણાએ વચ્ચે સવાલ કર્યો.

"મારામાં ઝીણા જેટલી તાકાત હોત તો મેં ભારે ચમત્કારો કરી દાખવ્યા હોત, અને આ બધાનો તુરત નિકાલ લાવી દેત!" પંડિતજીએ ચલાવ્યું. "હિંદુસ્તાન દર સાલ ૧૫૦ કરોડ રૂપિયા ઈંગ્લાંડને ભરે જાય છે. આ દશા ક્યાં સુધી ચાલી શકે?" તેમણે અર્કના શબ્દો ટાંક્યા: "તાતારોના હુમલા ખરાબ હતા પરંતુ અમારા રક્ષણને લીધે તો હિંદુસ્તાનનો નાશ થઈ રહ્યો છે. છોકરડા જેવા અંગ્રેજો અધિકારી બની મરજી માફક વર્તે છે. ત્યાં જાય છે, થોડા દહાડા રહે છે, પૈસા કમાય છે અને ઈંગ્લાંડ પાછા ફરે છે. અંગ્રેજને મળતો એકેક રૂપિયો હિંદુસ્તાન તો કાયમને માટે ગુમાવે છે." તુરત જ સભાગૃહમાં તાળીઓ પડી. પંડિતજીએ ચલાવ્યું. "દુનિયાની વસ્તીનો પાંચમો ભાગ હિંદમાં વસે છે, પરંતુ દુનિયાની ઉપભોગ્ય વસ્તુઓ પૈકી પચાસમો ભાગ પણ હિંદને મળતો નથી. દેશમાં જે કપાસ અને અનાજ પાકે છે તે પરદેશ ચડે છે, અને દેશના લોકો ભૂખ્યા અને અરધા નાગા રહે છે! જો આ દેશ સ્વતંત્ર થાય અને સામ્રાજ્યશાહીની નાગચૂડ દૂર થાય તો હિંદ પોતાની ઉન્નતિ ઘણી જ વહેલી તકે સાધી શકશે."

સર મોદીએ કહ્યું: "પંતજીનું ભાષણ મને ખૂબ ગમ્યું છે. દેશમાં ઉદ્યોગો વધવા જ જોઈએ. ઉદ્યોગો વધીને ઔદ્યોગીકરણ સાધવા માટેનો જરૂરી કાચો માલ, મજૂરવર્ગ, યોજનાશક્તિ અને મૂડી બધું દેશમાં જ મળી શકે તેમ છે. જો ઉદ્યોગોનો વિકાસ થાય તો જ દેશમાંથી બેકારી દૂર થાય. કેવળ કાપડના ઉદ્યોગમાં જ આજે પાંચ લાખ માણસો કમાય છે. સરકારે સંરક્ષણ આપ્યું છે તો આ ઉદ્યોગ પગભર થયો છે, ટકી શક્યો છે. એ જ સ્થિતિ પોલાદમાં પણ આવી છે. સરકારે સંરક્ષણનું ધોરણ બદલવું જોઈએ. સંરક્ષણ

ત્રણ વર્ષ જ આપવું એનો કશો અર્થ નથી. પ્રખ્યાત અર્થશાસ્ત્રી ટોઝિગ કહે છે કે સંરક્ષણ યોગ્ય સમય સુધી મળવું જોઈએ. ૧૦ વર્ષની મુદત એ ટૂંકી મુદત છે; જરૂર પડતાં એ મુદત ૩૦ વર્ષની પણ વાજબી ગણાય. હું એમ નથી કહેતો કે કાયમને માટે સંરક્ષણ હોવું જોઈએ; પરંતુ આખી દુનિયા જ્યારે એ ધોરણે વેપાર કરે છે ત્યારે એકલા હિંદુસ્તાનને જ ખુલ્લા વેપારની નીતિ સ્વીકારવામાં ન્યાય પણ નથી અને વહેવારી ડહાપણ પણ નથી! સંરક્ષણથી દેશને માલ મોંઘો પડે તોપણ એ સ્વીકારવું જોઈએ; એમ ન થાય તો દેશમાં પરદેશી સસ્તા માલના ગંજ ખડકાય, દેશી ધંધાઓ માર્યા જાય અને બેકારી વધી જાય; એ માટે ટેરીફ બોર્ડની પણ પુનર્ઘટના થવી જોઈએ."

ડૉ. રાજને કહ્યું: "દેશના ૩૬॥ કરોડ માણસોમાંથી દરસાલ ૧૦ કરોડ માણસો મેલેરિયામાં સપડાય છે, તેમાંથી ૩૦ લાખ મૃત્યુ પામે છે અને આશરે ૭ કરોડ અશક્ત બની જાય છે! આને પરિણામે દર વરસે ૧૯ કરોડ રૂપિયાનું નુકસાન થાય છે એવો કર્નલ મેગાનો અભિપ્રાય છે. સાયમન કમિશનના અહેવાલ મુજબ આ નુકસાન ૪૬ કરોડ રૂપિયાનું થાય છે. આ બધું નુકસાન અટકાવી શકાય એવું છે કેમકે આ રોગ અસાધ્ય નથી. ક્વીનાઈનના ઉત્પાદન પાછળ દર રતલે ૮ રૂપિયા ખર્ચ થાય છે ત્યારે સરકાર તે ૨૭ રૂપિયે વેચે છે અને નફો ખાય છે!"

"સાડ હજાર રતલ ક્વીનાઈન મફત વહેંચાય છે." અર્થ-મંત્રીએ બૂમ પાડી.

"બધું જ મફત વેચતા હો તો શી હરકત છે!" ડૉક્ટરે કહ્યું. "અહીં સિંકોનાનાં ઝાડો રોપો, એની ખેની વધારો તો ક્વીનાઈન માટે પરદેશ તરફ મીટ માંડવી નહિ પડે. સિવાય પરદેશથી અહીંના મૂઠીભર અંગ્રેજો માટે ડૉક્ટરો લાવવામાં આવે છે; દેશમાં પચીસ

હજાર ડૉક્ટરો છે એનો કેમ ઉપયોગ નથી થતો ? સરકારી નોકરીઓમાં આવો ભેદ શા સારુ રાખવામાં આવે છે? લાંબો સમય આવુ ચાલી નહિ શકે."

ડૉ. બેનરજીએ કહ્યુઃ "સંરક્ષક અને સંવર્ધક બાબતો અંગેના ખર્ચનું જે પ્રમાણે હોવુ જોઈએ તેવું સચવાતું નથી. સંરક્ષક બાબતોમાં ખર્ચ બીજા દેશો જેટલું અને સંવર્ધક બાબતોમાં બહુ ઓછું થાય તે વાજબી નથી. કેળવણી, આરોગ્ય, વગેરે અંગેનું ખર્ચ વધારે થવું જોઈએ. જે સોનું પરદેશમાં વેચાયું તે ફાયદા માટે વેચાયુ હતું અને વેચાય છે, એ જો સાચું હોય તો તેના પર નિકાસ જકાત શા માટે નથી ? છેલ્લાં ૭ વર્ષમાં ૨૭૫ કરોડનું સોનું દેશમાંથી બહાર ચાલ્યું ગયું છે, અને એટલો પૈસો દેશમાં ઓછો થયો છે. જો નિકાસ પર ૧૦ ટકા કર લીધો હોત તો ૨૭ા કરોડ રૂપિયાની ઉપજ થાત, જે દેશના સંવર્ધક કામ પર વાપરી શકાત. જો એથી નિકાસ કમી થાત તો તેટલો પૈસો દેશમાં જ રહેત. દેશમાં સોનું ગરીબ ખેડૂતો પાસે છે એ વિધાન સાવ ખોટું છે."

શ્રી ઘનશ્યામ ગુપ્તાએ કહ્યુંઃ "વેપાર વધ્યો અગર બેંકમાં સિલિક વધી એટલે ખેડૂતની સ્થિતિ સુધરી છે અગર તે સુખી થયો છે એમ કહેવુ ભૂલભરેલું છે. મુશ્કેલી વખતે વાપરી શકાય એવું સોનું પરદેશ ચાલ્યું ગયું, ચીજોના ભાવ બેસી ગયા, ખેડૂતો ખલાસ થવા આવ્યા છતાં અમારી સરકાર કહે છે કે દેશની સ્થિતિ સુધરતી જાય છે એ ખરેખર નવાઈભર્યું છે। પરિસ્થિતિ ધ્યાનમાં રાખી મહેસૂલ વસૂલ કરવુ જોઈએ એ સિદ્ધાંત બોલવામાં છે, જ્યારે વસ્તુસ્થિતિ એથી સાવ ઊંધી તરેહની છે। બેંકમાં નાણું છે. પણ ૧૯૩૪–૩૫ સાલમાં એકલા બંગાળ પ્રાંતમાં જ ૩૦૬૪૬ ખાતેદારો સરકારને મહેસૂલ ભરી શક્યા નહોતા, અને ૧૯૩૭ ખાતેદારોની જમીન એ માટે વેચાણમાં મુકાઈ હતી. આર્થિક સ્થિતિ સુધરતી

જાય છે એનો આ દાખલો છે શું ? દેશની ૮૦ ટકા વસ્તી ખેતી ઉપર નભે છે; એમનાં હિત તમે શો રીતે સાચવો છો તે બતાવશો ? ૨૦૦૦ રૂપિયા ઊપજ આવે તો જ તેના પર આયાત વેરો લેવાય; પરંતુ ખેતીમાં તો કશું પેદા થાય યા ન થાય તોપણ સરકાર મહેસૂલ તો માગે જ, એમાં ક્યાં ન્યાય રહ્યો ?"

આ સઘળા આક્ષેપોનો જવાબ આપતી વેળા નાણામંત્રીએ શરૂઆતમાં બધા સભ્યોની જગ ગમ્મત ઉડાવી કહ્યું: "બ્રિટિશ અમલથી અનેક નુકસાનો થયાનું ઘણા સભાસદોએ જણાવ્યું છે. ગરીબાઈ, રોગો, અશક્તિ વગેરે બધું અંગ્રેજ અમલને લીધે થયું; તે પહેલાં દેશ સુખી અને સમૃદ્ધ હતો એમ તેમનું કહેવું છે. પરંતુ વેદકાળમાં પણ દુકાળ હતા એમ કૌટિલ્ય અર્થશાસ્ત્રમાં લખેલું છે. ચંદ્રગુપ્તના વખતમાં તો ૧૨ વરસ સુધી દુકાળ ચાલ્યો હતો. અકબરના સમયના દુકાળનું તો વર્ણન પણ આવું અપાયું છે: 'લોકો અન્ન અન્ન કરતા ભૂખે મરી જાય છે ત્યારે પાંચસો હાથીઓને રોજ માખણ, ગોળ અને ભાતના મલીંદા અપાય છે! માણસો માણસોને ખાઇ જાય છે. દુકાળપીડિત જનતા તરફ તો જોયું જતું નથી! બે વરસ સુધી ચાલેલી લડાઈ, દુકાળ, અનાવૃષ્ટિ વગેરેને કારણે ખેડૂત રહ્યો નથી. શહેરો પણ ચોમેર લૂંટાય છે.' ૧૭૬૦ની પરિસ્થિતિનું તો શબ્દોથી વર્ણન પણ થઈ શકે તેવું નથી!"

ડૉ. બાનરજીએ વચ્ચે જ કહ્યું: "સને ૧૭૭૦ની સાલમાં તો બ્રિટિશ અમલ ચાલુ થયો હતો!"

ડૉકટરની આ ચાટી જાય તેવી ટીકાએ ગણકાર્યાં વિના અર્થમંત્રીએ ચલાવ્યું: "હવે બ્રિટિશ અમલની સ્થિતિ જોઈએ તો જૂના ગજાઓ કરતાં તેમણે એનીમાં સુધારો દાખલ કર્યો છે, ઊપજ વધારી છે, વહેવારનાં સાધનોમાં ઉમેરો કર્યો છે, નહેરો બનાવી છે; પેદાશમાં ઉમેરો કર્યો છે તો મહેસૂલનું પ્રમાણ ઘટાડ્યું છે.' આ

શબ્દો તો પ્રો૦ બ્રિજનારાયણના છે." ગ્રીગ સાહેબે વળી ઉમેર્યું કે "બીજો આક્ષેપ ઇંગ્લાંડમાં જે રકમ (Home-charges) મોકલાય છે તેની સામે છે. એ રકમમાં પગાર, પેન્શન, વ્યાજ અને નફો એ સઘળી રકમો સમાઈ જાય છે. પરદેશની જે રકમ અહીં રોકાઈ હોય તે પર ભરવા પડતા વ્યાજને કર કહી શકાય નહિ. પરદેશની મૂડીસમિતિ (External Capital Committee) ના રિપોર્ટમાં પ્રો૦ મુકરજી કહે છે કે બ્રિટિશ મૂડીએ હિંદને અનેક તરેહનો લાભ આપ્યો છે. બૅંકિંગ કમિટીના રિપોર્ટમાં પણ પરદેશી મૂડીનો ઉપયોગ કર્યા વિના ખેતીપ્રધાન દેશની ઉન્નતિ જલદી થતી નથી એવું વિધાન છે. એટલે મૂડીનું વ્યાજ એને કોઈ રીતે પ્રજા પરનો કર ન જ ગણાય; એ લૂંટ નથી, છેતરપીંડી પણ નથી. ૧૯૩૪-૩૫માં ચાલુ આવકમાંથી ૩ કરોડ ૮૦ લાખ પૌંડ ઇંગ્લાંડમાં મોકલાયા છે. આમાંથી ૨ કરોડ ૬૦ લાખ પૌંડ તો કેવળ વ્યાજના છે. બાકીના ૧ કરોડ ૬૦ લાખ પૌંડ જાય છે તેમાંથી પણ સરકારને જોઈતા માલ ઇંગ્લાંડમાં વપરાય છે તે રકમ બાદ કરવી જ જોઈએ, એટલે પંડિતજી જે કહે છે કે દર વરસે ૧૫૦ કરોડ રૂપિયા

પણ જોઈએ." છેવટે બિલ વિચારણામાં લેવાની તેમણે સૂચના રજૂ કરી, અને તે મંજૂર પણ થઈ.

આગલા વરસ મુજબ કલમવારની ચર્ચા વેળા મીઠું, આવક-વેરો તથા પોસ્ટના દરો ઓછા થવા અંગેની ઉપસૂચનાઓ પેશ કરવામાં આવી અને તે પાસ પણ થઈ. ૨૭ કરોડ પ્રજા પાસેથી મીઠાના કર તરીકે રૂા. ૮।।। કરોડ સરકાર વસૂલ કરે છે! જ્યાં માથા દીઠ વાર્ષિક ઉપજ રૂા. ૪૨) જ છે ત્યાં મીઠા જેવી રોજિંદી જરૂરિયાતની ચીજ પર કર લેવો એ અન્યાયભર્યું છે એમ ઘણાએ જણાવ્યું. પ્રો. રંગાએ એક કલાક સુધી મીઠા પરના કર અંગે ભાષણ કરી વાતાવરણ ઉગ્ર બનાવી દીધું. આયાત જકાત (Customs) માણસ દીઠ રૂા. ૧-૮-૦ છે; અંતર્ગત કર રૂા. ૧-૭-૦ છે, અને જમીનનું મહેસૂલ પણ એટલું જ છે; સ્ટેમ્પ ડ્યૂટી માથાદીઠ ૦-૧૧-૦ આવે છે. આ બધું મળી માથાદીઠ વાર્ષિક રૂા. ૫-૧૦-૦ કર તો થાય જ છે. તેમાં મીઠાના કરના ૦-૬-૦ ઉમેરવાથી એ ભાર ઘણો વધી જાય છે, ખાસ કરીને દેશની માણસદીઠ આવકના પ્રમાણમાં એ બોજો અસહ્ય છે. ખરું જોતાં માથા દીઠ આવક વાર્ષિક રૂા. ૪૪-૮-૦ કરતાં પણ ઓછી છે. મીઠા પર કર જ ન જોઈએ, એવી માગણી અગાઉ ઘણા વખતની હોવા છતાં મહાસભાએ તો એ કર ઓછો કરવાની જ માગણી કરી છે આખરે મીઠા પરની જકાત ૧ા રૂપિયો ઓછી કરવાની ઉપસૂચના મુકાઈ અને પાસ પણ થઈ.

પોસ્ટની બાબતમાં મહાસભાએ પોસ્ટકાર્ડનો દર બે પૈસા કરવાની ઉપસૂચના કરી હતી. ૧૯૨૧-૨૨ની સાલમાં એક પૈસે પોસ્ટ કાર્ડ મળતું હતું ત્યારે ૬૪ કરોડ ૮૦ લાખ કાર્ડો વપરાયાં હતાં; ૧૯૩૫-૩૬ની સાલમાં જ્યારે ત્રણ પૈસા કાર્ડના છે ત્યારે તે ૪૧ કરોડ ખપશે એવો અંદાજ અપાય છે. એટલે જો કાર્ડનો દર બે

પૈસા રાખવામાં આવે તો તેનો વપરાશ વધશે અને ઉપજમાં જે ૫૦ લાખ રૂપિયાનો તોટો બતાવાય છે તે રહેશે નહિ, એ વિષે ખાતરી કરી આપવામાં આવી. જનાબ ઝીણાએ પણ કહ્યું કે એમાં કોઈ વચગાળાનો માણસ ન હોવાથી પોસ્ટકાર્ડના દરો ઘટાડવાથી ગરીબોને જ લાભ થશે. આખરે મહાસભા પક્ષની ઉપસૂચના મંજૂર થઈ. સિવાય યુરોપિયનો તરફથી બૂકપોસ્ટના દરો ઓછા કરવાની સૂચના આવેલી તે પણ પાસ થઈ.

બિલની સઘળી કલમો ત્યાર પછી પાસ થઈ, બિલનો પ્રસ્તાવ મંજૂર થયો. પરંતુ મૂળ બિલમાં ફેરફાર થવાથી અર્થમંત્રીએ 'ત્રીજું વાચન ' કરવાની દરખાસ્ત રજૂ કરવાની ના પાડી. પરિણામે ગયા વરસની પેઠે જ ચાલુ સાલે પણ ગવર્નર જનરલે એ જ બિલ જરા ય ફેરફાર વિના ભલામણ સાથે દેશમાં ' શાંતિ, સુખ, વ્યવસ્થા અને સુરાજ્ય ' જળવાઈ રહે તે માટે મંજૂર કરવા સભાગૃહ તરફ મોકલ્યું.

બિલ અસલ જેમનું તેમ જ ભલામણ સાથે આવ્યું હતું. સભાગૃહે જે ઉપસૂચનાઓ પાસ કરી હતી તે પણ કાઢી નાખવામાં આવી હતી. અર્થમંત્રીએ પહેલી વાર રજૂ કરેલું જ બિલ ફરી રજૂ કરી તે પાસ કરવાની માગણી આણી.

વિરોધ દર્શાવતાં શ્રી. ભુલાભાઈ બોલ્યા: "સરકાર લોકમતને ગણકારતી નથી, એ બેમુરવ્વત છે. હિંદના રાજવહીવટ માટે બે સુધારણા કાયદાઓ ઘડવામાં આવ્યા છે અને પ્રજાને સ્વતંત્રતા મળી છે એમ કહેવાય છે, પરંતુ સ્વતંત્રતા ઊલટી ઘટી હોવાનો રોજ અનુભવ થાય છે. ખર્ચની બાબતમાં સરકાર અમારું કશું ગણકારતી નથી. આ સ્થિતિ લાંબો વખત ચાલી શકશે નહિ"

જનાબ ઝીણાએ ઔદ્યોગિક સંરક્ષણની નીતિ ઉપર ટીકા કરી. "જ્યારે કોઈ તમારો મિત્ર રહ્યો નહિ ત્યારે તમે સંરક્ષણનો સિદ્ધાંત

સ્વીકાર્યો. પણ વિવેકપૂર્વક તે અમલમાં મુકાય એમ કહી તમે છૂપો ઘા કર્યો!. સરકાર આ બધું માત્ર હાથમાંની સત્તાને જોરે જ કરી રહી છે. પ્રજામતને માન અપાય છે એમ બતાવવા માટે જે જે હકીકતો રજૂ કરાઈ છે એ સાંભળી હસ્યા વિના રહી શકાતું નથી. પોસ્ટકાર્ડનો દર બે પૈસા રાખ્યો હોત તો શી હરકત હતી? પણ લોકોનું કોણ સાંભળવા બેઠું છે! કોઈ પણ ઠરાવ વધુમતીથી પાસ થાય તો ઠીક, નહિતર ભલામણની સત્તા તો છે જ! આ પરિસ્થિતિમાં વિરોધ કરવો અનિવાર્ય છે."

લોકનાયક અણેએ પણ આ રીત સામે વિરોધ દાખવ્યો. ગવર્નરને એવી સત્તા હોય તોપણ બંધારણના રૂઢ શિરસ્તા પ્રમાણે એવી સત્તા ક્યારે વપરાય એની એમણે મર્યાદાઓ પણ દેખાડી. "સરકાર સભાગૃહની બહુમતીના મતને અવગણીને વર્તે છે એ સ્થિતિમાં વિરોધ કરવો એ જ માર્ગ છે." સર નૃપેન્દ્ર સાથે ચીકણી માંડી. કહ્યું: "જો એવી સત્તા બંધારણમાં આપવામાં આવી હોય તો તે માત્ર દેખાવ ખાતર નહિ પણ વાપરવા માટે જ અપાયેલ છે, અને સરકાર એનો ઉપયોગ કરી રહી છે. લોકમતનો સ્વીકાર કરવાનો અર્થ તો જવાબદાર રાજતંત્ર મણાય; અને ચાલુ બંધારણમાં એવું ક્યાંયે નથી. (No desire to introduce at present stage any measure of responsible Government into the Central Administration.) ૧૯૧૯ના બિલ વેળા આ વાત સ્પષ્ટ કરવામાં આવી જ છે." ઉગ્રટના વરસે તો મતગણતરીનો નિકાલ કયા પક્ષે આવશે એ ચોખ્ખું થઈ ગયું. ૫૧ વિરુદ્ધ ૬૮ મતે બિલ ફગાવી દેવામાં આવ્યું! ૧૯૩૫ની સાલમાં ૧૧ વરસે પહેલી વાર ફગાવી દેવાયું હતું; ૧૯૩૬માં આમ બીજી વાર નાણાંબીલ નામંજૂર કરી ફગાવી દેવાયું. આગલે વરસે સરકારને જરા ક્ષોભ થયેલો; ચાલુ વરસે એવું કશું જ લાગ્યું નહિ! સભાગૃહના મંત્રીએ બિલ ઉપરનો શેરો તો આ નિકાલ થતા

થતા પહેલાં જ લખી રાખ્યો હતો ! ગણતરી જાહેર થતાં જ એ શેરા પર પ્રમુખની સહી કરવાની મંત્રીએ માગણી કરતાં જ પ્રમુખે બિલાડું તાણી આપ્યું ! લોકમતના અપમાનની આ રીતે નોંધ લેવાઈ. ગયે વરસે નાણાંમંત્રી કામકાજ પૂરું થયા પછી સહેજ નાસીપાસ થઈને બહાર નીકળ્યા હતા; આ વરસે તેઓ હસતા હસતા જ બહાર આવ્યા !

એકંદરે અંદાજપત્રક પર થયેલી ચર્ચા, નાણાંબિલ પરની ચર્ચા અને પુરવણી માગણીઓ પરની ચર્ચા, એ બધી વેળાએ વાતાવરણમાં જે પ્રક્ષોભ પેદા થયો અને ગરમી આવી તેનો લાભ પ્રજાપક્ષને ઓટાવા કરારની ચર્ચા વેળા સારો મળ્યો. આ ચર્ચાઓ દરમિયાન લોકમત પ્રત્યેનો તિરસ્કાર, લોકોના પ્રતિનિધિઓ કશું સમજતા નથી એવી ચોખ્ખી ભાષા અને અધિકારીઓનો સત્તામદ, બધા અંગે સભાસદોને પૂરી ખાતરી થઈ ચૂકી. પરિણામે સભાગૃહના પ્રજાપક્ષના સભાસદો અને સરકારે સામસામે લડવાના મોરચા બરાબર ગોઠવી દીધા હોય એમ જણાઈ આવ્યું.

પત્રો, લખાણો વગેરેનો રાફડો ફાટ્યો હતો. પૂરી હકીકત જાણી લઈને સભાસદો પોતાના અભિપ્રાયો બાંધે તે સારુ સરકાર તરફથી પણ મૂળ કરારની નકલો, આંકડાઓ અને એ વિષયના જ્ઞાતાઓની લેખમાળાઓ સભાસદોને વહેંચી આપી હતી. સરકાર અને અંગ્રેજ વેપારીઓ સહુએ પોતપોતાનાં સાધનોનો ઉપયોગ બરોબર કરવાનું ચોક્યું હોય એમ જણાતું હતું. પ્રાંતિક કાઉન્સિલોમાંથી જે જે સરકારી અધિકારી લોકપક્ષના સભાસદો પર દબાણ કરી શકે તેવા હતા તેમને સરકારે પોતા તરફથી ચાલુ સભાસદો તરીકે નીમ્યા હતા. ખાસ જાણકાર તરીકે ડૉ. મથાઇ, મિ. બટ વગેરે લોકોને પણ ચર્ચા માટે હાજર રાખ્યા હતા. મતગણતરીને દહાડે તો પંજાબ સરકારના સૌથી વડા અમલદાર જાણે અજાણપણે હોય તેમ દિલ્હી આવી પહોંચ્યા હતા. સરકારે યુદ્ધ માટે જાણે ચતુરંગ સેના ખડી કરી દીધી હતી।

ચર્ચા તા. ૨૬મી માર્ચના રોજ શરૂ થઈ. તા. ૨૭ અને તા. ૩૦ માર્ચ સુધી એ ચર્ચા ચાલી. છેલ્લે દિવસે મતગણતરી થઈ. આ દિવસો દરમિયાન ગતદિવસ ઉજાગરો જ ચાલ્યા કરતો હતો એમ કહેવામાં જરા ય અતિશયોક્તિ નથી.

સરકાર અને ઈંગ્લાંડના લોકો પણ ઓટાવા કરારને આટલી બધી અગત્ય શા માટે આપતા હતા તે જાણી લેવું જરૂરનું છે. ૧૯મા સૈકાની શરૂઆતમાં ઈંગ્લાંડે આયાત માલ પર જકાતનું ધોરણ દાખલ કરીને પોતાના ઉદ્યોગો વિકસાવ્યા, અને તે પછી ખુલ્લા વેપારની નીતિ ગ્રહણ કરી, કેમકે બીજા બધા દેશો કરતાં ઈંગ્લાંડ ઉદ્યોગોમાં આગળ વધ્યું હતું. ધીરે ધીરે યુરોપના બીજા દેશોએ પણ પોતાના ઉદ્યોગો વિકસાવ્યા અને ઈંગ્લાંડ સાથે સ્પર્ધા આદરી. ૧૯મા સૈકાની આખરમાં તો ખુદ ઈંગ્લાંડમાં સર જોસેફ ચેમ્બરલેનની આગેવાની તળે ફરી 'સંરક્ષિત વેપાર' દાખલ કરવો જોઈએ એવું પ્રતિપાદન કરનારો પક્ષ ઊભો થયો. છતાં ઈંગ્લાંડે પોતાની નીતિ ચાલુ રાખી. ૧૯૧૩–૧૪ની સાલમાં હિંદમાં આયાત થતા

પ્રત્યક્ષ વિચારણા તરીકે રજૂ થાય ત્યારે પરિસ્થિતિ અનુસાર કરવાનું વચન – આશ્વાસન આપ્યું.

આ પરિષદમાં ઈંગ્લાંડનું ધાર્યું ન થયું એટલે ફરી એક વરસ પછી એ પરિષદની આર્થિક સમિતિએ ઓટાવામાં એકઠા થવું અને પ્રત્યક્ષ યોજના રજૂ કરવી એવું નક્કી કર્યું. ૧૯૩૧ની સાલમાં ઈંગ્લાંડ તેમ જ બીજા દેશોની આર્થિક સ્થિતિ ભારે વિકટ બની. સોનાનું ચલણ કાયમ રાખવા માટે ચૂંટાઈ આવેલી રાષ્ટ્રીય સરકારે સત્તામાં આવતવેંત પૌંડ અને સોનાનો સીધો સંબંધ તોડી નાખ્યો ! મજૂર સરકાર તો ખલાસ થઈ ચૂકી હતી. મેકડોનાલ્ડનું ધ્યેય સાધનોનું રાષ્ટ્રીયકરણ કરવાનું હતું; પરંતુ એણે માત્ર સરકાર જ રાષ્ટ્રીય બનાવી. રાષ્ટ્રીય સરકાર એટલે ચુસ્ત સામ્રાજ્યશાહી સરકાર એ તો સ્પષ્ટ જ હતું. એ સરકાર મૂડીવાદીઓની હતી. સવલતના વેપારનો સિદ્ધાંત હિંદને લાગુ પાડવામાં આવશે એ વિષે શંકા ન રહી. ખુદ ઈંગ્લાંડે પણ ૧૯૩૨ના એપ્રિલમાં ખુલ્લા વેપારને તિલાંજલિ આપી. ઈંગ્લાંડના નાણામંત્રી નેવિલ ચેંબરલેને આયાત માલ પર જકાત નાખવાનો કાયદો પસાર કરાવ્યો. એ કાયદાને પરિણામે ઈંગ્લાંડમાં આવતી દરેક ચીજ ઉપર જકાત નાખવામાં આવી. હિંદુસ્તાન તેમ જ સામ્રાજ્યમાં જોડાયેલા અન્ય દેશોમાંથી

કાયદો લેવાનો ઇંગ્લાંડે દાવ રચ્યો અને ઓટાવા મુકામે તા. ૨૦ મી ઓગસ્ટના રોજ એ દાવમાં ઇંગ્લાંડના પાસા સવળા પડ્યા.

ઓટાવા પરિષદમાં હિંદુસ્તાને પોતાના પ્રતિનિધિઓ મોકલવાની જરૂર નહોતી. ઇંગ્લાંડ સાથેનો વેપાર ખોરવાઈ જશે એવો ભય નકામો હતો. ઇંગ્લાંડ અને હિંદુસ્તાનના સંબંધો શાહુકાર અને દેવાદાર જેવા હતા. હિંદુસ્તાન સાથે વેપાર વધાર્યા સિવાય ઇંગ્લાંડને છૂટકો નહોતો. છતાં હિંદ સરકારે ત્યાં પ્રતિનિધિઓ પાઠવ્યા. સર અતુલ ચેટરજી અને સર રે — એ બે સરકારી અમલદારો અને સર ષણ્મુખમ્ ચેટી, જીનવાલા, અબ્દુલ્લાહારૂન અને અબદુલ સમાદ એટલા બિન સરકારી સભાસદો એ પ્રતિનિધિમંડળમાં હતા. હિંદનો વેપાર ખોરવાઈ જશે એવો ભય—અને કરાર થાય તો વેપાર વધશે એવી આશા—થી સદરહુ કરાર કરવામાં આવ્યા; પરંતુ ભય નિરાધાર જણાયો અને આશા ખોટી પડી. સભાસદો આ જાણતા નહિ હોય એમ માન્યામાં આવતું નથી; પરંતુ જેણે એમને નીમ્યા હતા તેમણે જ જાણે શું કરવું તે અગાઉથી તેમને નક્કી કરી આપ્યું હતું. કરાર થયા પછી સરકારે બધા સભાસદોને પદવીઓ આપી નવાજ્યા!

આપણે કરારનો ટૂંક સાર શો છે તે જોઈ લઈએ. કરારની યોજનામાં હિંદ જોડાય અગર ન જોડાય તોપણ કેટલીએક ચીજો આયાત કર ભર્યા વિના ઇંગ્લાંડમાં લાવવાની પરવાનગી કાયદાથી (Import Duties Act) અપાઈ ચૂકી હતી. એની નોંધ પરિશિષ્ટ ૧ માં આપી હતી. પરંતુ એ ચીજોની સંખ્યા ઘણી નાની હતી. ઓટાવા યોજનામાં વસાહતો અને હિંદુસ્તાન જોડાય તો બાકીની ચીજોની આયાત કરવા માટે જકાત માફ થવાની હતી. ઓટાવા કરારની પહેલી કલમમાં આ માફી આપવાનું જાહેર થયું. સામાન્ય બહારથી જે ચીજો લાવવામાં આવે તેના પર જકાત વધારે અને હિંદ અગર વસાહતમાંથી એ માલ લાવવામાં આવે તેના પર

જકાત ઓછી લેવી અગર તદ્દન માફ કરવી એમ પણ એક ભાગમાં હતું. શણનો તૈયાર માલ, કાથાની ચીજો, ગાલીચાઓ, કાપડ, કમાવ્યા વિનાનું ચામડુ, કાચું લોઢુ એ ચીજો આવક જકાત વિના ઈંગ્લાંડમાં મોકલી શકાય તેવુ થયું. એ જ ચીજો જો ઈંગ્લાંડમાંથી હિંદમાં આવે તો તેમના પર જકાત આપવી પડે છે. સામ્રાજ્યની બહારથી ઈંગ્લાંડમાં આવતી ચીજોના વળી ત્રણ વિભાગો આ કરારમાં કરવામાં આવ્યા હતા. જે ચીજો મુખ્યત્વે ઈંગ્લાંડને હિંદુસ્તાન પહોંચાડે છે તેના પર આયાત જકાત માફ કરવાની કલમ પણ એ કરારમા હતી. હિંદુસ્તાનમાં આવતા માલમાથી જે માલ ઈંગ્લાંડમાંથી આવે તેના પર આયાત જકાત દસ ટકા ઓછી લેવી, કોઈ માલ પર સાડાસાત ટકા ઓછી લેવી, અને બીજા દેશોને આ સગવડ આપવી નહિ. આ ચીજોમાં મોટર અને મોટરના સામાનનો સમાવેશ થતો હતો. જે ચીજો પર હિંદે સરક્ષણ જકાત રાખી ન હોય તે ચીજ જો ઈંગ્લાંડમાંથી આવે તો તેને માટે વળી સગવડભર્યા દરો રખાયા. કલમ ૮ અનુસાર હિંદનો કપાસ ઈંગ્લાંડમાં વધારે ખપે એ દૃષ્ટિએ પ્રયત્નો કરવા અને ઈંગ્લાંડની સરકારે તેમાં મદદ કરવી એમ ઠરાવાયુ.

આ કરારમાં મુદતની કોઈ મર્યાદા નહાતી. માત્ર ૧૪ કલમ અનુસાર ૬ મહિનાની નોટીસ આપી આ કરાર રદ કરવાનો હક્ક ઉભય પક્ષે સ્વીકારાયો હતો.

ઓટાવા કરાર થતા પૂર્વે હિંદુસ્તાન સરકારે જે કોઇ કરાર થાય તેને ધારાસભા પાસે રજૂ કરી મંજૂરી મળે તો જ તેનો અમલ થશે એવી જાહેરાત કરી હતી. આથી નવેમ્બર ૧૯૩૨માં આ કરાર વડી ધારાસભામાં મંજૂરી માટે રજૂ કરવામાં આવ્યો કરારનો વિચાર કરવા માટે સભાસદોની એક કમિટિ નીમવામાં આવી. આ કમિટીએ આ કરાર અને એને જ અનુસરીને લોખંડ અને પોલાદ અંગે કરેલા કરારોને સ્વીકારવા એવી ભલામણ કરી અને

તા. ૭-૧૨-૩૨ના રોજ સભાગૃહે એનો સ્વીકાર કર્યો. એ ભલામણ ત્યાર પછી કાયદામાં ફેરવાઈ અને તા. ૧-૧-૩૩થી એ કાયદો અમલમાં પણ મુકાયો.

સદરહુ કમિટીએ એક એવી પણ ભલામણ કરી હતી કે સરકારે ત્રણ વરસને અંતે આ કરારની હિંદના વેપાર પર શી અસર થઈ તેનો રિપોર્ટ ધારાસભા પાસે રજૂ કરવો, અને જો ધારાસભા એવો અભિપ્રાય આપે કે આ કરારથી હિંદને લાભ થયો નથી, તો સરકારે જાહેરપત્રકથી આ કાયદો રદ જાહેર કરવો. પણ સરકારે એ ભલામણ મુજબ ત્રણ વરસે કોઈ અહેવાલ ધારાસભા પાસે પેશ કર્યો નહોતો. ત્રણ વરસની મુદત ખતમ થઈ હતી. પરંતુ વધારે વખત પસાર કરવાના ઉદ્દેશથી સરકાર વતી સર મહમદ ઝફરૂલ્લાએ જે ઠરાવ રજૂ કર્યો હતો તેનો અર્થ એવો હતો કે ધારાસભાએ એક કમિટી નીમવી અને એ કમિટીએ ઓટાવા કરારની હિંદ પર શી અસર થઈ એ અંગે રિપોર્ટ તૈયાર કરી સભાગૃહને પેશ કરવો. એ ઠરાવ અંગે ભાષણ કરતી વેળા શરૂઆતમાં જ સર ઝફરૂલ્લાએ એમ જાહેર કર્યું કે ધારાસભા જે નિકાલ આપશે તે સરકાર માન્ય

વગેરે અનેક રીતે આંતર રાષ્ટ્રીય વેપાર આખો ચૂંથાઈ ગયો હતો. વેપારે કેવળ ચીજોની અદલાબદલીનું સ્વરૂપ લેવા માંડ્યું હતું; એ પરિસ્થિતિમાં આ કરાર કરાયો હતો. જો કરાર ન કરાયા હોત તો ઈંગ્લાંડે અનેક ચીજો પર જકાત નાખી હોત, પરિણામે ઈંગ્લાંડ સાથે એ ચીજોનો હિંદનો વેપાર ઘટી ગયો હોત. દુનિયાના ઘણા દેશોના વેપારની જે દશા થઈ તેમાંથી આ કરારોને લીધે આપણે બચી ગયા." અને અંતે "હિંદનું હિત માત્ર નજર સામે રાખીને આ કમિટી જો આ કરાર દેશના હિતની વિરુદ્ધ છે એવો નિર્ણય આપશે તો સરકાર કરાર રદ કરવાની નોટીસ જરૂર આપશે." એમ ફરી વાર જણાવી તેઓ બેસી ગયા.

વેપારમંત્રી ઝફરૂલાખાનનું ભાષણ વિચાર કરતા કરે એવું હતું. તુરત જ કરાર તોડવાની નોટીસ આપવા કરતાં કમિટી બધી માહિતી એકઠી કરે એ સૂચના ગેરવ્યાજબી નથી એમ સહેજે લાગે એવું હતું. ઊલટ પક્ષે તુરત નોટીસ આપવાથી પોતાનો વેપાર ખોરવાઈ જવાની બીકે ઈંગ્લાંડની સરકાર વધારે સલુકાઈથી વાતો કરશે, અને બીજા દેશો સાથે વધારે ફાયદાકારક વેપાર કઈ રીતના કરારો કરવાથી થાય તેની અજમાયશ થઈ શકશે, એ પણ ફાયદાનો મુદ્દો હતો આ વિચારસરણી નજર સામે રાખીને મહાસભાપક્ષે કરાર રદ કરવાની ૭ મહિનાની નોટીસ આપવાની ઉપસૂચના આણી. જનાબ ઝીણાએ પણ પોતાની ઉપસૂચનામાં કરારો રદ કરવાની નોટીસ તુરત આપવી જ એવું વાક્ય દાખલ કર્યું હતું; તે ઉપરાંત હિંદ સરકારે વેપાર અંગે તપાસ કરી રિપોર્ટ કરવો અને ક્યા દેશ સાથે કરારો કરવાથી હિંદને ફાયદો થશે તે તપાસવું તથા તે તરેહના કરાર પછી સ્વીકારણા અર્થે સભાગૃહ પાસે રજૂ કરવા એમ ઉમેર્યું હતું. શ્રી ગૌબાની ઉપસૂચના સરકારી ઠરાવને મળતી હતી. પણ ગૌબાની સૂચનાએ એ પણ સ્પષ્ટ બતાવી આપ્યું કે ઝીણાના સઘળા અનુયાયીઓ તેમને જ અનુસરશે એ ચોક્કસ ન ગણાય. વળી

મુસ્લિમ સભાસદોમાં એક એવો વિચાર વહેતો મુકાયો કે સરકારનો ઠરાવ એક મુસલમાને રજૂ કર્યો છે એટલે જો બધા મુસલમાનો એને અનુમોદન નહિ આપે તો સરકારની નજરમાં મુસલમાનો ઊતરી જશે. કેટલાએક મુસલમાન સભ્યો આ જાળમાં સપડાયા; પરંતુ એટલું કહેવું જોઈએ કે ઘણાખરા પોતાના પક્ષની વફાદારી અને દેશાભિમાનને ભૂલ્યા નહોતા. આ પરિસ્થિતિમાં મહાસભા પક્ષ, ઝીણાના અનુયાયીઓ અને કૉન્ગ્રેસ નેશનેલિસ્ટ પક્ષ સહુએ સહકાર કરીને સફળ વિરોધ કરવાનું નક્કી કર્યું, અને ઝીણાની ઉપસૂચના સ્વીકારી લીધી. એમ કહીએ તોપણ ચાલે કે મહાસભાની ઉપસૂચના તેમ જ જનાબ ઝીણાની ઉપસૂચના બંને વિષે અગાઉથી પેંતરો ગોઠવાયો હતો; કોણે ભાષણ કરવું અને કયા મુદ્દા ઉપર બોલવું તે

ઇંગ્લાંડે હિંદની ખેતીની ઉપજને જે સગવડ આપવાનું જણાવ્યું છે તેને પરિણામે એનો નિકાસ વેપાર વધ્યો નથી, એટલું જ નહિ પરંતુ કરાર પૂર્વે જે એ ઘટયો હતો તે પણ મૂળ સ્થિતિએ પહોંચ્યો નથી. (૨) બીજા દેશો સાથેના નિકાસ વેપારમાં જે ઘટ આવવા માંડી હતી તે ભરપાઇ થઈ નથી. (૩) દુનિયાના બીજા દેશોનો વિચાર કરતાં દરેક દેશ સાથે સ્વતંત્ર કરારો કરવામાં જ વધારે લાભ છે.' સરકારે જે વેળા આ રિપોર્ટ પોતા પાસે આવ્યો ત્યારે જ એટલે ૧૯૩૪માં જ કરારો રદ કરવાની નોટીસ આપવી જોઈતી હતી. આમ ન કરવાનું સરકાર કયું કારણ બતાવે છે? નોટીસ આપશું તો ઇંગ્લાંડનો સદ્‌ભાવ ખોઈ બેસશું એ જવાબ આપવામાં આવે છે. પણ આ તો વેપારની-વહેવારની વાત છે. આમાં સદ્‌ભાવનો સવાલ જ ક્યાં છે? હું કહું છું કે નોટીસ આપતાં વેંત ઇંગ્લાંડ સમાધાનકારક વૃત્તિ (Negotiating mind) ધારણ કરશે. કરારના મુદ્દાઓ તપાસીશું તો જણાશે કે (૧) અળશીનું તેલ, ચામડાં, તમાકુ અને કાચા લોખંડની આયાત ઇંગ્લાંડમાં વધી છે, પણ આ વધારો તો ઇંગ્લાંડે વસાહતો પાસેથી એ માલ વધારે લીધો તેનું પરિણામ છે; હિંદ પાસેથી તો તેણે એ માલ ઓછા પ્રમાણમાં જ લીધો છે. (૨) ચોખા, ખોળ, શીંગદાણા અને કઠોળ ઇંગ્લાંડે હિંદ પાસેથી વધારે પ્રમાણમાં ખરીદ્યાં હોય તોપણ એ ચીજોનો બીજા દેશો સાથેનો વેપાર ઘટી ગયો છે. (૩) કૉફી અને તમાકુમાં તો બિલકુલ નિકાસ વેપાર વધ્યો જ નથી. વળી જે ચીજોમાં ૧૦ ટકા વધારે અનુકૂળતા ઇંગ્લાંડને આપવામાં આવી હતી, તે ચીજો અંગે બીજા દેશોએ પોતાનાં ચલણની કિંમત ઘટાડીને ઇંગ્લાંડ સાથે હરીફાઈ તો ચાલુ જ રાખી. પરિણામ એ આવ્યું કે ઇંગ્લાંડના તૈયાર માલને હિંદી જકાતની ઓટે બીજા દેશો સાથે હરીફાઈમાં ટકી રહેવાની સગવડ મળી! આમ આ કરારોને લીધે ઇંગ્લાંડે પોતાનો વેપાર ટકાવી રાખ્યો, કેટલીએક બાબતોમાં તો ઉમેરો પણ કર્યો. હિંદમાંથી

ત્રણ કરોડનો માલ ઈંગ્લાંડમાં વધારે ખપ્યો તો સામે એકંદર ચોવીશ કરોડના પરદેશ સાથેના વેપારમાં હિંદને ઘસારો મળ્યો છે, જે બાબત તો ડૉ. મથાઈએ પણ કબૂલ કરી છે ! આમાં દેશને કયાં ફાયદો થયો છે ? અને ફાયદો નથી થયો તો કરારો રદ થવા જ જોઈએ."

પછી શેઠ શ્રી. મથુરાદાસ વસનજીએ પોતાનું ભાષણ વાંચી-સંભળાવ્યું. શેઠ વસનજીનું ભાષણ એટલે પ્રો. કે. ટી. શાહની જ વિચારસરણી છે એમ સભાગૃહે માન્યું અને એ હિસાબે શાંતિથી ધ્યાનપૂર્વક બધું સાંભળ્યું. તેમણે કરારનો ત્રણ દૃષ્ટિએ વિચાર કર્યો હતો. (૧) આ કરારને પરિણામે હિંદનો બીજા (સામ્રાજ્ય બહારના) દેશો સાથેનો વેપાર પડી ભાંગ્યો; અને એ ખાધ કરારની છત્રછાયાવાળા સામ્રાજ્ય માહેના દેશો સાથેના વેપારથી પુરાઈ નથી. (૨) વેપારી પાસાંઓ જે રીતે પહેલાં અનુકૂળતાભર્યાં હતાં તેમાં થયેલ ફેરફાર ભારે નુકસાનકારક છે. (૩) કરારની સગવડતાને પરિણામે-હિંદના ઉદ્યોગોને સામ્રાજ્ય માંહેની વસાહતો તેમ જ ખુદ ઈંગ્લાંડ-તરફથી વધારે પ્રતિકૂળતા ઊભી થઈ છે. ૧૯૧૮ પછી હિંદનો પરદેશો સાથેનો પરચુરણ ચીજોનો વેપાર ( Stores and Merchandise ) સરેરાશ વાર્ષિક રૂા. ૫૭૩ કરોડનો હતો તે ૧૯૩૪–૩૫ માં ૨૯૩ કરોડ ઉપર આવ્યો છે, એટલે કે ૫૦ ટકા ઘટી ગયો છે. આમાં રૂપિયાની સોનાના ભાવે કિંમત ઘટી છે તેનો હિસાબ મૂકયો નથી, નહિતર એ ઘટ હજુ ઘણી વધી જાય. બીજા દેશોએ સંરક્ષણની દીવાલો ઊભી કરી માટે આ ઘટ આવી છે એમ કહેવું સર્વાંશે સાચું નથી. ૧૯૨૯ની મંદી પહેલાંથી એ દેશોએ એ જ ધોરણ સ્વીકાર્યાં હોવા છતાં હિંદનો વેપાર ઘટ્યો નહોતો. બીજા દેશો સંરક્ષણની વેપારનીતિએ ચાલતા હોય તોપણ ઉદ્યોગો ચાલુ રહે તે ખાતર તેઓ આ દેશનો માલ ખરીદે જ છે. સાધારણ રીતે લેવડદેવડમાં ખાતું હિંદના તરફમાં જમાતું રહેતું હોવાથી ઈંગ્લાંડનું

-બધું ચુકવાઈ જવા ઉપરાંત ૬૭ વરસે હિંદમાં થોડું ઘણું સોનું આવે ત્યારે જ ભરપાઈ થતી. આ કરારો થયા પછી એ પરિસ્થિતિ સાવ ઊલટી જ બની છે. હિંદમાં સોનું આવવાને બદલે ઘણા મોટા પ્રમાણમાં તે પરદેશ ચાલ્યું જાય છે. આયાત નિકાસના આંકડાઓથી એ સિદ્ધ થઈ શકે તેવુ છે કે આ કરારોથી ઈંગ્લાંડનો વેપાર વધ્યો છે. ઈંગ્લાંડે તો કરાર કર્યા છતાં માલ સસ્તો મળ્યો ત્યાંથી લીધો છે, જ્યારે કરાર દ્વારા પોતાના તૈયાર માલ માટે સારી કિંમતે કાયમી અને સ્થિર બજાર મેળવ્યું છે। પરિણામે હિંદના ઉદ્યોગો પર ભારે ઊલટી અસર થઈ છે. આ કરારોથી દેશનું ભારે નુકસાન થયું હોઈ એ રદ થવા જ જોઈએ."

ડૉ. બાનરજીએ કહ્યું "ઈંગ્લાંડમાં ખાસ સગવડો વિનાના માલની નિકાસ જેટલી (૨૯૭) વધી તેટલી સગવડવાળા માલની નિકાસ (૭.૫) વધી નથી; ઊલટાનું અહીં આવતા ખાસ સગવડવાળા માલની આયાત ૩૪ ટકા વધી છે, જ્યારે ખાસ સગવડ વિનાના માલની આયાત માત્ર ૧૪ ટકા જેટલી વધી છે. એ બતાવી આપે છે કે જો કરાર ન કર્યા હોત તો ઈંગ્લાંડે કર નાખીને વેર લીધું હોત એ વાત ખોટી છે."

મારી દૃષ્ટિએ ટૂંકમાં, મુદ્દાસર અને બરાબર ગળે ઊતરી જાય એવુ ભાષણ શ્રી મતીન ચૌધરીએ કર્યું ગણાય. ૧૯૩૨ ની સાલમાં તેઓ ધારાસભાના સભ્ય હતા, તેથી તે વેળા શું બન્યું તે વિષેની તેમને બરાબરની માહિતી હતી. ૧૯૩૨ માં આ કરાર જ્યારે ધારાસભા પાસે સંમતિ માટે રજૂ થયા ત્યારે સર જોસેફ ભોરે અને સર ષણ્મુખમ્ ચેટ્ટીએ મોટાં જોરદાર ભાષણો કરીને કરાર થતાં જ એકદમ નિકાસ વેપાર વધી જશે, ઉત્પાદન વેપાર પણ વધશે, વગેરે ભાવિનાં સુંદર ચિત્રો ખડાં કર્યાં હતાં. એ બધી ભવિષ્યવાણીઓ ખોટી પડી છે, આશામાં નિરાશા જ સાંપડી છે, માટે આટલા અનુ-

ભાવે હાલા થઈને કરારો રદ કરવામાં જ શાણપણ રહેલું છે એમ એમણે પ્રતિપાદન કર્યું. તેમણે દરેક ચીજ વારાફરતી લઈને આંકડાઓથી સાબિત કરી બતાવ્યું કે આના વેપારમાં કશો લાભ થયો નથી. કોઈ અંગે સર બોર સાહેબે કહેલું કે એકંદર ૧૦ લાખ એકરનું વાવેતર વધશે અને એકરે ૧૦ રૂપિયા ફાયદો ગણીએ તો વાર્ષિક એક કરોડનો લાભ દેશના ખેડૂતોને મળશે. ૧૯૩૧–૩૨, ૧૯૩૨–૩૩, ૧૯૩૩–૩૪ અને ૧૯૩૪–૩૫ના આંકડા બતાવે છે કે આ વાવેતરમાં બહુ મોટો વધારો થયો નથી. અળશીના તેલની નિકાસ વધશે એમ બોર અને ચેટ્ટીનું કહેવું હતું. ૧૯૩૨–૩૩ માં ૧૪૩ લાખ ગેલન તેલ ઈંગ્લાંડમાં મોકલવામાં આવ્યું હતું; ૧૯૩૪–૩૫ માં આ આંકડો ૭૩ લાખ ઉપર આવી ગયો. કરારમાં જોડાયેલા દેશો ૧૯૩૨–૩૩ માં આ માલ ૬૫ ટકા ખરીદતા હતા, તે ૧૯૩૪–૩૫ માં ૪૫ ટકા ઉપર આવી ગયા. આવી પરિસ્થિતિમાં ખાસ કરારોની સગવડથી શો ફાયદો થયો એ જ મોટો સવાલ છે. ખાસ સગવડ આપેલી ચીજોનો બીજા દેશો સાથેનો વેપાર ઘટી ગયો છે. ૧૯૩૦–૩૧ સાલમાં એ વેપાર ૧૦૫ કરોડની રકમનો હતો. તે ૧૯૩૪–૩૫ માં ૫૦ કરોડ સુધી ઘટી ગયો છે. આ બધું કરારને લીધે જ બન્યું એમ સર્વાંશે સાચું ન હોય તોપણ એક વાત તો ચોક્કસ જ છે કે જો હિંદુસ્તાન માલ ન ખરીદે તો તેઓ હિંદનો માલ શા માટે ખરીદે? કરારોને પરિણામે ઈંગ્લાંડની પકડ હિંદ ઉપર વધારે મજબૂત થઈ છે. હિંદ વેપારી દૃષ્ટિએ ઈંગ્લાંડના સર્વાંશે કબજામાં આવી જાય એ હેતુથી જ આ કરારો થયા છે એ સ્પષ્ટ વાત છે. ટૂંકમાં આ કરારો દેશનું અનિષ્ટ કરનારા નીવડ્યા

આપવી, સંરક્ષણ આપવું એ જ થાય એવી સગવડો આપવાથી તો આપણે પોતે જ આપણી સામે એક નવા હરીફને જન્મ આપીએ છીએ! વળી એથી દેશની જકાતમાં પણ નુકસાન થાય, એ તો જુદું. જકાત ઓછી લેવાવાને કારણે એક કરોડ રૂપિયાનો જે વધારે કર મળત તે ન મળ્યાનું નુકસાન માત્ર ઊભું રહ્યું! ઓટાવા કરાર અંગે એક જાણીતા અર્થશાસ્ત્રી સર આર્થર સ્લેટર જણાવે છે કે 'જો એકંદરે વેપાર વધ્યો હોય તો કરાર યશસ્વી નીવડ્યા ગણાય. કેવળ વેપારની દિશા ફેરવાય અગર એક દેશનો વેપાર વધે ને બીજાનો ઘટે એમ બને તો કરારો નિષ્ફળ નીવડ્યા એમ લેખવું જોઈએ.' અળશીની બાબતમાં ઈંગ્લાંડની યુક્તિઓ હજુ લોકો બરાબર જાણી શક્યા નથી. સામ્રાજ્ય બહારના દેશોમાંથી આવતી અળશી પર ઈંગ્લાંડે ૭૦ શિલિંગમાંથી વધારીને જકાત દર ટને ૧૦૦ શિલિંગ કરી, અને એથી હિંદને લાભ કરી દેવાયો એમ કહેવાય છે. પરંતુ સાચી વાત એ છે કે અળશીના તેલમાંથી જેટલું તેલ અમુક જાતના પદાર્થો (શાઈ, વારનિશ, રંગ વગેરે) બનાવવામાં વપરાય છે તેની પાછળ ટને ૪૦ શિલિંગ જકાતમાંથી પાછા અપાય છે, જે હકીકત આપણી સભાએ ઓટાવા કરાર કબૂલ કર્યા ત્યારે આપણે જાણતા નહોતા. અને જકાત જ્યારે ૧૦૦ શિલિંગ સુધી લઈ ગયા ત્યારે એ વળતરની રકમ વધારીને ૬૦ શિલિંગે લઈ જવામાં આવી. અળશીના તેલનો ૬૦ ટકા ભાગ ઈંગ્લાંડ આવા અન્ય પદાર્થો બનાવવામાં વાપરે છે, એટલે એ બીજા દેશોને તેટલી રકમ પાછી મળતી! એથી જ ઈંગ્લાંડમાં આપણો અળશીનો વેપાર વધ્યો નથી."

સર જેમ્સે કહ્યું: "જો દશ ટકા સગવડ જકાતમાં ઈંગ્લાંડે હિંદના માલ ઉપર ન આપી હોત તો ભારે મુશ્કેલી ઊભી થાત. બીજા દેશો સાથેનો હિંદનો વેપાર ઘટ્યો હોય તોપણ ઈંગ્લાંડ સાથેનો તો વધ્યો જ છે. કરાર વેળા ધારેલી કેટલીએક આશાઓ ફળીભૂત થઈ નથી એ વાત સાચી. પણ તેનું કારણ તો દુનિયામાં

બધે ચલણમાં થયેલા ફેરફારો, હુંડિયામણની અસ્થિરતા, રાષ્ટ્રીય અર્થવાદ, ભાવની ચડઊતર વગેરે છે. કરાર રદ કરીએ તો તેને બદલે બીજી વિધાયક સૂચના શી છે? કૉન્ગ્રેસ પાસે તો નથી જ. શ્રી. ઝીણા પણ બીજી તપાસ કરવાનું કહ્યા છતાં કરાર રદ કરવાની વાત તો કહે જ છે. તેમને કૉન્ગ્રેસના મતો જોઈએ છે, એટલે સફાઈથી એનો અંચળો ઓઢવાની કુશળતા એમણે દેખાડી છે. હું કહું છું ઝીણા ફસાવાના છે, કેમકે કૉન્ગ્રેસ તો આખું જહાજ ડુબાવવા માગે છે! દુનિયામાં વેપાર ઘટતો જાય છે એ વેળા જે બજાર આપણો માલ ખરીદે છે તેને તોડી નાખવામાં ડહાપણ નથી, નરી મૂર્ખાઈ છે!"

શ્રી. સત્યમૂર્તિએ કહ્યું: "ઈંગ્લાંડ વેપાર અટકાવશે એ ખાલી ગપ છે. કરાર પાછળ પ્રજાનું પીઠબળ કેટલું છે તે કરાર કરનાર સર ષણ્મુખમને ચૂંટણીમાં મળેલી હાર બતાવી આપે છે. કરાર થતા પહેલાં જ બ્રિટને આયાત જકાત દાખલ કરી હતી; અને બ્રિટનની યોજનામાં હિંદ સામેલ ન થાય તો તે જકાત વધારવાની તેણે ધમકી પણ દાખવી હતી! એટલે આ કરાર ખુલ્લા દિલથી અરસપરસ છૂટછાટ મૂકીને કરાયા છે એ કહેવું સાવ જૂઠું છે. વેપારમંત્રી સર ભોર પણ કહે છે કે એકંદર વેપારમાં થયેલ વધારો એ જ સફળતાની કસોટી છે કે ડૉ. મથાઈ કહે છે, વેપારની દિશા બદલાઈ એમાં કશી હરકત નથી, એ કથન ખોટું છે."

થવો હોય તો અમારે જરા ય વાંધો નથી. ઈંગ્લાંડ હિંદના માલનો બહિષ્કાર કરી શકે તેમ નથી; માત્ર સુકા દમથી ડરવાનું કશું કારણ નથી. આ વાત ધંધાની-વેપારની છે; આમાં રાજકારણ નથી. ફાયદો થતો નથી-ઊલટાનું નુકસાન થતુ જાય છે. માટે આ કરાર રદ થવા જ જોઈએ."

ડૉ. ડિસોઝા તો સરકાર નિયુક્ત સભાસદ હતા. તેઓ નિવૃત્ત આઈ.સી.એસ. હોઈ ડૉકીનું વાવેતર કરતા હતા. ૧૯૩૨ની સાલમાં કરારને અનુમોદન આપનાર આ ગૃહસ્થે ઊભા થઈ જ્યારે વિરોધ દર્શાવ્યો ત્યારે સભા આખીએ તાલીઓના ગડગડાટથી હોલ ગજવી મૂક્યો. ૧૯૩૪ની કમિટીમાં તેઓ હતા. તેમણે પોતાનો મત સ્વતંત્ર હસ્તપત્રક દ્વારા દર્શાવ્યો હતો; તેમાં કરારને કારણે દક્ષિણ હિંદનો ચોખા, ટાપરું અને કૉફીનો વેપાર પડી ભાંગ્યાનું સ્પષ્ટ રીતે જણાવ્યું હતું. તેમણે કહ્યું: "૧૯૩૩-૩૪ની સાલમાં ઈંગ્લાંડ સાથેનો વેપાર ૩,૧૮ કરોડ વધ્યો પણ બીજા દેશો (સામ્રાજ્ય બહારના) સાથેનો વેપાર રૂ. ૧૪,૭૮ કરોડનો ઘટ્યો. ૧૯૩૪-૩૫માં ઈંગ્લાંડ સાથેનો વેપાર રૂ. ૩ ૪૧ કરોડનો વધ્યો પણ બીજા દેશો સાથેનો રૂ. ૧૮.૩૯ કરોડ ઘટ્યો. ઈંગ્લાંડ આપણો માલ વધારે લઈ શકે ખરું પણ તે લેતું નથી તેનુ કારણ વસાહતોમાં તેમ જ દક્ષિણ અમેરિકામાં બ્રિટિશ મૂડી ખેતીવાડીમાં રોકાયેલી છે, એટલે સહેજે ત્યાંનો માલ લેવાનું ઇંગ્લાંડને વધારે વાજબી જણાય છે સિવાય એ દેશો સાથે ઇંગ્લાંડને નિકાસ વેપાર પણ હોઈ એને એમ કરવું જરૂરનું છે. મને સરકારે નીમેલો હોઈ મારી સ્થિતિ વિકટ છે. પણ એક બાજુ મારો સમાજ અને બીજી બાજુ મને નિયુક્ત કરનાર સરકારના હિતોમાં વિરોધ ઊભો થાય ત્યારે મારે મારા સમાજના હિતને પક્ષે મારો મત આપવો એ જ મારી ફરજ થઈ પડે છે." વખત પૂરો થઈ જવાથી તેઓ વધારે બોલી ન શક્યા.

હિંદી વેપારી સંયુક્તસંઘ(Federation of Indian Chambers of Commerce) નું મંતવ્ય શ્રી બી. દાસે રજૂ કર્યું. કરારો રદ કરીને પછી ઈંગ્લાંડ, વસાહતો અને બીજા દેશો સાથે નવેસરથી અલગ અલગ વેપારી કરારો માટે વાટાઘાટો ચલાવવાનું તેમણે પોતાનું સ્પષ્ટ મંતવ્ય રજૂ કર્યું. "જનાબ ઝીણાની ઉપ-સૂચનામાં તે આવે છે. બ્રિટિશ સરકારે હિંદ સરકારને આ કરારો અંગે શા હુકમો કર્યા છે તે અહીંની સરકારે જાહેર કરવું જોઈએ. કરારોને પરિણામે ઈંગ્લાંડ સાથેનો વેપાર વધ્યો નથી, ઊલટાનો બીજા દેશો સાથેનો ઘટયો છે કરારો છતાં વસાહતો બીજા દેશો સાથે જુદા કરારો કરી શકે છે જ્યારે આપણે કરી શકતા નથી એ દુર્દૈવની બિના છે. અગાઉ હિંદનો માલ જર્મનીમાં પુષ્કળ જતો અને વેપારમાં એકંદરે હિંદનું લેણું વધારે પડતું. ટ્રેડ કમિશ્નર શ્રી ગુપ્તા પોતે પણ જણાવે છે કે કરારો પછી આ સ્થિતિ સાવ ઊલટી બની છે, કેમકે જર્મની હિંદનો કાચો માલ લેતું હવે બંધ થયું છે. ઈંગ્લાંડના ટ્રેડકમિશ્નર પણ જણાવે છે કે કરારોને પરિણામે ઈંગ્લાંડનો વેપાર ટકી રહ્યો છે, એટલું જ નહિ પણ કેટલીક બાબતોમાં તો દુનિયાનો વેપાર ઘટવા છતાં ઈંગ્લાંડનો તો વધ્યો છે. હું પૂછુ છું, કરારો કરતી વેળા હિંદી વેપારીઓને પૂછ્યું હતું ખરું? હવે અનુભવે પણ સરકારમાં ડહાપણ આવશે ખરું? હિંદ સરકાર આમ ઈંગ્લાંડ સરકારના મુનીમ તરીકે

મતના અને આયાત જકાત વધારવાનાં ધોરણો બધા દેશોમાં દાખલ થયાં તેથી ઈંગ્લાંડે જ ઉપજાવી કાઢી, તેનો અમલ કરાવ્યો અને હિંદને પણ તેમાં ખેંચ્યું જો હિંદુસ્તાન છૂટો હોત તો તેણે જુદા દેશો સાથે કરારો કરીને કાંઈ નહિ તો પોતાનો અસલ વેપાર ટકાવી રાખ્યો હોત પણ આ કરારમાં બંધાઈ જવાને લીધે સ્વાભાવિક રીતે જ બીજા દેશોએ પણ પોતાના હિતની દૃષ્ટિએ હિંદ સાથેના પોતાના વેપારનું ધોરણ પોતે ગોઠવી કાઢ્યું, અને પરિણામે હિંદનો એ દેશો સાથેનો નિકાસ વેપાર ઘટી ગયો ઓટાવા કરારને પરિણામે હિંદુસ્તાનને ઈંગ્લાંડનો મોંઘો માલ લેવો પડ્યો. ઈંગ્લાંડથી માલ વધારે આવ્યો એટલે ત્યાં માલ પણ વધારે મોકલવો પડ્યો. એટલું જ નહિ પરંતુ ભાવ શો ઊપજશે એના વિચારમાં ઊતર્યા વિના ત્યાં જ માલ વેચવો પડ્યો, કેમકે કરાર બહારના અન્ય દેશોમાં માલ જતો અટકી પડ્યો તે ક્યાંક વેચવો તો જોઈએ જ ! સર્વત્ર આયાત જકાત દાખલ થયેલ હોવાથી દુનિયાની બજાર સંકોચાતી ગઈ અને ઓટાવા કરારને લીધે હિંદુસ્તાનના માલની બજાર તેથી ય વધારે મર્યાદિત બની. પોતાનો વેપાર વધારવા ખાતર ઈંગ્લાંડે ઓટાવા કરારની યોજના ઊભી કરી, અને એનું પરિણામ આપણા દેશનો વેપાર ઘટી જવામાં આવ્યું. બીજા દેશો સાથેનો વેપાર ઘટી ગયો તેથી જ આ દેશ પૂરતી તે તે દેશને હુંડિયામણની મુશ્કેલી ઊભી થઈ, અને તે નિવારવા જતાં તેમને આ દેશનો માલ ઓછો લેવો પડ્યો '

સર ગિરજાશંકર વાજપેયીને મારે જવાબ આપવાનો હતો. તેમની સાથે મારે અગાઉ ચર્ચા થઈ હોવાથી હું તેમના બધા મુદ્દાઓ પહેલેથી જ જાણતો હતો. તેમના ભાષણ પછી શ્રી વેંકટાચલમનું ભાષણ થતાં તે દિવસનું કામ ખતમ થયું.

[ ૬ ]

ચર્ચા માટેનો છેલ્લો દિવસ તા. ૩૦મી માર્ચનો હતો. વચ્ચેના તા. ૨૮ અને ૨૯ મીનઃ બે દિવસો ખાલી હતા. તે દરમિયાન બંને પક્ષો

તરફથી મતો મેળવવા માટેના જોરદાર પ્રયત્નો ચાલી રહ્યા. સ્વતંત્ર પક્ષના સભ્યો પર તરેહતરેહના પાશ વીંટાવા લાગ્યા. ચિડાવાના દાખલા પણ બન્યા. એક મુસલમાન અધિકારીએ વિવેક ત્યાગીને મુસલમાન સભાસદોને વાળી લેવાના પ્રયત્નો આદર્યા. મૌલાના શૌકતઅલી ખૂબ છેડાઈ પડ્યા. તેમણે એ ભાઈને મુસલમાનોનું ઇમાન 'ખરાબ' ન કરવા બદલ તાકીદ આપી અને જો ફરીને જનાબ ઝીણા વિરુદ્ધ મતો આપવા ખટપટ કરી છે તો શૌકતઅલીના પંજાનો સ્વાદ ચાખવો પડશે એમ પણ સંભળાવ્યું!

શ્રી અસફઅલી, હું, અમે બધા આંખમાં તેલ આંજીને પૂરેપૂરા જાગ્રત રહી મહેનત કરતા હતા દરમિયાન બધા પક્ષોના આગેવાનોની સભા થઈ તેમાં હવે પછી મહાસભા તરફથી હું અને પંડિત પંત બોલે, કૉન્ગ્રેસ નેશનેલિસ્ટોમાંથી લોકનાયક અણે બોલે અને તે પછી જનાબ ઝીણા બોલે, અને બધા વિરોધી પક્ષો બોલી રહે તે પછી સર ઝફરુલ્લાએ જવાબ આપવો એમ ઠર્યું હતું બે દિવસો દરમિયાન મે વધારે તૈયારી કરી લીધી અને ૨૦ મિનિટમાં શા શા મુદ્દાઓ કેવી રીતે રજૂ કરવા એનો પાકો આલેખ વિચારી લીધો.

એ સિવાય બીજો માર્ગ નહોતો. શ્રી. ભુલાભાઈએ નેતા તરીકે જરા કડકાઈ બતાવી હોત તો તેઓ તેમ કરી શકત. આ સવાલ કેવળ મહાસભા પક્ષનો જ નહોતો, પરંતુ અન્ય પક્ષો સાથે જે રીતની વાત નક્કી થઈ હતી તેમાં ફેરફાર કરવો વાજબી નહોતો. પરંતુ બંને ડૉકટરો પોતાની જીદ છોડતા નહોતા. ડૉ. દેશમુખની ભાષા અને વલણ બંને અયોગ્ય હતાં એ ખેદ સાથે જણાવવું પડે છે. તે દહાડે પ્રશ્નોત્તરો ન હોવાથી બેઠક ૧૧ વાગતાં શરૂ થઈ. શ્રી. ભુલાભાઈ દેસાઈ, હું અને અન્ય સભાસદો પણ ચિઢાયેલ અને કંટાળેલ મનોદશામાં જ સભાગૃહમાં દાખલ થયા.

વેપારખાતાના મંત્રી મી. સ્ટુઅર્ટે પહેલું ભાષણ કરી લીધા પછી સર હોમી મોદી બોલવા ઊભા થયા. તેમનું ભાષણ હમેશાં ટૂંકું, માર્મિક અને છટાદાર હોય છે. "સહુએ આ ચર્ચામાં મિશનરીઓના ઉત્સાહથી ભાષણ કર્યું છે છતાં એક પણ મેંઢું આ પક્ષમાં સામા પક્ષમાંથી જાય એમ દેખાતું નથી! દરેક એમ માને છે કે પોતામાં પૂર્વગ્રહો નથી. આપણે મુખ્ય વિચાર એ કરવાનો છે કે કરારોથી લાભ થયો છે? અગર કરારો રદ કરવાથી નુકસાન થશે ખરું? હું એમ માનું છું કે અસામાન્ય અને મુશ્કેલીભર્યા સમયમાં થોડીએક વેપારના સંરક્ષણની કરેલી યોજના એટલે જ ઓટાવા કરાર. ૧૯૨૯ની સાલને સરખામણીનું વર્ષ ગણીએ તો ઓટાવા કરાર થયા તે વેળા દુનિયાનો વેપાર ૭૪ ટકાએ આવ્યો હતો. કરારને લીધે જુદી જુદી ચીજોનો અલગ અલગ વેપાર વધ્યો કે કેમ તે જોવાને બદલે આપણે એકંદરે શું થયું તે તપાસીએ. હિંદનો નિકાસ વેપાર ૧૯૩૨–૩૩ની સાલમાં રૂા. ૧૩૬ કરોડનો હતો, જ્યારે આયાત વેપાર રૂા. ૧૩૨ કરોડની આસપાસ હતો; એટલે કે હિંદને ૪ કરોડનો લાભ રહેતો હતો. તે પછીનાં વર્ષોમાં આયાત વેપાર લગભગ એટલો જ ટકી રહ્યો જ્યારે નિકાસ વેપાર અનુક્રમે રૂા. ૧૫૦ કરોડ, રૂા. ૧૫૪ કરોડ અને રૂા. ૧૬૨ કરોડ સુધી ૧૯૩૫–૩૬માં

પહોંચ્યો. એટલે કે ૧૯૩૨–૩૩માં દુનિયા આખીની મંદીની અસર હિંદને પહોંચી ચૂકી હતી. પણ ઓટાવા કરાર પછીનાં વર્ષોમાં ધીરે ધીરે વેપાર હિંદના લાભમાં વધતો ગયો. એ બચત બેશક ઈંગ્લાંડને આપવી પડતી દેવાની રકમ ભરપાઈ કરે તેટલી ન હોય તોપણ લાભ થયો જ છે; પૂરેપૂરો બદલો અપાય એટલો લાભ નથી થયો એમ કહી કરારોને દોષ દઈ ન શકીએ. બીજા દેશોની સ્થિતિ જોતાં ઈંગ્લાંડનું ચલણ પ્રમાણમાં સારું ટકી રહ્યું છે, એટલે એવા દેશ સાથેની બરાકી તોડી નાખવામાં ડહાપણ નથી. કરારને પરિણામે બધાને સરખો લાભ ન મળ્યો હોય, તોપણ આ દેશને કશો લાભ જ નથી મળ્યો એમ કહેવું ખોટું છે મુખ્ય સવાલ એ છે કે આપણને નુકસાન થયું છે? ના. ફાયદો થયો છે? હા. તો એ નક્કર સત્ય છે. કરાર રદ કરવાથી જે લાભ મળે છે તે ખોઈ બેસશું, અને બીજી આશા બાંધી હશે તે ફળદાયી નહિ નીવડે. અલગ અલગ કરારો કરવાનો વિચાર કરીએ તોપણ તે અમુક ચીજોમાં જ બની શકે છે. તુર્કસ્તાનમાં આપણે ૩૬ લાખની કિંમતનો માલ મોકલીએ છીએ, તેની પાસેથી કશું લેતા નથી. ત્યાં કરાર શાના કરશું? બને ત્યાં સઘળે હિંદ સરકાર બીજાની સાથે કરારો કરે જ છે. આપણે ઓટાવા કરારો રદ કરવાથી માત્ર દુનિયાને એટલું જ જણાવી શકશું

વાદનો વિરોધ દાખવે છે એ ઠીક છે, છતાં અત્યારે તો આ કરારથી દેશને લાભ થયો છે કે કેમ એ એક જ બાબત વિચારવી જોઈએ. સર મોદીએ ૧૯૩૨-૩૩માં રૂ ૪ કરોડ હિંદના લાભમાં વેપાર હતો એટલું કહ્યું પરંતુ ૧૯૩૧-૩૨ની સાલના આંકડા તેમણે કેમ જણાવ્યા જ નથી? ૧૯૩૧-૩૨ની સાલમાં આ લાભ રૂ. ૩૫ કરોડનો હતો, અને સર મોદીએ માંડેલા આંકડા ગમે તેટલો ચડતો લાભ દર્શાવનારા હોય તોપણ ૩૫ કરોડે તો પહોંચ્યા નથી જ! અને પહોંચશે પણ નહિ એ દેખીતું જ છે. કરારથી ધાર્યો લાભ નથી થયો એ વાત સહુ સ્વીકારે છે. આ કરારોમાંથી દેશને છોડાવવો જ જોઈએ મારા માનનીય મિત્ર જનાબ ઝીણાએ હિંદી વેપાર અને ઉદ્યોગ વતી આપણા પ્રમુખને કાજી ગણીને તેમની પાસે 'તલાક, તલાક, તલાક' એમ ત્રણ વાર બોલીને આ કરારોથી છૂટાછેડા મેળવવાની માગણી કરી છે. આપણે તે છૂટાછેડા મેળવી લેવા જોઈએ." લોકનાયક અણેના બેઠા પછી લાંબા વખત સુધી તાળીઓ ચાલુ રહી.

તે પછી સર ફ્રેન્ક નોઈસ મજૂર મંત્રી બોલ્યા. તેમણે પૂરું કર્યું ત્યારે ઘડિયાળમાં ૧-૧૫ મિનિટ થઈ હતી લંચ (ઉપાહાર) માટે સભા મુલતવી રહી અમે પક્ષની ઑફિસમાં એકઠા મળ્યા. ઘણા સભાસદો નારાજ થયેલા જણાતા હતા. ડૉ. ખરે તો ચિડાઈ પડ્યા હતા. પંડિત પંત પણ ત્રાસી ગયા હતા. તેમણે કહ્યું. "इस अटमोसफियरमें हम भी बोलना नहीं चाहते." મેં તેમને કહ્યુંઃ "જે બનાવ બની ગયો છે તે વિષે ચર્ચા પાછળથી કરીશું પરંતુ નક્કી કર્યું છે તે મુજબ મહાસભાનું મંતવ્ય રજૂ થવું જ જોઈએ. હું નથી બોલ્યો તેથી કશું બગડી ગયું નથી. મને ખોટું પણ નથી લાગ્યું." ઘણી લાંબી ચર્ચા પછી તેમણે બોલવાનું કબૂલ કર્યું. તુરત તેમને જોઈતા તેમનાં પુસ્તકો, નોંધો વગેરે મેં લાવી આપ્યાં, મારાં ટાંચણો તેમણે માગ્યાં તે પણ મેં તેમને આપ્યાં.

પક્ષની ઑફિસમાં બેઠા હતા ત્યાં જ ખબર મળ્યા કે ૩–૪ પંજાબી મુસલમાન સભાસદો ઢીલા પડ્યા છે અને સરકારને પક્ષે જશે. અમારી ગણતરી મુજબ અમારા પક્ષે ૭૩ અને સરકાર પક્ષે ૬૫ મતો મળશે એમ હતું. જો ૪ જણા ફૂટે તો બંને પક્ષે ૬૯ મતો થાય અને પ્રમુખ કઈ બાજુ મત આપશે એ તો સ્પષ્ટ ન હતું! હું અને બીજા બેત્રણ જણા તુરત ઊભા થયા. આશરે અરધા કલાક પછી પેલા ત્રણે પંજાબી મુસલમાન સભાસદોને ખોળી કાઢ્યા. શી પરિસ્થિતિ છે એ વિષે ઝીણાએ મને પૂછતાં તેમને નવી પરિસ્થિતિથી માહેતગાર કર્યા. ત્રણે સભાસદોને હું તેમની પાસે લઈ ગયો. ઝીણાએ તેમને ચોખ્ખે ચોખ્ખું પૂછ્યું: "તમે શું કરવાના છો?" તેઓ કશું બોલતા નહોતા. આખરે તેમણે સોગંદપૂર્વક જણાવ્યું કે તેઓ ઝીણાની વિરુદ્ધમાં મત નહિ આપે. એનો અર્થ તેઓ તટસ્થ રહેશે એવો થયો. પરંતુ તેઓ ખરેખર તટસ્થ રહેશે ખરા? મને મનમાં શંકા આવી. લોબીમાં, પુસ્તકાલયમાં, બધે પંજાબ સરકારના અનેક અધિકારીઓ ફરતા જણાયા. ૨–૩૦ વાગતાં સભાગૃહમાં ચર્ચાની શરૂઆત થઈ. પણ મેં તો મારો મોરચો લૉબી તરફ જ વાળ્યો. હું તેમ જ સરકારી દંડકો વારાફરતી અમે એ ચાર સભાસદોને સમજાવવા લાગ્યા. આખરે તેમાંના એક સભાસદને મેં કહ્યું: "તમે તટસ્થ રહી શકશો નહિ. તમે બહાર ચાલ્યા જાઓ એ જ વધારે સારું છે." તેમણે મારું માન્યું ને તેઓ બહાર નીકળી ગયા. તોપણ બાકી રહેલા ત્રણ 'સરદાર' સાહેબો શું કરશે તે વિષે મનમાં સતત ભીતિ રહ્યા જ કરતી હતી.

સભાગૃહમાં પતજીની વાણી સિંહની ગર્જના કરી રહી હતી. સર હોમી મોદીની માન્યતા પણ બદલાઈ છે એવી ટીકા કરીને તેમની માન્યતા અનુસાર પણ કરાર સફળ નથી, અને તેથી તે રદ થાય એ જ ઇષ્ટ છે એમ તેમણે પ્રતિપાદન કર્યું. તે પછી આ કરાર કઈ

રીતે થયા, એ સંબંધી વિવેચન કરીને ઈંગ્લાંડ દમદાટી બતાવીને ઓટાવા કરારની યોજના ઊભી કરી છે એ સ્પષ્ટ રીતે બતાવી આપ્યું.

બધા વિરોધી પક્ષો તરફથી ઉપસંહાર કરવા માટે જનાબ ઝીણા ઊભા થયા ત્યારે ચોમેર તાળીઓનો ગડગડાટ થઈ રહ્યો. જ. ઝીણાએ શરૂઆત કરી: " આપણા અર્થમંત્રીએ થોડા દહાડા પૂર્વે રાજકારભાર ચલાવવાની જવાબદારી અમુક અમુક કલમો અનુસાર સરકારની છે એમ કહીને, અંદાજપત્રક નામંજૂર કરેલું હોવા છતાં સલામણ સાથે અમે તે પાસ કરાવ્યું છે એમ તેમણે કહ્યું હતું. અને તો તે અર્થમંત્રી હોય એમ જ દેખાતું નહોતું. કેમકે અર્થ–મંત્રીની ભાષા એવી હોય જ નહિ. ભાડું વસૂલ કરનારો ભૈયો જ એવી ભાષા વાપરી શકે. પણ આજે વેપારમંત્રી કહે છે કે આ ઠરાવ અંગે સભાગૃહ જે નિર્ણય કરશે તે સરકાર કબૂલ રાખશે. એમની મંજૂરી ક્યાં સુધી ટકશે? પાંચ વર્ષ સુધી? મતગણતરી થતાં સુધી? કેમકે તે પછી તો રાજકારભારની જવાબદારી શરીરથી અહીં, મનથી ડાઉનિંગ સ્ટ્રીટમાં અને મગજથી વેસ્ટમિનિસ્ટરમાં રહેનારી સરકાર ઉપર ચાલી જશે એ સ્પષ્ટ છે. વારુ, કરારો કેવા થયા? શા માટે થયા? ૧૯૩૧ની સાલમાં ઈંગ્લાંડે સોનાનું ચલણ બંધ કર્યું, તે વેળા તેણે વસાહતોને પૂછ્યું હતું? આ દેશને પૂછ્યું હતું? ઊલટાનો કાયદો પાસ કરીને દમ માર્યો કે છ મહિનામાં અમે બતાવીએ છીએ તે યોજનામાં સામેલ થાઓ, નહિતર તમારા માલ ઉપર જકાત નાખશું! હિંદની સરકારે હુકમ થયો તે પ્રમાણે પ્રતિનિધિઓ મોકલી આપ્યા. ઓટાવા કરાર અંગે બોલવું હોય તો એમ કહેવાય કે અમારા એ પ્રતિનિધિઓએ અમારાં ખૂન કર્યાં છે! સરદાર કમિટી નીમીને વખત લંબાવવા માગે છે. સિવાય કમિટી જે સૂચનાઓ કરશે તે ઈંગ્લાંડ ન સ્વીકારે તો કરારો તો ચાલુ જ રહે! તે કરતાં એની નોટીસ આજે જ આપવી વધારે સારું છે. દરમિયાન બીજા દેશો સાથે-ઈંગ્લાંડ સાથે પણ—પરસ્પરની અનુકૂળતા મુજબના

નવા કરાર થઈ શકશે; એમ કરવું જ વાજબી અને હિતકર છે. કરાર થયાં ત્રણ વર્ષ થઈ ગયાં છે છતાં એ લાભકારક છે કે કેમ એ નક્કી જાણી ન શકાય એ પણ નવાઈ જેવું તો છે જ ના! આ કરારો રદ કરવામાં આવે તો જ બીજા દેશો સાથે વેપારી કરારો કરવાની છૂટ મળે તેમ છે. કમિટી નીમવાની વાતમાં સભાગૃહ સંમતિ ના આપે એમ હું ઇચ્છું છું."

ભાષણ પૂરું થતાં જ તાળીઓ પડી. મતગણતરીની ટોકરી વાગવી શરૂ થઈ. ત્રણે મુસલમાન ભાઈઓની મુશ્કેલી શરૂ થઈ. તેઓ અંદર રહે તો અમારી વિરુદ્ધ મત આપે, કેમકે સરકારી અમલદારો સામે તેમની હિંમત ટકી શકે નહિ હું તેમને લાયબ્રેરીમાં લઈ ગયો, અને કહ્યું: "કાં તો હિજરત કરો (બહાર ચાલ્યા જાઓ) અગર લાયબ્રેરીમાં ગાર–એ–હીર–(હઝરત મહંમદ પેગંબર જેમાં છુપાયા હતા તે ગુફા)માં છાના માના બેસી રહો. બારણાં બંધ થઈ જવાથી આવી ન શકયા એમ કહી શકશો. ટોકરી વાગતી બંધ થઈ ને પટ કરતો હું લોબીમાં ઘૂસી ગયો. હવે તેમની બુદ્ધિ ફરે તેવો અવસર રહ્યો નહોતો એવી ખાતરી કરી અંદર આવી બનેલી હકીકત મેં જનાબ ઝીણાને જણાવી.

મતગણતરીમાં ૭૦ વિરુદ્ધ ૬૫ મતે જનાબ ઝીણાની સૂચના પાસ થઈ. સ્ટેમ્પિંગ અને તાળીઓથી સભાગૃહ ગાજી રહ્યું.

મતગણતરી વેળા વીજળીનો પ્રવાહ અટકી ગયો હતો, પણ તુરત ચાલુ થતાં જ ફરી અજવાળું ફેલાયું. આ બનાવે નાટકના આનંદમાં ઉમેરો કર્યો. સાત વાગી ગયા હતા. નવા દિલ્હીને કબરોનું શહેર (City of Tombs) કહેવામાં આવે છે. આજે એમાં અમે એકનો ઉમેરો કર્યો હતો; માત્ર અમારા દિલમાં શોકને સ્થાને આનંદ હતો.

[૭]

ઘેર પહોંચ્યો ત્યાં શ્રી. ભુલાભાઈને સંદેશો મળ્યો કે ડૉ. ખરેએ રાજીનામું આપ્યું છે માટે તમે તેમને મળો અને કંઈક રસ્તો કાઢો. આવું કશુંક બનવાની મેં આશા રાખી જ હતી. ડૉ. ખરે જેટલા લાગણીવશ છે તેટલા જ તેઓ અક્કડ પણ છે, એ હું જાણતો હતો. બીજે દિવસે હું તેમને બંગલે મળવા ગયો. તેમણે રાજીનામું આપવાનાં કારણો કહ્યાં, પણ મેં તેમને બની ગયું તે ભૂલી જઈ

રાજીનામું પાછું ખેંચી લેવાની વિનંતિ કરી, જે તેમણે સ્વીકારી. પક્ષની સભા ભરાય તે પહેલાં જ આ બન્યું એટલે ડૉ. દેશમુખ વિષે સભામાં ચર્ચા કરવાની જરૂર નથી એમ નેતાએ ઠરાવ્યું.

સભામાં આ બેઠકના કામકાજની સમાલોચના થઈ. અંદાજપત્રક નામંજૂર થયું, ઓટાવા કરારો રદ કરવાનું નક્કી થયું, બીજા ઘણા સવાલોની ચર્ચા લોકમતની દૃષ્ટિએ થઈ, અને સરકારને ધારાસભામાં અનેક વખત હરાવીને સરકાર પ્રજામતને ઠોકરે મારે છે એ દુનિયાની નજરે બતાવી આપ્યું, વગેરે લાભો કાંઈ ઓછા નહોતા. એપ્રિલના બીજા અઠવાડિયામાં લખનૌમાં મહાસભાનું અધિવેશન ભરાવાનું હતું. તે પહેલાં મળેલી આ બધી સિદ્ધિઓની અસર મહાસભાના ભાવિ ગજકારણ ઉપર થાય એ સ્વાભાવિક હતું.

તા. ૫ મી એપ્રિલના રોજ ભુલાભાઈને બંગલે ઑલ ઇન્ડિયા પાર્લામેન્ટરી બૉર્ડની બેઠક થઈ. ડૉ. અન્સારી હાજર હતા બૉર્ડમાં હું ચૂંટાઈ આવ્યો હતો. વિચારણાનો મુખ્ય સવાલ પ્રાંતિક ચૂંટણીઓનો હતો. ચૂંટણીઓ ૧૯૩૭ની શરૂઆતમાં થશે એ નક્કી થયું હતું, અને મહાસભાએ એક પક્ષ તરીકે એમાં ઝંપલાવવું એ પણ ઠરાવાયું હતું. પ્રાંતવાર પરિસ્થિતિની જે માહિતીઓ રજૂ થઈ તેમાં મહારાષ્ટ્ર અંગે મેં એક વિગતવાર માહિતીપત્રક તૈયાર કર્યું હતું તે રજૂ કર્યું. તેમાં મતદારસંઘ, મતદારવર્ગનું સ્વરૂપ, જ્ઞાતિ-વિષયક વિચારપ્રવાહોનાં શક્ય પરિણામો, મતગણતરીની પદ્ધતિ-માંહેની મુશ્કેલીઓ, વિરોધી ઉમેદવાર પક્ષ તેમ જ તેમની સાધન સામગ્રી તથા સંગઠન, મહાસભાના પ્રાંતિક સંગઠનમાં સમાયેલાં ભયસ્થાનો, અને સફળતા મેળવવા અંગેની સૂચનાઓ વગેરે અંગે વિવેચન કર્યું હતું. આવો રીતસરનો પ્રયત્ન બૉર્ડના કોઈ સભાસદે કરેલો નહોતો. ડૉ. અન્સારીએ મને એ માટે ધન્યવાદ આપ્યા. વડી ધારાસભાના મહાસભા પક્ષના કેટલાએક સભાસદોએ પ્રાંતોમાં

જોડાવું એવી સૂચના પણ તે વેળા થઈ હતી, પરંતુ સિદ્ધાંત તરીકે અને તે માન્ય હોવા છતાં મેં અને શ્રી. જેધેએ અંગત રીતે પ્રાંતમાં જવાની સાફ ના પાડી.

સને ૧૯૩૦–૩૧ તેમજ ૧૯૩૨–૩૩ની લડત પછી મહારાષ્ટ્રમાં બ્રાહ્મણ–બ્રાહ્મણેતર વાદની તીવ્રતા ઘટી ગઈ હતી. અનેક બ્રાહ્મણેતર કાર્યકર્તાઓ લડતમાં જોડાયા હતા. જેલમાં સાથે રહેવાથી બંને પક્ષોના કાર્યકર્તાઓની કેટલી ય ગેરસમજૂતો ઓછી થઈ હતી, નવી મૈત્રીઓ બંધાતી હતી અને સાથે કામ કરી વધારે નિકટ પરિચયમાં આવવાને લીધે પરસ્પરનો અવિશ્વાસ ઓછો થતો જતો હતો. આ નવી ભાવનાનું પહેલું પ્રતિબિંબ 'જેધે–ગાડગીલ' ચૂંટણીમાં પડ્યું હતું. જેધે–ગાડગીલ કેવળ વ્યક્તિઓ ન રહેતાં સામાજિક અને રાજકીય સ્વરૂપે પણ એક સંયુક્ત પ્રબળ ભાવના તેમાં બંધાતી જતી હતી. બ્રાહ્મણ અને બ્રાહ્મણેતરો વંશ અગર સંસ્કૃતિની દૃષ્ટિએ બે જુદા વર્ગો નથી. તેમની વચ્ચે આર્થિક વિરોધો નથી એ સૂક્ષ્મ દૃષ્ટિએ જોનાર જોઈ શકે તેમ હતું. સહભોજન અને ભક્ષ્યાભક્ષ્યનો સવાલ પરિસ્થિતિએ જ ધીરે ધીરે દૂર કરવા માંડ્યો હતો. એટલે એ કારણે દાખવાતી શ્રેષ્ઠતા હવે રહી નહોતી. છતાં બંને વર્ગો ખરા દિલથી એક થયા હતા એમ તો ન જ કહેવાય. મહારાષ્ટ્રની ઉન્નતિની દૃષ્ટિએ તેઓ એકરૂપ બને એ જરૂરનું તો હતું જ. બ્રાહ્મણેતર વર્ગ શ્રમજીવી હતો ને બ્રાહ્મણવર્ગ પણ શ્રમજીવી હતો; માત્ર તેમના પરિશ્રમોના પ્રદેશો ભિન્ન હતા.

મહાસભાએ આમ જનતાનું વાલીપણું જાહેર રીતે સ્વીકારવું જોઈએ, અને એમ કરવામાં ગમે તેનો રોષ વહોરી લેવો પડે તો પણ બહેતર છે, એ ધોરણ સ્વીકારવાની જરૂર હતી. અત્યારે જ સમાજ સત્તાવાદ સ્વીકારી લેવાનું કોઈ કહેતું નહોતું. આર્થિક દૃષ્ટિએ બ્રાહ્મણવર્ગ તેમ જ બ્રાહ્મણેતરવર્ગ બંને સરખી રીતે જ ગરીબ હતા.

મહાસભાના કાર્યકર્તાઓનો મોટો ભાગ બ્રાહ્મણવર્ગનો હતો; તેઓ સઘળા સર્વાંશે જ્ઞાતિવાદથી પર હતા એમ પણ ન જ કહેવાય. છતાં મહાસભા અને સત્યશોધકવર્ગ જો સંપી જાય તો તેનાં સામાજિક અને રાજકીય પરિણામો ઘણાં ઉમદા આવે, મહારાષ્ટ્ર એક પગલું પ્રગતિમાં આગળ વધે, નેતાઓ અને અનુયાયીઓમાં મમતાની સાંકળ બંધાય, અને એમાં જ યશની ચાવી સમાયેલી છે, એ મારી વિચારસરણી હતી અને હજુ છે. વર્ગભાવના ગળે ઊતરે છતાં સંયમ રાખવો એ મુશ્કેલ છે, અને એનું નિર્મૂલન કરવું તો એથી ય વધારે અઘરું છે. અભિમાન રહિત-વર્ગ રહિત બનીને બુદ્ધિશાળી વર્ગે આમવર્ગના દિલમાં પેસવું એ જ સાચો રાહ છે, પણ તે ખૂબ અઘરો છે. આ વિચારસરણી મુજબ કાર્ય કરવું એ જ યોગ્ય છે, અને એ સફળ કરવા સારુ મહારાષ્ટ્રમાં એકસંપી સધાય એ માટેના પ્રયત્નો કરવા જાતે છૂટા રહેવું જરૂરનું છે એમ ધારીને પ્રાંતિક ચૂંટણીઓથી અળગા રહેવાનું અમે ઠરાવ્યું. લખનૌની મહાસભામાં પાર્લામેન્ટરી બોર્ડ પણ રદ કરવાનો નિર્ણય લેવાયો અને સઘળી સત્તા મહાસભાની કારોબારીને સુપરત થઈ. અનેક દૃષ્ટિએ આ નિર્ણય વાજબી હતો.

મહાસભાનું હવે પછીનું અધિવેશન મહારાષ્ટ્રમાં ભરવાનું લખનૌમાં નક્કી થયું. કારોબારી સમિતિનું અધિવેશન પૂરું થતાં જ અમે દિલ્હી પાછા ફર્યા તા. ૨૩ મી એપ્રિલના રોજ દિલ્હીનું ૧૯૩૬ની સાલનું ધારાસભાનું કામ ખતમ થયું. ત્યાંથી આગ્રા, મથુરા, હરદ્વાર વગેરે જગોએ સહકુટુંબ ફર્યા અને પૂના પાછા આવ્યા. એ છેલ્લી તારીખે મહાસભા પક્ષની બેઠક મળી અને ફરી વાર હું તેમાં દંડક તરીકે ચૂંટાયો. અધિવેશનના કામથી અમને સહુને આનંદ-ગર્વ પણ થયો હતો. ધીરે ધીરે ચૂંટણી પાછળની અસલ વિચારસરણીથી અમે દૂર જતા હતા. ફરી ફરી અમારી જાતને અભિનંદન આપી અમે કરેલું અલ્પ કામ અતિ મહાન છે એમ અમે માનતા હતા અને સહુને મનાવતા હતા. પરિણામે આમવર્ગ પણ મનથી ધીરે ધીરે કાયદેસરની ચળવળને રસ્તે આગે કદમ કરતો હતો. કાર્યકરો સબળા હવે પછીની ચૂંટણીમાં વધારે ને વધારે રસ લેવા લાગ્યા હતા. અને જે ચાલી રહ્યું હતું—જે માર્ગે સહુ જઈ રહ્યા હતા તે ઇષ્ટ છે કે અનિષ્ટ એનો નિર્ણય કરનારો હું કોણ માત્ર? એમ મને પણ થયા કરતું હતું.

# સિમલાનું બીજું અધિવેશન

**મ**હાસભાનું હવે પછીનું અધિવેશન મહારાષ્ટ્રમાં ભરાવાના સમાચારે કાર્યકરો ઉત્સાહમાં આવી ગયા; કેટલાકોએ પ્રામાણિકપણે ભારે મુશ્કેલી ઊભી થયાનું પણ માન્યું

મેના પહેલા અઠવાડિયામાં (૧૯૩૬) પૂનામાં મહારાષ્ટ્ર પ્રાંતિક સમિતિ બોલાવવાનું ઠરાવ્યું. રાષ્ટ્રપતિ પંડિત જવાહરલાલજી મુંબઈથી પૂના આવવાના હતા. પૂનામાં એમનું દબદબાભર્યું સ્વાગત થયું. શનિવારવાડા સામે મળેલી વિરાટ સભા શિસ્ત અને વ્યવસ્થાની દૃષ્ટિએ વખાણવા લાયક રીતે યોજાઈ અને સફળતાથી પાર પડી ખુદ પંડિતજીએ પણ એવું જ કહ્યું પરિણામે શિરુભાઉ લિમયે વગેરે કાર્યકર્તાઓનો ઉત્સાહ ખૂબ વધ્યો. અનેક કાર્યકર્તાઓ પંડિતજી સાથે વાતો અને ચર્ચા કરવાનો લાભ મેળવી શક્યા.

પ્રાંતિક સમિતિના નિમિત્તે ચાલુ સભાસદ ન હોય એવા પરંતુ જૂના અને અગ્રેસર ગણાતા બીજા કાર્યકર્તાઓને પણ આમંત્રણથી બોલાવ્યા હતા. પહેલી અવિધિસરની બેઠકમાં—જેમાં બીજા કાર્યકર્તાઓ પણ હાજર હતા, મહાસભાનું અધિવેશન ગામડામાં ભરવું કે શહેરમાં તે વિષે ચર્ચા થઈ ઘણાં કારણોને લીધે અધિવેશન પૂનામાં ભરાય એમ હું ઇચ્છતો હતો. પ્રમુખ શ્રી. શંકરરાવ દેવે સવાલ ઉપર મતગણતરી કરાવી મંત્રી અને મેં મતો ગણ્યા તો અમારી ગણતરીમાં ફરક આવતો હતો. શહેરના પક્ષમાં ૧૦૦ ઉપરાંત મતો હતા જ્યારે ગામડા માટેના આશરે ૯૦ મતો હતા; મંત્રીએ

જે ગણતરી કરી તે આંકડા મારા ઉપરના આંકડાથી તદ્દન ઊલટા હતા. પ્રમુખે મંત્રીના આંકડા પ્રમાણે નિર્ણય જાહેર કર્યો. મેં મતો ફરી ગણવાની માગણી કરી. પ્રમુખ મહાશય રિસાઈને નજીક 'લોકશક્તિ' કાર્યાલયમાં ચાલ્યા ગયા. વાતાવરણ ગરમ થયું. મારે પ્રમુખનો નિકાલ માનવો જોઈએ એમ કેટલાકો સમજાવવા માંડ્યા. ફરી વાર મતગણતરી માગવાનો હક્ક લોકશાહીના સિદ્ધાંત પ્રમાણે કોઈ પણ સભાસદને હોવો જોઈએ, એ રીતે મારી માગણી વાજબી હતી. મારી ખાતરી હતી કે મેં કરેલી ગણતરી સાચી હતી. આખરે કામ બગાડવાનો મારો હેતુ નથી માટે પ્રાંતિક સમિતિના રીતસરના કામકાજની શરૂઆત કરવાનું મેં કહ્યું. એમાં પણ આ સવાલ પરત્વે સરખા મતો થયા એટલે પ્રમુખે પોતાનો વધારાનો મત આપી મહાસભાનું અધિવેશન ખાનદેશમાં કોઈ ગામડામાં ભરવાનું જાહેર કર્યું. એ નિર્ણય પછી પણ ઘણા લોકોનું એવું માનવું હતું કે નિર્ણય બરોબર નથી થયો. પરંતુ મેં કહ્યું કે જ્યારે હવે પ્રાંતિક સમિતિએ આ નિર્ણય કર્યો છે, તો એને માથે ચડાવવો એ આપણો ધર્મ બને છે. હવે તો આપણે એને સફળતાથી પાર પાડવા માટે જ લાગી જવું જોઇએ. તે સાથે અધિવેશન માટેના પહેલા દાન તરીકે મેં મારા તરફથી રૂા. ૧૦૦) આપવાનું પણ જાહેર કર્યું. સ્થળપસંદગી અને બીજી ગોઠવણો માટે એક સમિતિ નીમવાની મેં દરખાસ્ત કરી અને તે મંજૂર પણ થઈ. બીજે દિવસે એ સમિતિની બેઠક મારે ઘેર ગોઠવાઈ અને કાર્યારંભ પણ કરી દીધો. કેટલાકોએ આ નિર્ણય ફેરવવા ફરી સમિતિ બોલાવવા માટે સહીઓ લેવા માંડેલી. તેઓ મારા પાસે આવ્યા ત્યારે મેં કહ્યું કે "તમારી આ પ્રવૃત્તિ બંધ કરી દો; એ નુકસાનકારક છે. એક વાર નિર્ણય થયા પછી તો મતભેદ હોય તેને બાજુએ રાખીને આપણે સહુએ એકસંપીથી કાર્યમાં લાગી જવું જોઇએ." અને એ રીતે તેમને આગળ વધતાં વાર્યા.

મહાસભાનું અધિવેશન તેમ જ ચૂંટણીઓ, બંને કાર્યો સામૂલી તો નહોતાં જ. એને સ્ફળતાથી પાર પાડવા માટે પ્રાંતની સમગ્ર શક્તિ સંગઠિત કરવાની ખાસ જરૂર હતી.

હું અને શ્રી. કેશવરાવ જેધે આખા પ્રાંતમાં ઘૂમી વળ્યા. આવતી ચૂંટણીઓને નજર સામે રાખી કાર્યની શરૂઆત કરી દીધી. મતદારોના હક્કો પરત્વે પત્રવહેવાર ચલાવી ખાનદેશના જે કેટલાક મતદારોને નાલાયક ઠરાવ્યા હતા, તેમના હક્કો તેમને પાછા સપડાવ્યા. મે, જૂન, જુલાઈ અને ઑગસ્ટ માસ દરમિયાન અહમદનગર (નગર), સોલાપુર, સાતારા અને ખાનદેશ એ ચારે જિલ્લાઓમાં અમે બંનેએ ફરીને ધૂમ પ્રચાર કર્યો.

ઑગસ્ટ માસમાં અ. હિં. મહાસભા સમિતિની બેઠક મુંબઈમાં મળી ત્યાં ચૂંટણી અંગેની મહાસભાની નીતિનો ખરડો મંજૂર થયો. દેશી રાજ્યોની પ્રજાના ભાવિ અંગે તેમાં ખાસ ઉલ્લેખ નહોતો; મેં તેમાં નાનીશી ઉપસૂચના આણીને તેનો સમાવેશ કરાવ્યો. આ ઉપસૂચનાથી દેશી રાજ્યના કાર્યકર્તાઓ ખૂબ રાજી થયા. મહારાષ્ટ્રમાં મહાસભા દેશી રાજ્યો વિષે ઉદાસીન હોવાનો આક્ષેપ વારંવાર થયા કરતો હતો; એ બાબતની શંકા દૂર થાય એ જ મારો હેતુ હતો. શ્રી. પટ્ટાભીએ તે પછી મહારાષ્ટ્રનાં દેશી રાજ્યોમાં જે પર્યટન કર્યું, તે પરથી મારી ઉપસૂચનાથી ઘણો લાભ થયાનું તેમણે જાહેર કર્યું. દેશી રાજ્યોની પ્રજા વિષે કાળજી રાખવાનો દેખાવ કરનારો જે એક વર્ગ છે તેનાં મોં મારી આ ઉપસૂચનાથી સિવાઈ ગયાં હતાં.

મહાસભા સમિતિની બેઠક પહેલાં મહારાષ્ટ્રમાં ભાવિ ચૂંટણીઓ પર અસર કરે તેવી કેટલીએક બિનાઓ બની ગઈ હતી. જૂનના અરસામાં શ્રી. કેળકરે શ્રી. શંકરરાવ દેવને આવતી ચૂંટણીઓ અંગે કશીક તડજોડ કરી લેવાને ઈરાદે એક પત્ર લખ્યો અને મળવાની

પોતાની ઈચ્છા વ્યક્ત કરી. જૂનની ૧૦મી તારીખે અમે ભુસાવળમાં મહાસભાના આગામી અધિવેશન માટેનું સ્થળ નક્કી કરવા એકઠા થયા હતા. ત્યાં આ સવાલ ચર્ચાયો. અને પાંચ-છ બેઠકો લોકશાહી સ્વરાજ પક્ષ (શ્રી કેળકરનો) ને આપવામાં હરકત નથી, પરંતુ એ ઉમેદવારો મહાસભા તરફથી ઊભા રહેવા જોઈએ અને મહાસભાની શિસ્ત તેમણે પાળવી જોઈએ, તે સાથે લોકશાહી સ્વરાજ પક્ષે મહાસભા તરફથી ઊભા રહેલા સઘળા ઉમેદવારોને સાથ આપવો જોઈએ, અને આ સઘળી બાબતો ચોખ્ખા શબ્દોમાં જાહેરમાં મુકાવી જોઈએ, એમ વિચારાયું. શ્રી. દેવ અને કેળકર બન્નેએ મળી વધારે ચર્ચાને અંતે લોકશાહી સ્વરાજ પક્ષ માટે પાંચ જગ્યાઓ અને બાકી બધી વિગતો કબૂલ કરી સમાધાન કર્યું.

ઑગસ્ટની પહેલી તારીખે લોકશાહી સ્વરાજ પક્ષની પૂનામાં બેઠક મળવાની હતી, જેમાં આ સમાધાન સ્વીકારાય પછી રીતસરની જાહેરાત થવાની હતી. એ સભા પહેલાં લો. સ્વ. પક્ષના કેટલાએક ભાઈઓ મારી પાસે આવ્યા, અને પૂછ્યું: "તમે પાંચ એટલે ફક્ત પાંચ જ (વધુ ઓછી નહિ) જગ્યાઓ અમને આપવાના છો?" એમ બનેલું કે મહાસભાએ સમાધાનનું વલણુ દાખવેલું હોવાથી લો. સ્વ પક્ષનું ચડી વાગે છે એમ તેમને લાગેલું, અને પાંચને બદલે દસ અને પંદર જગ્યાઓની માગણી કરવા માંડેલી. મેં આવનારા ભાઈઓને કહ્યું: "શ્રી. કેળકરની ઈચ્છા પાંચ જગ્યાઓ માટેની જ હતી. શ્રી. દેવે એ તરત સ્વીકારી. તે પછી આ સમાધાનને ધ્યાનમાં રાખીને અમે મહાસભાની બાકીની જગ્યાઓ માટે ઉમેદવારોનાં નામો યોજ્યાં છે, અને કામ શરૂ કરી દીધું છે. સમાધાનના કરાર પાળવા અમે તૈયાર છીએ, પરંતુ તેમાં હવે સુધારો કરી તમારે માટે સંખ્યા વધારવાનું મુશ્કેલ છે." એ ભાઈએ તા. ૧લી ઑગસ્ટની સભામાં 'શ્રી. ગાડગીળ સોયની અણી જેટલી પણ જમીન આપવા તૈયાર નથી.' એવું વિધાન કરીને સમાધાન અંગે

વિરોધી વાતાવરણ ઊભું કર્યું. પરિણામે મુંબઈમાં મળેલી તેમના પક્ષની સભામાં સમાધાનનો અસ્વીકાર થયો, અને એ દોષનો ટોપલો મહાસભાને માથે ઢોળવામાં કેટલાંક છાપાંઓએ બાકી ન રાખી.

જૂનની ૧૦મીએ અમે ભુસાવળમાં એકઠા થયા હતા, એનો નિર્દેશ ઉપર આવી ગયો છે. ફૈઝપુરમાં જઈ અમે જગ્યા જોઈ ભુસાવળમાં સાંજે સભામાં અધિવેશન અંગે કેટલો વિરોધ છે એનો ખ્યાલ આવ્યો. સરકારનો વિરોધ જોકે સ્પષ્ટ રીતે દેખાઈ આવતો નહોતો, છતાં સ્થાનિક અધિકારીઓ વિરુદ્ધમાં હોય એમ જણાયું. ચર્ચાવેળા ખાનદેશના આગેવાન કાર્યકરો હાજર હતા. સરકારે વિરોધ આદર્યો છે એ પરિસ્થિતિમાં અધિવેશન માટેની જગા બદલાવવી જોઈએ એવો મત કેટલાકોએ દર્શાવ્યો. અધિવેશન ગામડામાં જ ભરવું એવો જેમણે પૂનાની સભામાં આગ્રહ બતાવેલો તેઓ પણ હલી ગયા. મેં જણાવ્યું: "જો આપણે એક વાર નિર્ણય કરી લીધો છે, તો હવે એને અમલમાં મૂકવાના સઘળા પ્રયત્નો આપણે કરી છૂટવું જ જોઈએ. તેમાં પણ સરકારનો વિરોધ છે માટે જો સ્થાનફેરનો વિચાર હાથ ધરશું તો એ પગલું માનહાનિ કરનારું ગણાશે. હવે તો ફૈઝપુરમાં જ અધિવેશન રાખવું." સહુએ ફૈઝપુરમાં જ અધિવેશન ભરવાનો નિર્ણય કર્યો અને ગમે તે મુશ્કેલીઓ ઊભી થાય તોપણ એ નિશ્ચય પાર પાડવો જ એવો દૃઢ સંકલ્પ કર્યો. બધા ઉત્સાહમાં આવી ગયા.

સરકાર ઇચ્છે છે. ત્યાંથી હું ફૈઝપુર પહોંચ્યો. રાતના સભા ગોઠવી તેમાં મેં કહ્યું: "સરકારનો વિરોધ છે એ વાત સાચી નથી. ખુદ કલેક્ટર સાથે મારે આ વાત થઈ છે. માટે હવે અધિવેશન સફળ કરવાની તૈયારી કરો." ત્યાંથી હું સિમલા ઊપડ્યો.

સિમલામાં પહોંચ્યા પછી અધિવેશનને પહેલે દિવસે લોકનાયક અણેએ મહારાષ્ટ્રમાં ચૂંટણી બાબતમાં કાંઈક સમાધાન થવું જોઈએ એવી પોતાની ઇચ્છા મારી પાસે વ્યક્ત કરી. મુંબઈમાં લોકશાહી સ્વરાજ્ય પક્ષની સભામાં તેઓ હાજર હતા; ત્યાં મહાસભા તેમજ તેના કાર્યકર્તાઓ વિષે જે અસભ્ય અને અનુદાર ઉદ્‌ગારો કઢાયા હતા તે તેમને ગમ્યા નહોતા. છતાં કાંઈક સમાધાન પર આવવું જોઈએ એમ તેમને લાગતું હતું. તેમણે લોકશાહી સ્વરાજ પક્ષ માટે છ જગ્યા આપો તો હું સમાધાન કરાવી આપું એમ કહ્યું. અગાઉ પાંચ જગ્યાઓ તો અમે કબૂલ રાખી જ હતી, એટલે મેં અને શ્રી. જેધેએ, મળી જગ્યાની હા પાડી અને બાકીની બધી શરતો કાયમ રાખી. તેમના કહેવાથી શ્રી. દેવને તાર કરી થી. અણે મુંબઈ આવી આ સમાધાન કરશે એમ જણાવ્યું; શ્રી. દેવે અનુમતિ આપી. લો. ના. અણેને પૂનાના લો. સ્વ. પક્ષના કાર્યકરો સાથે તેમની જૂની મૈત્રી અને સ્નેહસંબંધો છે, છતાં તેમને એ પક્ષના રાજકીય સ્વરૂપનો પૂરો ખ્યાલ હોય એમ લાગતું નથી. તેઓ પોતે ખરા સજ્જન, ઉદાર દિલના અને સહિષ્ણુ છે. પરંતુ તેમના એ ગુણોની છાપ તેમના પૂનાના મિત્રો પર બહુ પડી નથી. એ મિત્રો મહાસભા અને ગાંધીજીના દ્વેષરૂપી દ્વિચક્રીવાહન ઉપર પ્રવાસ કરતા જણાય છે. મહાસભા માટે તૈયાર થતા સ્ત્રી સેવિકાદળ તેમ જ શિબિર અંગે કેટલી એક અસભ્ય, હીન વૃત્તિ દર્શાવનારી અને માણસાઈને કલંકરૂપ ગણાય એવી ટીકાઓ એમના 'રાષ્ટ્રમત' વગેરે છાપાંઓમાં આવ્યા કરતી હતી. પૂનાની સ્ત્રીઓએ સભા ભરીને એ લખાણોનો વિરોધ દર્શાવેલો અને તેના ઉતા-

ત્રાઓનાં કતરણો તેમણે લે. ના. અણેને સિમલા મોકલી આપેલાં. તે સાથે તેમને સીધો સવાલ પુછાયેલો “આ બધામાં તમે સંમત છો ખરા ?” દરમિયાન શ્રી. દેવનો મુંબઈથી આવેલો તાર લઈ હું તેમને બંગલે પહોંચ્યો.

તેમણે મને કહ્યું ‘મેં લોકશાહી સ્વરાજ પક્ષમાંથી રાજીનામું આપ્યું છે. પૂનામાં સ્ત્રીઓની જે સભા મળી હતી તેના પ્રમુખ તમારાં પત્ની હતાં. તેમણે મને છાપાંઓનાં કતરણો મોકલી આપ્યાં છે પૂનામાં અત્યારે જે ચાલી રહ્યું છે તે સાથે હું સંમત નથી; એટલે હવે સમાધાનનો સવાલ રહેતો નથી.’

હું નવાઈ પામ્યો પૂનાની એ હકીકતથી હું સાવ અજાણ્યો હતો. છતાં હું તરત સમજી ગયો કે હવે મહાસભાની બેઠક તેમ જ ચૂંટણીમાં જબર વિરોધનો સામનો કરવો પડશે. સરકાર અને આ પક્ષ બંનેનો સંયુક્ત વિરોધ મને આવકારદાયક તો ન જણાયો. શ્રી. અણેએ મહાસભાના અધિવેશન અંગે પોતે પૂરતી સહાય કરશે એવું આશ્વાસન આપ્યું અને ફાળો આપી સ્વાગત સમિતિના તેઓ સભ્ય પણ બન્યા.

બીજી બાજુ અધિવેશન માટે નક્કી કરેલી જગ્યા આપવા અંગે સરકારી અધિકારીઓ વિલંબ કરતા જણાયા. સ્થાનિક ભલે ગભરાયેલા લોકોએ પણ વિરોધ કરવા માંડયો ત્યાંના કાર્યકરોના આગ પર પત્રો આવવા લાગ્યા કંઈક નિકાલ લાવવો જરૂરનો હોવાથી તુરત હું કાયદામંત્રી સર નૃપેન્દ્રને મળ્યો, અને તેમને વસ્તુસ્થિતિથી માહિતગાર કર્યા. તેમણે મુંબઈ સરકારના તે ખાતાના અધિકારીને કાગળ લખવાનું વચન આપ્યું અને બીજે દહાડે એવો પત્ર રવાના કરી દીધાનું પણ મને જણાવ્યું. પરિણામે સ્થાનિક અધિકારીઓની અડચણ દૂર થઈ અને અધિવેશન માટેની જગ્યા પણ મળી ગઈ. વાહનવ્યવહાર અને તારટપાલ ખાતાના અધિકારીને પણ

મળ્યો. શ્રી. બેવૂરે તાર અને ટપાલની સગવડ કરી આપવાનું વચન આપ્યું ને એ મુજબ હુકમો પણ લખી નાખ્યા. રેલ્વે મંત્રી સર ઝફરૂલ્લાખાનને મળ્યો અને તેમણે પણ 'સ્વાગત સમિતિના મંત્રીની પૂરી હકીકત સાંભળી લઈ પ્રેક્ષકો અને માલસામાનની હેરફેર માટે બને તેટલી સગવડ કરી આપવાના' હુકમો રેલ્વે અધિકારીઓને મોકલી આપ્યા; એ હુકમની એક નકલ મને પણ મોકલી આપી આ બધાને પરિણામે આખરે અધિવેશન અંગેની ઘણી મુશ્કેલીઓ ટળી ગઈ.

[ ૨ ]

સિમલા અધિવેશનનું મુખ્ય કામ તો કંપનીકાયદાનો સુધારો હતું. દિલ્હી અધિવેશન વેળા આ સુધારાનું બિલ રજૂ થયું હતું, અને સિલેક્ટ કમિટીને તે સોંપવામાં આવ્યું હતું. કમિટીનો અહેવાલ તૈયાર થઈ ગયો હતો. તા. ૨૩મી ઓગસ્ટ એટલે અધિવેશનને પહેલે જ દિવસે સભાગૃહ આગળ તે રજૂ કરવામાં આવ્યો. સિલેક્ટ કમિટીમાં મહાસભા તરફથી શ્રી. ભુલાભાઈ, શ્રી. સત્યમૂર્તિ, પંડિત પંત, સ્વામી ચેટ્ટી, શ્રી. અનુગ્રહ નારાયણ, વગેરે હતા; સિવાય સર હોમી મોદી, સર કાવસજી જહાંગીર, શ્રી. અખિલ દત્ત વગેરે પણ હતા. કમિટીનું કામ એક મહિના સુધી ચાલ્યું હતું.

કંપની કાયદામાં ભારે મોટા સુધારાઓ કરવાનો આ પ્રયત્ન હતો. મર્યાદિત જવાબદારી (Limited Responsibility)ના ધોરણે વેપાર અને ઉદ્યોગો ચલાવવાની રીત ઇંગ્લાંડ વગેરે પાશ્ચાત્ય દેશોમાં ઘણા કાળથી પ્રચલિત હતી. એ પદ્ધતિથી ઘણા લોકો વેપારઉદ્યોગમાં મૂડી રોકી શકે છે. ભાગ પાડીને-શેર કાઢીને મૂડી એકઠી કરાય છે, અને શેર નાની નાની કિંમતના હોવાથી આર્થિક રીતે મધ્યમ સ્થિતિના હોય તેવા ઘણા માણસો એમાં જોડાઈ શકે છે. પરિણામે વેપારમાં ધ્યાન આપનાર વ્યક્તિઓની સંખ્યા વધે છે આ જાતની મર્યાદિત વેપારની પદ્ધતિથી એના વિકાસમાં ભારે

મદદ થઈ છે; ઉદ્યોગોનો વિકાસ પણ આ જ કારણે થયો છે એમ ઇતિહાસ બતાવે છે. શૅરની દર્શનીય કિંમત જેટલી જ જવાબદારી શૅરહોલ્ડરની હોવાથી ઘણા માણસો એમાં ભળે છે, દેશની મૂડી ઉદ્યોગના ખપમાં આવે છે, અને નાણું ફરતું થાય છે. સિવાય આ કારણે વેપારમાં એક જ ટોળી અગર જ્ઞાતિના હક્ક જેવું બની ન જતાં જેનામાં આવડત હોય, યોજનાશક્તિ હોય, આંટ હોય, તે વ્યક્તિ અનેક લોકો પાસેથી મૂડી તરીકે નાણાં એકઠાં કરી ધંધો ચલાવી શકે છે.

આ જાતની કંપનીઓ હિંદમાં અંગ્રેજી અમલ પછી શરૂ થઈ. એ પરત્વેનો પહેલો કાયદો ૧૮૮૨માં ઘડાયો. એ કાયદો ૧૮૬૭ના બ્રિટિશ કાયદા પરથી ઘડાયો હતો. એ પછ એમાં રહેલા દોષો દૂર કરવા અર્થે ૧૮૮૭, ૧૮૯૫, ૧૯૦૦ અને ૧૯૧૦ માં સુધારાઓ થયા. ઇંગ્લાંડમાં કંપનીઓનો કાયદો તો વ્યવસ્થિત કાયદારૂપે ૧૯૦૮ માં ઘડાયો. તેને અનુસરીને ૧૯૧૩માં હિંદમાં પણ કંપની–કાયદાની પુનર્ઘટના થઈ અને ૧૯૧૪ માં તેમાં થોડો સુધારો પણ થયો. પણ તે પછી તેમાં કશો સુધારો કે ફેરફાર થયા નહોતા. ત્યાર પછીનાં ૨૨ વર્ષો દરમિયાન વેપાર ઘણો વધ્યો હતો, અનેક નવાનવા ઉદ્યોગો અસ્તિત્વમાં આવ્યા હતા, પેઢીઓ નીકળી હતી અને ઊથલપાથલ તથા લેવડદેવડનું પ્રમાણ ઘણું વધી ગયું હતું. વેપારીઓ તેમ જ પ્રજાવર્ગે પણ કંપનીકાયદામાં સુધારાઓ કરવાની માગણી કરી. ઇંગ્લાંડમાં ૧૯૨૯માં નવો કંપનીકાયદો પાસ થયો. અને હિંદમાં પણ પ્રજામતની માગણીને પરિણામે સરકારે સોલીસીટર સેનને આખી પરિસ્થિતિ લક્ષમાં લઈને રિપોર્ટ કરવા ૧૯૩૪ માં સૂચવ્યું. ૧૯૩૫માં તેમણે પોતાનો અહેવાલ રજૂ કર્યો, જે પરથી પ્રસ્તુત બિલ તૈયાર કરી ધારાસભા આગળ મુકાયું હતું.

શ્રી. સેને કેટલીએક અગત્યની ભલામણો કરી હતી. (૧)

લુચ્ચાઈથી વેપાર કરનારી નામધારી કંપનીઓ વિષે, (૨) પ્રોસ્પેક્ટસમાં વિગતવાર પૂરેપૂરી માહિતી હોવા વિષે, (૩) કંપનીની લેવડદેવડ અંગેના વિગતવાર હિસાબો પ્રગટ કરવા વિષે, (૪) સંચાલક મંડળ (બોર્ડ ઓફ ડિરેક્ટર્સ)નાં કર્તવ્યો અને જવાબદારીઓ વિષે, (૫) કંપની નાદારીમાં જાય તે પછીની વ્યવસ્થા વિષે, (૬) મેનેજિંગ એજન્ટસ વિષે વગેરે બધી અગત્યની બાબતો અંગે છણાવટ કરી તેમણે સૂચનાઓ રજૂ કરી. શરાફી પેઢીઓ અને બેંકો વિષે પણ તેમણે અહેવાલમાં કેટલીએક ભલામણો કરી હતી.

આ અહેવાલ પ્રસિદ્ધ થયા પછી સરકારે સંયુક્ત હિંદી વેપારી સંઘ (Federation of Indian Chamber of Commerce), યુરોપિયન વેપારી સંઘ, મુંબઈ શેર એસોસીએશન, મિલમાલેક મંડળ અને ઇમ્પીરીઅલ બેંક, એ સહુના પ્રતિનિધિઓની બનેલી એક સલાહકાર કમિટી નીમી. એ કમિટીએ સેનના રિપાર્ટ પર ચર્ચા કરી કેટલાક નિર્ણયો જાહેર કર્યાં. એ સલાહકાર કમિટીની લગભગ બધી ભલામણોનો બિલમાં સમાવેશ કરવામાં આવ્યો હતો. વેપારમાં કોઈ પ્રામાણિક ન હોય એ એક દૃષ્ટિબિંદુ, અને અત્યારની કંપની-કાયદામાં કશા સુધારાઓની જરૂર નથી એ બીજું દૃષ્ટિબિંદુ : એ બંને વચ્ચેનો મધ્યમ માર્ગ આ બિલમાં સ્વીકારવામાં આવ્યો હતો. વેપાર અને ઉદ્યોગોના વિકાસની દૃષ્ટિએ સ્વાતંત્ર્ય આવશ્યક હતું, તે સાથે લુચ્ચાઈ અને ગુંડાગીરીને કશો અવકાશ ન રહે તે માટે નિયંત્રણની પણ આવશ્યકતા હતી.

કંપની કાયદા અંગેનું સુધારણાબિલ ૬૦ પાનાં ભરાય એવડું હતું. બિલ પ્રથમ વાચન વખતે રજૂ થયું ત્યારે તેના પર બે દિવસ ચર્ચા ચાલી; સિલેક્ટ કમિટીએ તે પછી તેના પર એક મહિનો મહેનત કરી, અને એસેમ્બ્લીમાં ૧૮ દિવસ સુધી એના પર પુષ્કળ ઉહાપોહ ચાલ્યો. ગમે તે પાંચદસ માણસો ઊભા થઈ કંપની કાઢે

અને મૂડી એકઠી કરે એ અટકાવવાની જરૂર હતી. તેથી ઓછામાં ઓછું અમુક ફંડ (મૂડી) એકઠું થયા પહેલાં કંપની કાઢવા માટેનું પરવાનગીપત્ર (Certificate of Commencement) મળી ન શકે એવી એક કલમ ઉમેરવામાં આવી. કંપની શરૂ કરવા માટેનો પ્રાથમિક ખર્ચ બાદ કરતાં જે મૂડી રહેવી જોઈએ તેનું પ્રમાણ વેચવા કાઢેલા ભંડોળ સાથે ક્રમમાંક્રમ કેટલું રાખવું તે ઠરાવી દેવામાં આવ્યું. પરિણામે કંપની કાઢી શરૂઆતના ખર્ચમાં નફો લઈ કંપની નાદારીમાં લઈ જવાનો માર્ગ બંધ-મુશ્કેલ થઈ પડ્યો. બનાવટી કંપનીઓ નીકળવાનું ઓછું થયું. સરકારી રજીસ્ટ્રારને પોતાને જરૂર જણાય અગર તેને સૂચના મળે ત્યારે કંપની પાસેથી હિસાબો અંગે ખુલાસાઓ માગવાના હક્ક મળ્યા, અને વેપારમાં ગોટાળો કર્યાનું માલૂમ પડે તો કંપની પર ફોજદારી ખટલો ચલાવવાની તેને સત્તા પણ આપવામાં આવી. હિસાબો જોતાં કંપનીની સ્થિતિ ફક્કડ ન જણાય – દેવાદાર હોવાનું માલૂમ પડે તો કોર્ટમાં અરજી કરી કંપનીને નાદારીમાં લઈ જવાની ગોઠવણ પણ રખાઈ. નક્કી કરેલી રીતે જ કંપનીઓએ હિસાબો અને લેવડદેવડના ચોપડા રાખવા જોઈએ એવુ નક્કી કરવામાં આવ્યું. ઓડીટરને ભાગીદારોની સભામાં હાજર રહેવાનો હક આપવામાં આવ્યો. હરેક કંપનીનું સરવૈયું ઑડિટરના સર્ટિફીકેટ સાથે છાપાંઓમાં પ્રગટ કરવાની કલમ ઉમેરાઈ; અને જાહેરાત માટે સમયમર્યાદા પણ મુકરર કરવામાં આવી. સંચાલક. મંડળ પૈકી ઓછામાં ઓછા ⅔ સભ્યો ભાગીદારોએ સાધારણ સભામાં ચૂંટવા જોઈએ, અને એકંદર સંખ્યાના ⅔ કરતાં વધારે ડિરેક્ટરો મેનેજિંગ એજન્ટોથી નીમી ન શકાય એવી પણ કલમ ઉમેરવામાં આવી. કંપનીના ભંડોળમાંથી સંચાલકને કેટલી રકમ સુધીનું દેવું આપવુ તેની પણ મર્યાદા ઠરાવવામાં આવી.

સુધારાની સઘળી કલમોમાં સૌથી અગત્યની કલમ મેનેજિંગ એજન્ટ બાબતની હતી. મેનેજિંગ એજન્ટો દ્વારા કંપનીનો વહીવટ

ચલાવવાની પ્રથા બંગાળ, ઉત્તર હિંદ અને મુંબઈ ઈલાકામાં શરૂ થઈ; તે માટેનાં વિશિષ્ટ કારણો પણ હતાં. અગાઉના વખતમાં બચત મૂડી વેપારમાં રોકવાની લોકોને ટેવ નહોતી. ઉદ્યોગોમાં મૂડી રોકીને જોખમ ખેડવાની વૃત્તિ ઓછી હતી. કોઈ ધંધો શરૂ થાય, તે જરા આગળ વધે, એટલે પછી શેર કાઢી એ ધંધાને મર્યાદિત જવાબદારીવાળી કંપનીના રૂપમાં ફેરવી નાખવામાં આવતો. પરંતુ જેમણે ધંધાની શરૂઆત કરી હોય તેઓ કંપની સાથે ખાસ કરારો કરાવી તેનો વહીવટ પોતે જ રાખતા. તેઓ મેનેજિંગ એજન્ટ કહેવાતા. એ લોકો પોતે ધંધાના પૂરા વાકેફગાર હોઈ તેમની મૂડી પણ કંપનીની અંદર ભાગીદાર તરીકે રોકાયેલ રહેતી; સિવાય કંપનીને જરૂર જણાય ત્યારે મુશ્કેલીને વખતે તેઓ પોતાની શાખને જોરે કંપનીને માટે જરૂરી રકમ પણ શોધી કરી શકતા. અસ્તિત્વમાં આવેલી આ મેનેજિંગ એજન્ટની પ્રથા ઉપયોગિતા, ધંધો વિકસાવવાની આવડત અને સંગઠન એ બધી દૃષ્ટિએ સારી ગણાય એવી હતી. છતાં એને બીજી બાજુ પણ હતી. કંપનીનો રોજનો વહીવટ સીધો એમના હાથમાં હોવાથી સ્વાભાવિક રીતે જ કંપનીના બધા વહેવાર અને ધોરણ પર એમની સત્તા ચાલતી. ભાગીદારો એમની આગળ નિસ્તેજ બની જતા. સિવાય કંપનીના શેરોનો મોટો ભાગ આ એજન્ટોના હાથમાં અગર તો તેમના માણસોના હાથમાં રહેતો. મુંબઈની કાપડની મિલોના મેનેજિંગ એજન્ટોના હાથમાં શેરોના ૫૦ ટકા અને કોઈ કોઈ કિસ્સામાં તો ૯૦ ટકા શેરો આ રીતે તેમના રહેતા. કલકત્તાની જ્યુટની મિલો પરત્વે પણ આજ સ્થિતિ હતી.

મુંબઈ શેરહોલ્ડર્સ એસોસીએશનના ઘણા પ્રતિનિધિઓ આ બિલની ચર્ચા વખતે સિમલામાં હાજર હતા. તેમણે જે માહિતીઓ પૂરી પાડેલી તે પરથી હજી પણ મિલોમાં ઉપર મુજબની ગોઠવણ હોઈ એજન્ટોને પુષ્કળ નફો કંપનીના ખરીદ-વેચાણમાંથી મળતો; સિવાય એ બધાને લીધે આખા વહીવટમાં એમની સત્તા જામી પડી હતી. ટૂંકમાં મિલ ભલે કંપનીની માલેકીની હોય, તોપણ એની બધી સત્તા અને ફાયદો આ મેનેજિંગ એજન્ટને જ મળતો.

આ પ્રથાએ એક કાળે ધંધાને વિકસાવવામાં લાભ કરી આપ્યો હોય તો પણ આજની ઘડીએ એ પ્રથા બંધ થવી જોઈએ એવું પ્રતિપાદન કરનાર એક વર્ગ હતો. ઊલટ પક્ષે ધંધાની જરૂરિયાતની દૃષ્ટિએ મૂડીની ભેંચ અને જોખમ ખેડનાર પૈસાદારો ઓછા; એ પરિસ્થિતિમાં ઉદ્યોગો વધારવા હોય તો આ પ્રથા ચાલુ જ રહેવી જોઈએ એમ કહેનારો એક બીજો વર્ગ હતો. ઈંગ્લાંડમાં મેનેજિંગ ડાયરેક્ટર પગારદાર નોકર હોય છે; અહીં હિંદમાં તેને પોતાની શાખ ઉપર વધારે મૂડી કંપની માટે પેદા કરવી પડે છે. આ વધારાની જવાબદારી સારુ તેને વધારે લાભ મળે એમાં કશું ગેરવ્યાજબી નથી એમ માનનારો પણ એક વર્ગ હતો.

આપવામાં આવ્યો. કંપનીની મૂડીમાંથી આ લોકોને કેટલી રકમ ધીરવી તેની મર્યાદા નક્કી કરવામાં આવી, અને આ ધીરાણ કરવાનું સંચાલક મંડળ (બોર્ડ ઑફ ડિરેક્ટર્સ)ની ❦ બહુમતીથી નક્કી થાય તો જ અમલી થાય એમ ઠરાવાયું. કેટલાએક મેનેજિંગ એજન્ટો જુદી જુદી કંપનીમાં એ અધિકારો ભોગવતા; આથી આવી કંપનીઓમાંથી અરસપરસ ધીરાણ કરવાનો વહીવટ બંધ રાખવાનું ઠરાવાયું.

ખાનગી મર્યાદિત જવાબદારી (પ્રાઈવેટ લિમિટેડ)વાળી કંપનીઓને માટે પણ પોતાના હિસાબના ચોપડાઓ બરાબર રાખવા, એનાં સરવૈયાં બધા ભાગીદારોને વહેંચવા, એ ફરજિયાત ઠરાવાયું. કંપની નાદારીમાં જાય તો તે અંગેની વ્યવસ્થા માટેની કલમો પણ કાયદામાં ઉમેરાઈ.

જે કંપનીઓ અહીં ધંધો કરતી પરંતુ બીજા દેશોમાં રજિસ્ટર થયેલી હતી, તેમને અત્યાર પુષ્કળ છૂટછાટ આપવામાં આવેલી; એ ઓછી કરવામાં આવી. એ કંપનીઓને માથે પણ હિસાબના ચોપડાઓ અને સરવૈયાં જાહેર કરવાની જવાબદારી મુકાઈ. સિવાય એના શેરોનું વેચાણ કંપનીનાં પ્રોસ્પેક્ટસ અહીં જાહેર કર્યા વિના કરવાનું ગેરકાયદે ઠરાવ્યું.

ધંધાની ભાવિ સફળતા અંગેની યોગ્ય આંકણી, એને માટે જોઈતી સઘળી મૂડી તેમ જ રોજિંદા વહેવાર માટે જોઈતી ચાલુ રકમ, એ ત્રણ બાબતો પર ધંધાની સફળતાનો આધાર રહે છે. આજના જમાનામાં વ્યક્તિગત શાખ–આંટનું પણ મહત્ત્વ છે, છતાં સંગઠનની દૃષ્ટિએ મર્યાદિત જવાબદારીની પ્રથા જ વધારે સફળતા આપનારી બનાય છે. બિલમાંની ઘણીખરી સૂચનાઓ ધંધાની સફળતાની દૃષ્ટિએ લોકપક્ષે આવકારી. ખુદ મહાસભા પક્ષે પણ આ બિલને વધારેમાં વધારે ઉપયોગી બનાવવાના ઉદ્દેશથી સિલેક્ટ કમિટીમાં તેમ જ ધારાસભાની બેઠક દરમિયાન એમાં સહકાર આપ્યો. કંપનીને

નફો મળે કે ન મળે, પરંતુ જે માલ તૈયાર થાય તે ઉપર તુરત મૅનેજિંગ એજન્ટોને દલાલી મળે, પછી તે માલ વેચાય કે ન વેચાય, એ તરેહના કરારોને કોઈ પણ વાજબી ન જ ગણે, એ રદ થાય એ જ યથાર્થ કહેવાય. સિલેક્ટ કમિટીમાં શ્રી. ભુલાભાઈ દેસાઈ, શ્રી. સત્યમૂર્તિ તેમ જ પંડિત પંત જેવી વ્યક્તિઓ મુકાઈ હતી. મોદી સરખા જાણકાર ગૃહસ્થ તેમાં સામેલ હતા. શેરહોલ્ડર્સનું હિત સંભાળવા મુબઈવાળા શ્રી. કાપડિયા તો ત્યાં સિમલામાં બેત્રણ મહિનાથી ધામા નાખીને પડ્યા હતા; એમનો અનુભવ વિશાળ હતો; અત્યંત કાળજી અને સતત મહેનત તેઓ લઈ રહ્યા હતા.

ઉપર લખાયું છે તેમ બિલ ૬૦ પાનાં ભરાય એવડું હતું. સિલેક્ટ કમિટીના રિપાર્ટ ઉપર સેંકડો ઉપસૂચનાઓ રજૂ થઈ હતી. એમાંની કેટલી સ્વીકારવી, કોની સામે વિરોધ કરવો, નવી પાસ થાય તો અગાઉ પાસ થયેલી ઉપસૂચનાઓ પર તેની શી અસર થાય, કેટલી ફેરફારી કરવી પડે, એ બધું તપાસી જવું આવશ્યક હતું બિલ, સિલેક્ટ કમિટીનો રિપોર્ટ અને તે પર આવેલી ઉપસૂચનાઓ મારે તપાસી જવી, અને મહાસભા પક્ષના નિર્ણયની દૃષ્ટિથી મુસદ્દાઓમા ફેરફાર કરવા અગર બદલી નાખવા, વગેરે કામ પક્ષના તરફથી મને સુપરત કરવામાં આવ્યું. કાયદો કરવાનું કામ સહેલું નથી એની જાણ આ વખતે મને થઈ. એકાદ શબ્દ ઓછો-વધુ થવાથી માનવી વ્યવહારનું આખું વલણ બદલાઈ જાય, સંબધો ફેરવાઈ જાય, અને નફાનુકસાનનાં સારાંનરસાં પરિણામો પણ એમાંથી જ આવે. માનવીના વહેવારો વધારે સરલતાથી થાય એ દૃષ્ટિથી ઘડેલા કાયદા ઘણી વાર ઊલટાં જ પરિણામો લાવે છે એ અનુભવની વાત છે. આખો કાયદો નવો રચવો એ સહેલું છે, પરંતુ ચાલુ કાયદામાં સુધારા કરવાનું કામ ભારે મુશ્કેલીવાળું અને ખૂબ ગૂંચવણભર્યું છે.

શ્રી. ભુલાભાઈ દેસાઈ અને સર નૃપેન્દ્ર સરકાર હમેશાં મળતા. બધી બાબતોનો મોટે ભાગે તડજોડથી નિકાલ લાવવામાં આવતો. પંડિત પંતની અસાધારણ વિદ્વત્તા અને ઊંડી નજર, તેમ જ શ્રી. ભુલાભાઈનો કોર્ટના કામકાજોનો પચીશ વર્ષોનો ધિંગો અનુભવ, એ બધાનો સુંદર લાભ લેવાઈ રહ્યો હતો. હિંદી ઉદ્યોગો અને વેપારને સફળતા આપે તેવી પ્રબળ યોજના નિર્માણ થાય એ એક હેતુ હોવાથી અને ખાસ કરીને સર નૃપેન્દ્રનાથની એકદિલ વૃત્તિથી બિલરૂપી નૌકા કશા અકસ્માત વિના જરૂરી સઘળા સરંજામ સાથે સહીસલામત પાર ઊતરી.

ઉપર એક વાર કહેવાઈ ગયું છે તે મુજબ ધારાસભામાં ૧૮ દિવસ કંપની-કાયદાની સુધારણાના આ બિલ ઉપર ચર્ચા ચાલી. અનેક સુધારાઓ ઉમેરાયા. છેલ્લા દિવસે તા. ૭-૧૦-૩૬ના રોજ સાંજના ૫-૩૦ના સુમારે જ્યારે સર નૃપેન્દ્ર ' સુધારેલું બિલ પાસ કરવામાં આવે ' એવી સૂચના રજૂ કરવા ઊભા થયા તે વેળા તેમના મોં પર સંતોષ હતો. પોતાને મળેલા સહકાર બદલ તેમણે સહુનો આભાર માન્યો; શ્રી. ભુલાભાઈએ સર નૃપેન્દ્રને અભિનંદન આપ્યાં, અને કંપની-કાયદામાં ઘણા સુધારાઓ આમેજ થયા બદલ સંતોષ જાહેર કર્યો. ત્રીજા વાચનમાંથી બિલ પસાર થયું. અને કશુંક સારું કામ કર્યાના સંતોષ સાથે સહુ સભાસદો ઘેર ગયા.

અમે ઘેર પહોંચ્યા ત્યારે રાતના ૧૦ વાગ્યા હતા. ૧૮ દિવસની મહેનતમાં બોલવાની ભૂખ તો ભાગી હતી, પરંતુ ટેકરીઓ ચડવા-ઊતરવાની મહેનતથી પેટની ક્ષુધા વધી હતી. બગલમાં રાખેલું કાગળોનું ભારે બંડલ ટેબલ પર ફેંકી મગજનો ભાર હળવો કરી 'જેંગસ્ટર કલબે' રાતના બાર સુધી ભોજન અને ગાનતાનની મોજ માણી!

[3]

ગયે વરસે સિમલા અધિવેશનમાં કેન્ટોનમેન્ટના વહીવટ અંગે સુધારાઓ દાખલ કરવા માટેનું બિલ રજૂ થઈ તે પર એક સિલેક્ટ કમિટી નિમાઈ હતી તેમાં મહાસભા પક્ષના જે પાંચ સભ્યો હતા તે પૈકી હું પણ એક હતો તે વેળા હિંદુસ્તાનમાં એકંદરે ૯૨ છાવણીઓ હતી, અને એની વસ્તી ૧૦ લાખ ઉપર હતી મોટે ભાગે એમાં લશ્કરી અમલદારની મરજી મુજબ વહીવટ ચાલતો. બિલનો હેતુ કેન્ટોનમેન્ટના સ્થાનિક સ્વરાજમાં લોકોને વધારે હક મળે તેવો હતો, પરંતુ તેમાંની કલમોનું પરિણામ એથી ઊલટું આવે તેમ હતું મે એ આખા પ્રશ્નનો પૂરેપૂરો અભ્યાસ કર્યો અને તે પરથી બિલનું પરિણામ શું આવે તે પણ જોઈ લીધું. કમિટીના પ્રમુખ સર નૃપેન્દ્ર હતા.

કેન્ટોનમેન્ટના વહીવટમા જે કેટલીએક બાબતો પ્રાંતિક સરકાર પાસે હતી, તે સંરક્ષણના સૂત્રો વડી સરકાર પાસે હોવાં જોઈએ એ બહાના તળે ખેંચી લેવાની સત્તા આપવાની બિલમાં જોગવાઈ હતી હવે પછી આવનારા પ્રાંતિક કારભારીઓને વહીવટ લોકોને સોંપાય ત્યારે આ સત્તા તેમને હાથ ન જાય એવો એનો હેતુ થતો હતો. સંરક્ષણખાતાના સેક્રેટરી મિ. ટોટનહેમ હોઈને તેમણે આ બિલ રજૂ કર્યું હતું.

બેઠકમાં ચર્ચાને અંતે એમ ઠર્યું કે સર નૃપેન્દ્રને ઘેર જઈ મારે અને મિ. ટોટનહેમે કશીક 'સમજૂતી' પર આવવું બીજે દિવસે અમારી અવિધિસરની બેઠક મળી. તેમા તડજોડમાં મુખ્ય બાબતોમાં એમ ઠર્યું હતું કે બધે વહીવટમાં સમિતિઓ હોવી જોઈએ તેમાં અરધા લોકનિયુક્ત સભ્યો જોઈએ. મતની માગણી કરી પણ તે સ્વીકારાયું નહિ. બીજી બાબત એવી રજૂ કરી કે છાવણીમાં જેટલો બજારભાગ ગણાય તે ભાગનો સઘળો સ્થાનિક

વહીવટ લોકનિયુક્ત સભ્યો સંભાળે, અને તેના સઘળા નિર્ણયો સમસ્ત કમિટીએ સ્વીકારવા; પ્રાંતિક સરકારના હકોમાં કશો ફેરફાર ન થાય; વળી કમિટી અગર બોર્ડનો વહીવટી અમલદાર લશ્કરી ખાતાનો માણસ ન હોવો જોઈએ. એ વગેરે સમજૂતીઓ પછી બિલનું એકંદર સ્વરૂપ બદલાયું હતું તેથી એને ફરી વાર પ્રસિદ્ધિ માટે મોકલવાનું ઠરાવેલું.

આ બિલ હવે સિલેક્ટ કમિટીના રિપોર્ટ સાથે સભાગૃહ પાસે વિચારણા અર્થે રજૂ થયું. ત્રણ દિવસ સુધી ચર્ચા ચાલી અને તા. ૨૨–૯–૩૬ના રોજ બિલ પાસ કરવામાં આવ્યું. સિલેક્ટ કમિટીમાં જે સમાધાન સ્વીકારાયું હતું તેથી લશ્કરી પ્રદેશના નાગરિક સંઘને (All India Cantonment Association) સંતોષ થયો હતો, જ્યારે લશ્કરી ખાતાને એ સમાધાન ગમતું નહોતું. રિપોર્ટને વરસ તો થઈ ગયું હતું. આ રિપોર્ટ વિચારણામાં લેવા અર્થે જ્યારે મિ. ટોટનહેમે ભાષણ કર્યું ત્યારે તેણે જણાવ્યું કે સમાધાન થયું છે તે સરકાર કબૂલ કરવા તૈયાર છે. જો વિરોધ પક્ષને તે મંજૂર ન હોય તો સરકાર આખું બિલ પાછું ખેંચી લેવા માગે છે. સમાધાનમાં કેટલો લાભ હતો તે કેન્ટોનમેન્ટવાળા લોકો જાણતા જ હતા, એટલે બિલ મંજૂર કરવા અંગે તેમના તરફથી તાર ઉપર તાર આવે જતા હતા. મહાસભા પક્ષની પક્ષ તરીકેની સભામાં બિલ જોઈએ તેટલું સંતોષકારક નથી માટે તેનો વિરોધ કરવો એવો પંડિત પંતનો મત દેખાયો. સિલેક્ટ કમિટીમાં જે સમાધાન થયું હતું તેમાં મુખ્યત્વે હું જ કારણભૂત હતો; અને જે સમાધાન થયું તે જેને એ સાથે સંબંધ હતો તે લોકોને તો ગમતું જ હતું; વળી મને તો પક્ષ તરફથી જ એ માટે નિયુક્ત કરવામાં આવ્યો હતો. ઉપરાંત સિલેક્ટ કમિટીમાં પણ મહાસભા પક્ષના જે સભ્યો હતા તેમણે આને સંમતિ આપી હતી. એટલે કરેલું સમાધાન મહાસભા પક્ષે સ્વીકારવું

તદ્દન વાજબી હતું. આખરે જે સમજૂતી થયેલ છે તેને પક્ષે અનુમોદન આપવું અને મતગણતરી માગવી કે કેમ, તે મારા અભિપ્રાય ઉપર રાખવું એમ પક્ષની સભામાં નક્કી થયું. કલમવારની ચર્ચામાં મત આપવાના હક્કો વિષે મેં ઉપસૂચના રજૂ કરી જે સરકારે સ્વીકારી, અને ત્રણ દિવસની ચર્ચાને અંતે તા. ૨૨-૯-૩૬ના રોજ બિલ પાસ થયું.

બિલને પરિણામે આખા દેશમાં જ્યાં જ્યાં લશ્કરી કેન્ટોનમેન્ટ (છાવણીઓ) હતી ત્યાં ત્યાં લોકપ્રતિનિધિવાળાં બોર્ડો નિમાયાં. છાવણીમાં જે વિભાગ મુલકી લોકો (Civil Population)ની વસ્તીનો છે તેને 'બઝાર વિસ્તાર' એવું નામ આપી તેનો વહીવટ લોકનિયુક્ત પ્રતિનિધિ કમિટી કરે, એ કમિટીનો પ્રમુખ પણ લોકપ્રતિનિધિઓ ચૂંટે અને બોર્ડનો ઉપપ્રમુખ પણ તે જ રહે એમ નક્કી થયું. સત્તા અને વહીવટીતંત્ર (બંધારણ)માં સુધારાઓ તો થયા જ, સિવાય જે નોકરોની ભરતી થાય તેઓ લશ્કરી અધિકારીઓમાંથી ન ચૂંટાતાં પબ્લિક સર્વિસ કમિશન મારફત પસંદ થાય એમ પણ ઠરાવાયું.

બિલ મંજૂર થયા પછી ઑલ ઇન્ડિયા કેન્ટોનમેન્ટ એસોસિએશને ઠરાવ કરીને મારો જાહેરમાં ઉપકાર માન્યો અને પછીનાં બે વર્ષ સુધી મને તેમનો પ્રમુખ પણ ચૂંટી મારી સેવા પ્રત્યે કદરભરી લાગણી દર્શાવી.

[૪]

આગામી ચૂંટણીઓ અંગે દેશભરમાં ચોમેર વાતાવરણ ઉગ્ર બન્યું હતું. સરકારી અમલદારો મહાસભા વિરુદ્ધ પ્રચાર કરી રહ્યાની તકરારો પ્રાંતપ્રાંતમાંથી ચાલી આવતી હતી. આથી મહાસભા પક્ષ તરફથી એવો ઠરાવ રજૂ કરવામાં આવ્યો કે ચૂંટણીઓ માટે તટસ્થ રહેવાના તાકીદભર્યા હુકમો સરકારે સઘળા અમલદારોને આપી

દેવા. ચર્ચા બે દિવસ સુધી ચાલી પરંતુ મતગણતરી લેવાનો વખત મળ્યો નહિ. સર યાકુબ રાજનિષ્ઠા દાખવવાની કોઈ પણ તક નકામી જવા દેતા નહિ! તેમણે ઠરાવ અંગે એવી ઉપસૂચના રજૂ કરી કે જેઓ સરકારની વિરુદ્ધમાં કથી ચળવળ કરે તેમનો પણ બંદોબસ્ત સરકારે કરવો! દરેક પ્રાંતમાં સરકારી અમલદારો શી રીતે વર્તે છે એ બતાવવાને ઈરાદે ડૉ. ખાનસાહેબ, પંડિત પંત, શેઠ ગોવિંદલાલ, મૌલાના ફઝલૂલ હક, વગેરેએ અનેક દાખલાઓ રજૂ કર્યા સરકારી ખાસ અમલદારોની જુદે જુદે સ્થળે કરાયેલી બદલીઓ, છૂપા પરિપત્રો, મહાસભાની વિરુદ્ધમાં પક્ષ રચવા માટે સરકારી અધિકારીઓએ કરેલા સીધા પ્રયત્નો, વગેરે દાખલાઓ રજૂ કરવામાં આવ્યા. તેમાં વળી મિ. ગ્રિફિથે તો મહાસભાના જુલમમાંથી આમ જનતાને બચાવવા માટે બધું જ કરવાની જરૂર છે એમ પણ જણાવ્યું! ગૃહમંત્રીએ તો ભાર દઈને કહ્યું કે જે દાખલાઓ રજૂ કરવામાં આવ્યા છે તે અતિશયોક્તિભર્યા છે, સરકારી અમલદારો તો તટસ્થ જ છે, અને ચૂંટણીને બહાને જો મહાસભા સરકાર વિરુદ્ધનો પ્રચાર કરશે તો સરકાર પોતે શાંત નહિ જ બેસી રહે!

આ દરમિયાન અનેક સ્થળે હદપારીના હુકમો છૂટવા લાગ્યા હતા; અને મુખ્ય મુખ્ય કાર્યકર્તાઓને ઝડપી લેવાની સરકારની નીતિ તો સ્પષ્ટ રીતે દેખી શકાતી હતી. ચર્ચામાં રજૂ કરાયેલા દાખલાઓ ખોટા છે એટલું કહી જવાથી કશું વળે એમ નહોતું. જાહેર તપાસને માટે પણ માગણી કરવામાં આવી. બંગાળ પ્રાંતમાં સરકારી નોકરો પ્રજાપક્ષની વિરુદ્ધ ખટપટ ચલાવી રહ્યા હતા. બિહારના ગવર્નર જમીનદારોને સંગઠિત કરવામાં રોકાયા હતા. એમ દરેક પ્રાંતમાં બધે સ્થળે સરકારી અધિકારીઓ મહાસભાની વિરુદ્ધ ખૂબ ખટપટ ચલાવી રહ્યા હતા. આ જાતની કરવાઈઓ તો જોકે ચૂંટણીઓ થતાં સુધી ચાલુ જ રહી, તોપણ ઠરાવ અંગે જે ચર્ચા બે દિવસ સુધી ચાલી તેનું પરિણામ એ આવ્યું

કે કંઈક અંશે સરકારી ધોરણ પર અંકુશ મુકાયો, અને જાહેરમાં ચાલી રહેલી ખટપટો ઘણી જ ઓછી થઈ ગઈ એમ અનુભવે કહી આપ્યું.

[૫]

હમેશની પેઠે આ અધિવેશનમાં તહકૂબીની દરખાસ્તો તો ઘણી જ આવી હતી, તેમાંની કેટલીયને તો ગવર્નર જનરલે પોતાની સત્તાની રૂએ આગળ આવવા જ ન દીધી. જે એકાદબે સૂચનાઓ ચર્ચાઈ તેમાંથી સરકારના ચલણના ધોરણ અંગેની સૂચના વધારે અગત્યની હતી.

સરકારની ચલણ અંગેની નીતિનો વિરોધ દર્શાવવા–નિષેધ દાખવવા સારૂ સભા–મોકૂફીની દરખાસ્ત મહાસભા પક્ષ તરફથી શ્રી અનંતશયનમ્ આયંગરે તા. ૮–૧૦–૩૬ ના રોજ રજૂ કરી. તેમણે આ પ્રશ્નનો ઇતિહાસ ટૂંકમાં સમજાવ્યો. સને ૧૯૨૭ માં ઇંગ્લંડે સોનાનું ધોરણ ( Gold Standard ) બંધ કર્યું એ જ અરસામાં સરકારે હુંડિયામણનો દર રૂપિયે એક શિલિંગ અને ૭ પેન્સનો ઠેરવ્યો. દેશને આ દરથી ભારે નુકસાન થાય છે એ બિના આખા દેશે સર્વાનુમતિએ સરકારને જણાવી છતાં સરકારે એ ગણકાર્યું નહિ. વેપારમાં દેશની લેણદેણની પતાવટ આપણને નુકસાન કરે એવી થવા માંડી. જે સોનું આજ સુધી હિંદમાં આવતું હતું તે અટકી ગયું, અને એ પ્રવાહ વિરુદ્ધ દિશામાં ચાલુ થયો. ૧૯૩૧માં ઇંગ્લંડે ફરી સ્વીકારેલું સોનાનું ધોરણ વળી બીજી વાર છોડી દીધું, અને છતાં રૂપિયાનું ઇંગ્લાંડના સ્ટર્લિંગ (પાઉંડ) સાથેનું જોડાણ તો ચાલુ જ રાખ્યું. ઘણા દેશોએ સોનાની સાથેનો કાયદેસરનો સંબંધ તોડી નાખી પોતાના દેશનાં ચલણની કિંમતો ઉતારીને પોતાના નિકાસ વેપારમાં વધારો કર્યો. પણ હુંડિયામણની દૃષ્ટિએ હિંદના ચલણને સ્ટર્લિંગ સાથે જોડી રાખવાને લીધે અન્યથા હિંદનો જે નિકાસ

વેપાર વધી શકત, તે સરકારની આવી નીતિથી વધ્યો નહિ. ઇંગ્લાંડ, ફ્રાન્સ, ઇટાલી અને દક્ષિણ અમેરિકાનાં ઘણાં રાજ્યોએ જે પગલાં લીધાં તે અહીંની સરકારે ઇરાદાપૂર્વક લીધાં જ નહિ, કેમકે એમ કરવાથી ભલે હિંદને નુકસાન થતું હતું છતાં ઈંગ્લાંડને તો તેમાં લાભ જ હતો! ઓટાવા કરાર અને ચલણ અંગેની દીર્ઘદૃષ્ટિ વાપરીને ઈંગ્લાંડે પોતાનો વેપાર સાચવી રાખ્યો અને પરિણામે હિંદના હિતનું બલિદાન દેવાયું, એ વાત દીવા જેવી ચોખ્ખી હતી. પ્રસિદ્ધ અર્થશાસ્ત્રી કીન્સે પણ કબૂલ કર્યું છે કે 'સોનાનું' ધોરણ છોડી દેવાથી ઈંગ્લાંડને તો લાભ જ થયો છે. ત્યાંની બેકારી ઓછી થઈ, તેમને અંગે થતો ખરચ અંદાજ કરતાં ઘણો ઘટી ગયો, ચીજોને હિસાબે મજૂરીમાં વધારો (Real Wages) થયો, જીવનનિર્વાહનો ખરચ ઘટયો, ઉત્પાદનનું ખર્ચ ઓછું થયું અને નિકાસ વેપાર વધ્યો. સને ૧૯૩૧માં ઈંગ્લાંડે સોનાનું ચલણ-ધોરણ રદ કરવાથી તેને આ સઘળા લાભો થયા એમ તેણે ચોખ્ખું લખ્યું છે.

તહકૂબીની ચર્ચા વેળા રૂપિયાની કિંમત હૂંડિયામણની દૃષ્ટિએ વધી જાય છે અને તેથી વેપાર ઓછો થતો જાય છે, એ કબૂલ કરવા પણ વિદ્વાન નાણાંમંત્રી તૈયાર નહોતા. તેમનું એમ કહેવું હતું કે ૧૯૩૧માં રૂપિયાની કિંમત ઘણી ઘટી ગઈ હતી તે સુધરી છે અને ખરીદશક્તિની દૃષ્ટિએ જોતાં, હુંડિયામણની દૃષ્ટિએ તપાસતાં રૂપિયાની કિંમત છે તે વધારે નથી. ટૂંકમાં તેમનું કહેવું એમ હતું કે ચાલુ સ્થિતિમાં વેપારની જે રચના બંધાતી જાય છે તે જળવાઈ રહે તે ખાતર (ઈંગ્લાંડને અને દુનિયાને લાભ થાય તે ખાતર) હિંદુસ્તાનને જે પરિસ્થિતિ છે તે જ નભાવે રાખવી! ચલણનું ધોરણ દેશને કેવી રીતે નુકસાન કરી રહ્યું છે તે પંડિત પંતે સ્પષ્ટ કરી બતાવ્યું. તેમનું કહેવું એમ હતું કે જેમ બીજા બધા દેશોએ કર્યું તેમ આપણે પણ વર્તીને આપણને થતું નુકસાન થંભાવવાની જરૂર હતી. રૂપિયાનું સ્ટર્લિંગ સાથેનું જોડાણ બંધ કરવું જોઈએ (Rupee

must be delinked from the sterling. ) અને હુંડિયામણનો દર આપોઆપ નક્કી થાય તે માટે પૂરતી છૂટ આપવી જોઈએ. ઘણા અંગ્રેજોનું માનવું પણ આવું જ છે એ હકીકત તેમણે નાણા-મંત્રીને જણાવી. પરંતુ નાણામંત્રી અણનમ હતા. તેમણે તો કહે જ રાખ્યું કે જે થયું તે વાજબી છે; અને કદાચને તેમાં કાંઈ ભૂલ રહી હોય તોપણ હવે જે ગોઠવણ થઈ ગઈ છે તેમાં ફેરફાર કરવો વાજબી નથી!

આખરે મતગણતરીમાં બંને બાજુ સરખા મતો થયા પ્રમુખે શિરસ્તા મુજબ ચાલુ પરિસ્થિતિ છે તેમ જ ચાલ્યા કરે તે હેતુથી વિરુદ્ધમાં મત આપ્યો. દરખાસ્ત નામંજૂર થઈ! પરંપરા-શિરસ્તા કરતાં દેશનું હિત વધારે અગત્યનું હોઈ શકે એટલું માનવા પણ બધા તૈયાર જ હોય એવું નથી હોતું! વ્યક્તિગત સવાલોમાં નિસ્પૃહતા અને નિઃસ્વાર્થવૃત્તિ હોઈ શકે, પરંતુ સમાજ અર્થે, દેશને કાજે જે પગલાં લેવાય તે મૂળમાં જ નિસ્વાર્થી હોય એમ દરેક અંગ્રેજ તો જાણે જ છે; આપણે હિંદીઓએ હજુ એ શીખવાનું છે!

[ ૬ ]

આ અધિવેશન દરમિયાન તા. ૨૧-૯-૩૬ના રોજ વાઈસરોય લોર્ડ લિનલિથગોનું વ્યાખ્યાન બંને સભાગૃહોના (રાજસભા અને લોકસભા) સભાસદોની સમક્ષ થયું. 'સરકારી સ્વાગત સમારંભો અને તેવા અન્ય સઘળા સમારંભો અંગે મહાસભાએ અસહકાર-બહિષ્કાર પોકાર્યો હતો. ગવર્નર જનરલના ભાષણનો બહિષ્કાર કરી, તે સમય પૂરતો મહાસભા પક્ષ ગેરહાજર રહે એવો જે કોન્ગ્રેસનો શિરસ્તો છે તે તેણે બદલાવવો એ તરેહની અનેક સૂચનાઓ ઘણા અધિકારીઓ તરફથી મહાસભા પક્ષના આગેવાનોને મોકલાઈ હતી. લોર્ડ વિલિંગ્ડન અને મહાસભાને તો જાણે વાંધો પડી જ ગયો હતો. તેમણે ગાંધીજીનું અપમાન કર્યું હતું. પણ

લોર્ડ લિનલિથગો તો નવા છે, તેમને તક આપવી જોઈએ, અને આ ભાષણ તો તેમનું પહેલું જ ભાષણ હોઈ તે સાંભળવામાં કશી હરકત નથી, વગેરે વિચારો જવાબદાર અધિકારીઓએ ખાનગી રીતે મહાસભા પક્ષના નેતા, ઉપનેતા તેમ જ અન્ય આગેવાન સભાસદો પાસે વ્યક્ત પણ કર્યા.

સેસિલ હોટેલમાં શ્રી. ભુલાભાઈની રૂમમાં તા. ૧૯–૯–૩૬ના રોજ પક્ષના કારોબારી મંડળની સભા મળી હતી, તેમાં આ પ્રશ્નનો વિચાર કરવામાં આવ્યો. ચર્ચામાં મેં તેમ જ બીજા એકાદ બે સભ્યોએ વાઈસરૉયના ભાષણ વખતે હાજર રહેવું ન જોઈએ એમ પ્રતિપાદન કર્યું, તો બાકીના સભ્યોએ હાજર રહેવા તરફ પોતાનો મત આપ્યો. આખરી નિર્ણય કરવાનું આગેવાનને સોંપી દેવાયું. જે ચર્ચા થઈ તે શિરસ્તા મુજબ ખાનગી રાખવી જોઈતી હતી, પરંતુ બીજે દહાડે છાપાંઓમાં એવા સમાચાર છપાયા કે મહાસભા પક્ષ વાઈસરૉયના ભાષણમાં હાજરી આપનાર છે, અને કારોબારીએ નિર્ણય લઈ લીધો છે! તા. ૨૦–૯–૩૬ ના રોજ રવિવાર હતો, છતાં અનેક સભાસદોએ આ અંગે વાંધો લેવાથી તુરતાતુરત તે જ દિવસે સાંજે લૉંગવૂડ હોટેલમાં પક્ષની સભા બોલાવાઈ, ચર્ચા પણ થઈ અને 'હાજર ન રહેવું' એવો નિર્ણય થયો! છતાં આ નિર્ણય કરતાં વખતે કારોબારી મંડળમાં થયેલ વાત બહાર ફૂટે એ ગેરવાજબી છે. અને તેનો વિચાર થવો જ જોઈએ એ જાતની સૂચના મેં રજૂ કરી. આખરે જે સભાસદની બેદરકારીને પરિણામે વાત ફૂટી ગઈ હતી તેણે દિલગીરી જાહેર કરી. પ્રકરણનો ત્યાં અંત આવ્યો. લોકશાહીના જમાનામાં રાજકારણનો આધાર જાહેર વક્તૃત્વ પર જોકે મુખ્યતઃ રહેતો હોય તોપણ કેટલીએક બાબતો તો જાહેર ન કરવામાં જ ડહાપણ છે એમ માનવું પડે છે. રાજકારણમાં રચીપચી રહેલી વ્યક્તિને હમેશાં 'ખાનગી બાતમી'ઓ મેળવવાનો અને જાહેર કરવાનો શોખ–ગાંડો ખૂન હોય

છે. લોકશાહી રાજકારણમાં જાહેરાત એ શ્વાસોચ્છ્વાસ જેટલી જ અગત્યની બાબત હોવા છતાં જેમ વધારે પડતા શ્વાસ આરોગ્યને નુકસાનકારક છે, તેવું જ આ જાહેરાતની બાબતમાં પણ સમજવું જોઈએ. ઘણી વાર કુંભક કરીને શ્વાસને અટકાવી રાખીને જ શક્તિ વધારી શકાય છે. પક્ષે વિચારેલી હકીકતના સમાચાર જો બહાર ફૂટી ન ગયા હોત તો વાઈસરૉયના ભાષણ વખતે મહાસભા પક્ષના સભાસદોએ વિવેક ખાતર હાજર રહેવું એવો નિર્ણય આગેવાનોએ કદાચ કર્યો પણ હોત; અને કદાચ સરકાર અને મહાસભા વચ્ચેની કડવાશ એથી ઓછી પણ થાત. પરંતુ વાત ફૂટી ગઈ, અને એની અસર લાગણી ઉત્તેજે તેવી થઈ.

પરિણામે મહાસભા પક્ષ ગેરહાજર રહ્યો. એ વખતે મને એટલી નિરાંત થઈ કે મહાસભાના આ પગલાથી જે વિસંગતિ ઊભી થાત તે અટકી ગઈ. મને ખાસ દિલગીરી તો એટલા માટે થઈ કે કારોબારીની બેઠક વખતે જે સભાસદોએ ભાષણમાં હાજર રહેવું એમ પ્રતિપાદન કરેલું તેમણે જ પક્ષની સામાન્ય સભામાં વાતાવરણ બદલાયેલું દેખી હાજર રહેવું ન જોઈએ એવો અભિપ્રાય આપ્યો.

આદીની શક્તિ અને સામર્થ્ય રહેલાં છે, તેમ એમાં જ એની નબળાઈ પણ સમાયેલી છે.

[ ૭ ]

આ અધિવેશન વખતે પણ અમે સિમલામાં લે.ગવ્રૂ રેંજમાં જ રહેવાનું રાખ્યું હતું, તેમ અમારી ગૅમસ્ટર ટોળાનો કાર્યક્રમ પણ અગાઉની પેઠે જ ચાલતો. દરેક રવિવારે અમે એકઠા થતા અને તે વેળા કોઈને પણ અપ્રતિષ્ઠિત અતિથિ Guest of Dishonour તરીકે બોલાવી લાવતા ! અઠવાડિયાના પાંચ દિવસ કરેલી મહેનત (!) નો થાક બે દિવસ મોજ ઉડાવીને ઉતારતા. અમારી ક્લબનો દરેક સભાસદ ભલે સભાગૃહમાં રોજ હાજરી ન આપે, તોપણ સાંજના સાત વાગતાં બરાબર નિયમિત રીતે લગભગ અમે બધા માલરોડ પર આવેલા સ્કેન્ડલપોઈંટ ( Scandle point-ચોવટિયા ચૂલા ) પર તો હાજર થઈ જ જતા!

સિમલામાં મોટરોને બધે ફરવાની છૂટ નથી. પરંતુ માલરોડ અને લક્કડબજાર તરફથી આવતા રસ્તાઓ જ્યાં મળે છે ત્યાં જરા મોકળાશ વાળું સ્થાન છે; એ ત્રણસો ફૂટના રસ્તાની બંને બાજુએ મોટી દુકાનો અને હોટેલો છે. એટલી ત્રણસો ફીટની જગ્યા બજાર તરીકે ફરવાની જગ્યા છે! અને એટલી જ જગ્યામાં સારામાં સારાં કપડાં પહેરી ઠાઠમાઠ સાથે સ્ત્રી-પુરુષો રાત્રિની વીજળીની રોશનીમાં ફરવા પણ *નીકળી પડે છે!* અમે અમારો સાંજનો વખત મોટે ભાગે ત્યાં ગાળતા. અમારી વિશિષ્ટતા હાથમાં દ્રાક્ષ રાખી ખાતાં ખાતાં ટહેલવું એ હતી. શરૂઆતમાં અમારું આવું વર્તન ટીકાનો વિષય બનેલું, પરંતુ ધીરેધીરે વડી ધારાસભાના સભ્યો '(એમ. એલ. એ )' પણ જો આમ ફરતા હોય તો તેમાં કશી અસભ્યતા ન ગણાય એમ ધારીને અનેક લોકો એ બાબતમાં અમારું અનુકરણ કરતા થયા હતા. અને રોજ નવી

ફેશનોના આ જમાનામાં અમે પણ એક નવી "ફેશન"નો પ્રચાર કરવાનું માન મેળવી ગયા !

સાંજને વખતે આ સ્થળે કોઈ પરદેશી આવી ચઢે તો આ દેશ ગરીબ છે એમ કહેવા છતાં તેને તે સાચું છે એમ લાગે નહિ. વસ્ત્રપરિધાનમાં બધે જ તમે પ્રગતિ દેખો. સ્ત્રીઓએ તો થોડું બોલવામાં જેમ ડહાપણ ગણેલું તેમ જ ઓછામાં ઓછાં વસ્ત્રો ધારણ કરવામાં જ જાણે સૌથી વધુ સભ્યતા સમાઈ હોય એવો સંકેત કરી લીધો હતો ! રિક્ષા ચલાવનાર મજૂરો અને ઑફિસોના પટાવાળાઓ બાદ કરતાં બધા જ પુરુષો યુરોપિયન ઢબના પહેરવેશમાં હોય; તેમની ભાષા પણ એ જ જાતની. થોડાએક આર્યસમાજીઓ અને થોડાએક ચુસ્ત મુસલમાનો બાદ કરતાં બધાનો માથાનો પોશાક પણ યુરોપિયન ફેશનનો જ હોય. 'સીઝન'માં સિમલાને ગંધર્વનગરી તરીકે સંબોધીએ તો જરા ય અજુગતું ન લાગે. પણ ઈશ્વર ભારે ક્રૂર છે; માનવીને તે એકધારો આનંદ લાંબા વખત સુધી સતત માણવા દેતો નથી.

સ્થળે સમભાવ દર્શાવી યોગી અવસ્થા માણ્યાનો લાભ અને સંતોષ મેળવતા !

ખૂબ ખૂબ ગવાયેલ આ અધિવેશન તા. ૧૬-૧૦-૩૬ના રોજ પૂરું થયું. તરત અમે પૂના પાછા ફર્યાં.

મહાસભાનું ફૈઝપુરનું અધિવેશન અને પ્રાંતિક ધારાસભા માટેની ચૂંટણીઓનું કામ: બંને અમને જલદી આવવાને ક્યારનાં સાદ દઈ રહ્યાં હતાં.

## ' કૉંગ્રેસ ઝિંદાબાદ! '

પૂનામાં જ્યાં ત્યાં ચૂંટણીઓ અને મહાસભાના અધિવેશન વિના બીજી કોઈ વાત જ થતી નહોતી. ફૈઝપુરની બેઠક અંગે જાહેરમાં તેમ જ ખાનગીમાં વિરોધ ચાલ્યા જ કરતો હતો. સરકારનો વિરોધ ખતમ થયો હતો; મહાસભાના કાર્યકર્તાઓનો અંદરઅંદરનો વિરોધ મહાસભા પ્રત્યેની અસાધારણ નિષ્ઠાને લીધે અધિવેશન વધારે સફળ બનાવવાને માર્ગે વળ્યો હતો. છતાં જે પક્ષ, જે વર્ગ, અને જે મહાપક્ષો મહાસભાએ ચૂંટણીજંગમાં ઊતરવાનો નિર્ણય કરવાને પરિણામે નારાજ થયા હતા, ગુસ્સે થયા હતા, તેમનો વિરોધ શરૂ થયો. ચૂંટણીમાં જીતવા માટે જ ઇરાદાપૂર્વક મહાસભાનું અધિવેશન મહારાષ્ટ્રમાં રખાયું છે ત્યાંથી માંડીને મંડપના કામમાં સાદરાં ઘટી પડવાં સુધીની ભૂલો શોધી કાઢી તે સંબંધે ટીકા કરવાનું એ પક્ષે આરંભ્યું.

છેલ્લા ચાળીસ વર્ષમાં મહાસભાનું અધિવેશન મહારાષ્ટ્રમાં ભરાયું નહોતું. અર્થાત્ ઘણા લોકોએ ધારેલું કે આ વખતે સહકાર સારો મળશે. પરંતુ પક્ષો પડી ગયા પછી–પક્ષો સંગઠિત થયા પછી અને ચૂંટણી સરખું વાદવાસ્યળી જન્માવનારું મુસળ પેદા થયા પછી મહાસભાને સઘળે સ્થળેથી લોકપ્રિયતા મળે એવી આશા વ્યર્થ હતી. મહાસભાના અધિવેશન અંગે સ્વયંસેવિકાઓનું દળ રચવાનું ઠરાવાયું. તો તેના પર ' त्रिकाळ ' અને ' राष्ट्रमत ' જેવાં છાપાંઓમાં

અલીચ-અસભ્ય ટીકાઓ આવવા લાગી. અખાડાઓનું અભિમાન ધરાવનાર પૂનાના એક ગૃહસ્થે તો જાહેરમાં એવી ધમકી આપવા માંડી હતી કે સ્વયંસેવિકાઓનું શિબિર રચાશે તો પોતે તેનો લાંગીને ભૂકો કરી નાખશે, અને સ્ત્રીઓને 'અનીતિ'ના માર્ગેથી બચાવશે! એમ પૂના પહોંચ્યા પછી શનિવાર વાડા સામે આ તાલીમશિબિરનું ઉદ્ઘાટન કરવાનું નક્કી થયું હતું.

મને પ્રમુખપદ આપવામાં આવ્યું. સભા તોડી પ્રાડવામાં આવશે એવી ધમકી પણ અપાઈ હતી. મેં મારા શરૂઆતના જ બે શબ્દોમાં ચેતવણી આપી દીધી કે જેમની ઇચ્છા આ સભા તોડી પાડવાની હોય તેમણે પોતાનું 'વિલ' (મૃત્યુપત્ર) કરીને પછી જ આ કામ હાથ ધરવું. મારા આ શબ્દો પછી સભાનું વાતાવરણ તુરત બદલાઈ ગયું, અને આખો સમારંભ કશી હરકત વિના પાર પડ્યો. ભાષણમાં મેં એમ પણ જાહેર કર્યું કે ફૈઝપુરનું અધિવેશન તો સફળતાથી પાર પડશે જ. પરંતુ મહાસભા ચૂંટણીજંગમાં પણ અવશ્ય જીતશે અને જે પક્ષ વિરોધ કરે છે તેના ફુરચેફુરચા ઊડી જશે. મારાં ભાષણ અંગે ટીકાઓ પુષ્કળ થઈ, પરંતુ મહાસભાના અધિવેશનમાં અડચણ ઊભી કરવાની હિંમત કોઈ કરી શક્યું નહિ.

ઓકટોબરની આખરમાં 'નવાકાળ'ની ઓફિસમાં ચૂંટણી મંડળની સભા મળી અને મહારાષ્ટ્રની જગાઓ માટેના ઉમેદવારો નક્કી કરવામાં આવ્યા. જે નામો અમે સૂચવ્યાં હતાં તેમાંથી એક બાદ કરતાં બાકી બધાં નામો મહાસભાની કારોબારીએ મંજૂર રાખ્યાં અને તે મુજબ ઉમેદવારોનાં નામોની જાહેરાત પણ કરવામાં આવી. મહારાષ્ટ્રમાંથી નામોની ચૂંટણી કરવાનું કામ સહેલું તો નહોતું જ. જેટલા સંબંધો સાચવી લઈ શકાય તેવું હતું તેટલા સબળાને સમાવી લેવામાં આવ્યા હતા. કોઈ કોઈ સ્થળે સિદ્ધાંતમાં

મચક આપવી પડી હતી. ધારેલી, ઇચ્છવાયોગ્ય વ્યક્તિઓ પૈકી કોઈ કોઈ વ્યક્તિ ચૂંટણી માટે ઉમેદવાર તરીકે ઊભા રહેવા રાજી નહોતી, તો કેટલેક સ્થળે સ્થાનિક પરિસ્થિતિનો વિચાર ધ્યાનમાં લઈને ન ગમતી વ્યક્તિઓને પણ ઊભી કરવી પડી હતી. છતાં મહારાષ્ટ્ર આખાની પરિસ્થિતિનો સમગ્રપણે ખ્યાલ કરીને વધુમાં વધુ પ્રયત્ન દ્વારા નિર્દોષતા જાળવવાનો અમે પ્રયત્ન કર્યો હતો. ઉમેદવારનાં નામો જાહેર થયા પછી ચૂંટણીની ગોઠવણ વિચારાઈ અને ચોમેર પ્રચારકાર્યનો આરંભ કરી દેવાયો. ચાર મહિના સુધી કોઈ યુદ્ધની ચઢાઈનું કામ ચાલે તેમ કામ ચાલ્યું.

ચૂંટણી માટેની દોડાદોડી અને ધૂમ પ્રચાર શરૂ થયો. પ્રાંતિક મહાસભા સમિતિએ વીસ વરસમાં 'ખોતી'ની પ્રથાનો નાશ થવો જોઈએ એવો ઠરાવ કર્યો હતો. ખેડૂતવર્ગ અંગેના કાર્યક્રમ તરીકે ચૂંટણી પત્રિકામાં ઉપલી બાબતનો સમાવેશ કર્યો હતો. પ્રાંતિક સમિતિએ ચૂંટેલી કમિટીમાં હું હતો. કમિટીએ સઘળે સ્થળે ફરીને હકીકત એકઠી કરી તે અંગે પત્રકો તૈયાર કર્યાં હતાં. આખરી ચર્ચા વખતે 'ખોતી'ની પ્રથાનો નાશ કરવાની ભલામણ અનિવાર્ય છે, આવશ્યક છે, માટે મેં તેમ સૂચવ્યું હતું. કમિટીના બીજા સઘળા સભાસદોએ એ કબૂલ પણ રાખ્યું હતું. પ્રાંતિક સમિતિએ આખો અહેવાલ મંજૂર કર્યો હતો. દરમિયાન રત્નાગિરિના એક જાણીતા ગૃહસ્થે મુંબઈ પ્રાંતિક સમિતિના એક હોદ્દેદારને પૂછ્યું: 'ખોતીની પ્રથાનો નાશ કરવાનો કાર્યક્રમ મહાસભાને માન્ય છે ખરો ?' પેલા હોદ્દેદારભાઈએ પણ એ સવાલ મહારાષ્ટ્ર પ્રાંતનો હોવા છતાં અમને પૂછ્યાગાછ્યા વિના જ મહાસભાના કાર્યક્રમમાં એ નથી એવો જવાબ મોકલી આપ્યો. અને એ પત્રવ્યવહાર છાપાંઓમાં પ્રગટ થયો. મહાસભા પ્રત્યે સહાનુભૂતિ હોવા છતાં 'ખોતીપ્રથા'ના સવાલને કારણે વિરોધ થાય છે એવા અહેવાલો અમારા કાર્યકર્તાઓ રત્નાગિરિથી મોકલે જતા હતા. કમિટીએ પૂરતી માહિતી

ચોકઠી કર્યા વિના રિપોર્ટ લખ્યો હતો એ જાતની તકરાર જોરશોરથી થતી હતી. ૧૯૩૬ ના નવેમ્બરમાં એક આખું અઠવાડિયું હું અને શ્રી. જેધે આખો રત્નાગિરિ જિલ્લો ઘૂમી વળ્યા. રોજ ચાર-પાંચ ઠેકાણે ભાષણો થતાં. 'ખોતી'ની પ્રથા જો સારી હોય તો તેવી અમને ખાતરી કરાવી આપો, અને આખા હિંદુસ્તાનમાં તે રીત અમે દાખલ કરશું. પણ ત્રણસો વરસથી તે ચાલે છે, પૂર્વજોએ પરિશ્રમપૂર્વક ભારે મહેનતથી એ સત્તા મેળવી છે એવી જો દલીલ હોય તો અંગ્રેજોનું રાજ્ય પણ બસો વરસથી ચાલે છે, પછી આપણે એનો વિરોધ શા માટે કરવો જોઈએ ? રાજકીય ગુલામી સાથે આર્થિક ગુલામી પણ નાશ પામવી જ જોઈએ. એ મુદ્દાઓ પર હું જોર દેતો હતો. રત્નાગિરિ શહેરમાં તો હું સતત પોણા ત્રણ કલાક સુધી બોલ્યો અને રેકર્ડ તોડયું. પરંતુ પરિણામની દૃષ્ટિએ આ સઘળા પરિશ્રમનો બહુ લાભ થતો હોય એમ જણાયું નહિ. એનું મુખ્ય કારણ એ હતું કે ઉમેદવારો ગોળગોળ બોલતા હતા. ઉલટ પક્ષે ડૉ. આંબેડકરના પક્ષવાળાઓ 'ખોતી'નો નાશ થવાની વાત જોર જોરથી મૂકયે જતા હતા.

ખરું જોતાં 'ખોતી'ની પ્રથા નીકળી જવી જોઈએ એવો ઠરાવ મહારાષ્ટ્ર પ્રાંતિક સમિતિએ કર્યો હતો, જ્યારે ડૉ. આંબેડકરના ચૂંટણીના જાહેરનામામાં એ બાબતનો ઉલ્લેખ સરખો નહોતો. પણ પ્રચારવેળા તેમણે જોયું કે આ મુદ્દો રમતનાં હુકમના પાનાંની ગરજ સારે એવો છે, અને એમણે એજ મુદ્દો આગળ ધર્યો. 'ખોતી' નીકળી જવાની હોવાથી 'ખોતી' વર્ગના લોકો અને તેમના બધા સગાસંબંધીઓ વિરોધમાં હતા, તો અમારા ઉમેદવારો ગોળ ગોળ બોલતા હોવાથી ખેડુવર્ગ એમ માનતો હતો કે આ લોકો 'ખોતી' ચાલુ જ રાખવા માગે છે અને એ કારણે તેઓ પણ વિરોધમાં જવા લાગ્યા. રત્નાગિરિમાં તો ખુદ મહાસભાના કાર્યકર્તાઓ આ કાર્યક્રમથી નારાજ થયા હતા એવું દેખાયું છતાં

આપાસાહેબ પટવર્ધનની સાથે આઠ દિવસ સુધી સ્થળે સ્થળે ઘૂમીને અનેક આક્ષેપો દૂર કર્યા. ખાસ કરી જે વિભાગમાં 'ખોતી' ની પ્રથા નહોતી, ત્યાંનું પ્રચારકાર્ય ખૂબ સફળ બન્યું.

રત્નાગિરિ પછી સાતારા, થાણા, કોલાબા, ફરી વખત રત્નાગિરિનો ઉત્તર વિભાગ અને પૂના જિલ્લો, એમ બધે અમે રખડ્યા, અને પ્રાંતિક સમિતિની વાર્ષિક બેઠક પછી વળી પાછા પશ્ચિમ ખાનદેશમાં ફર્યા. ખાનદેશમાં દસ દિવસ સુધી રખડીને 'ચલો મહાસભાના અધિવેશનમાં' નો પ્રચાર જોરશોરથી કર્યો, અને ત્યાંથી ફૈઝપુરના અધિવેશનમાં જઈ પહોંચ્યા. અધિવેશનમાં ખાનદેશનો ખેડૂત વર્ગ ધાર્યા કરતાં ઘણા જ મોટા પ્રમાણમાં આવ્યો હતો. આખા મહારાષ્ટ્રમાંથી હજારો પ્રેક્ષકો ઊલટ્યા હતા. મહાસભાની ગામડામાં ભરેલી પહેલી બેઠક તરીકે અધિવેશન ઘણું જ સફળ થયું એમ સર્વાનુમતે બોલાયું. માણસોની સંખ્યા ધાર્યા બહારની આવી પડવાથી બેઠકનું કામ બે જ દિવસમાં આટોપી લેવામાં આવ્યું. તોપણ બેઠકનું મહત્ત્વ તો જે ઠરાવ પાસ થયા તેમાં હતું. દેશભરની ભાવી ચૂંટણીઓની દૃષ્ટિએ ખેડૂતો અંગેનો એક કાર્યક્રમ' આલેખી ઠરાવ રૂપે તે રજૂ કરવાનું સદ્ભાગ્ય મને મળ્યું હતું. એમાં રજ કરાયેલ કાર્યક્રમનો મોટો ભાગ મહારાષ્ટ્ર પ્રાંતિક સમિતિએ

સવાલ ઊભો થયો હતો. આખા દેશમાં મળી એકંદર ત્રણ કરોડ મતદાર હતા. તેઓ બધા, નાનાં મોટાં ગામડાંઓમાં, વાડીવગડામાં, ગુફાજંગલમાં પથરાઈ પડેલા હતા. શહેરમાં પ્રચાર કરવાનું કાર્ય એક દૃષ્ટિએ સહેલું હતું. ગ્રામ વિભાગમાં તો જાતજાતની મુશ્કેલીઓ હોય છે, અને એ સઘળાનો સામનો કરવો પડે છે. મહાસભાના કાર્યકરો ગતદિવસ મહેનત લઈ રહ્યા હતા. પક્ષની ચૂંટણીમંડળની મધ્યસ્થ કચેરી શ્રી દેવગિરિકરની દેખરેખ તળે અહોરાત્ર પરિશ્રમ લઈ રહી હતી. મહારાષ્ટ્રમાં મહાસભાને માત્ર બહુમતી નહિ પરંતુ પ્રચંડ બહુમતી મળે તો જ મહાસભાનું ભાવી કાર્ય સહેલું બને તેવું હતું. વિરોધપક્ષવાળાઓ સંગઠિત હતા; પૈસો અને છાપાંઓ તેમની પાસે પુષ્કળ હતાં; પ્રચારમાં સભ્યતાના નિયમો પાળવા જેટલી માનસિક દુર્બળતા તેઓમાં હતી નહિ! આ બધી તેમની તૈયારી હતી. સરકારી નોકરો તેમ જ મોટામોટા અધિકારીઓ પોતે પણ યુક્તિપ્રયુક્તિ વડે મહાસભા અંગેનો વિરોધપ્રચાર ચલાવી રહ્યા હતા. મોટા મોટા આગેવાનો પ્રાંતે પ્રાંત તો જાણે ફરતા જ હતા. મહારાષ્ટ્ર પ્રાંતમાં પણ પંડિત નેહરુએ એક અત્યંત ઝડપી પરિભ્રમણ કરીને વાતાવરણમાં ઉત્સાહને પરાકાષ્ટાએ પહોંચાડયો હતો. હું, શ્રી દેવ તેમ જ જેધે શબ્દશઃ જરા પણ આરામ લેતા નહોતા. કમભાગ્યે એક મોટરના અકસ્માતમાં દેવ સપડાયા અને જખમી થયા, છતાં તેમણે શાંતિથી બેસી રહેવાની ના પાડી પક્ષ તરીકે બ્રાહ્મણેતર પક્ષ ચૂંટણીમાં ઊભો નહોતો રહ્યો, છતાં કેટલીએક વ્યક્તિઓ ઉમેદવાર તરીકે ઊભી હતી. તેમાંની કોઈ કોઈ વ્યક્તિઓએ સભ્યતા જાળવી રાખી, પરંતુ કેટલીક તો શ્રી. જેધે વિરુદ્ધમાં ભારે ગલીચ પ્રચાર માંડયો હતો. એ બધાનો જડબાતોડ જવાબ પણ અપાયો જ. લોકશાહી સ્વરાજ પક્ષ તરફથી ઘણા ઉમેદવારો ઊભા કરવામાં આવ્યા હતા, અને જે જે ઉમેદવારો મહાસભાના વિરોધી હતા તેમની સાથે કોઈ ને કોઈ રીતે કશુંક જોડાણ-કબૂક

સમર્પણ સાંકળી દેવામાં આવ્યું હતું. મહાસભાનો વિરોધ કરવા માટે જૂની પરંપરાને તેણે તિલાંજલિ આપી; જૂની દુશ્મનાવટને પ્રેમનું રૂપાંતર આપી નવી દોસ્તી બાંધી; 'હિન્દુધર્મ મહારોગ છે' એવું કહેનારાઓનો સાથ મેળવી 'સનાતન ધર્મકી જય'ની પણ ઘોષણા કરવાનું તેણે બાકી ન રાખ્યું. ચૂંટણીના હેતુ ખાતર એ પક્ષે જોકે અનેક ઉમેદવારો ગોઠવ્યા હતા છતાં પૂનાની જગ્યા માટે પક્ષ તરફથી ઊભા કરાયેલા ઉમેદવાર શ્રી. અપ્પાસાહેબ (લ. બ.) ભોપટકર તો ચૂંટાઈ જ આવે એ માટે તેમણે અથાગ મહેનત આદરી હતી. શ્રી. કેળકરે તો 'હું પોતે ઉમેદવાર તરીકે ઊભો છું એમ સમજીને લોકોએ મત આપવા' એવું જાહેરમાં કહ્યું પણ હતું.

પોતાની સફળતા વિષે એને શંકા પણ પેદા થઈ. બે દિવસ બેસીને શાંત મગજ રાખી બધી ટીકાઓ વાંચી ગયો, વિચાર કરી જોયો અને પૂનામાં ઊભા થયેલા ઉમેદવાર શ્રી. બાપુસાહેબ ગુપ્તેના અને મારા વ્યક્તિગત સંબંધોને ધ્યાનમાં રાખીને મનમાં એક યોજના વિચારી કાઢી.

ચૂંટણી માટે બાકી રહેલા પંદર દિવસ પૂનામાં જ ગાળવાનો મેં નિર્ણય કર્યો. શહેરના પૂર્વ ભાગમાં યોજના મુજબ સભાઓ ગોઠવી કાઢી, અને પશ્ચિમ ભાગમાં દરેક જાણીતી વ્યક્તિને જાતે મળવું એવો પાકો નિશ્ચય કર્યો. હરિજનભાઈઓ સઘળે મહાસભાને જ મત આપે તેટલા સારુ ડૉ. આંબેડકરને મળ્યો. પરંતુ ખુદ મહાસભા પક્ષે તેમનો વિરોધી ઉમેદવાર ઊભો કરેલ હોવાથી એને પડકાર ગણી તેઓ ચિડાયા. અને છેવટના વખતમાં તો ધાર્મિક દૃષ્ટિએ, રાજકીય દૃષ્ટિએ અને સામાજિક દૃષ્ટિએ જેટલા જેટલા પ્રતિગામી પરંતુ મહાસભાના વિરોધી ઉમેદવારો હોય તેમને જ હરિજનોએ મત આપવો એવો ફતવો પણ એમણે કાઢેલો. આ બધો ગોટાળો ચૂંટણી પહેલાં પાંચછ દિવસે થયો. ચૂંટણી અગાઉ એક વાર એવું સમાધાન થવાની અણી ઉપર હતું કે મહારાષ્ટ્રમાં મહાસભાએ હરિજન જગ્યાઓ સામે ઉમેદવારો ઊભા ન કરવા, અને હરિજનોએ પોતાના મતો મહાસભાના પ્રામાણિક ઉમેદવારોને જ આપવા. એનો અમલ થયો હોત તો રાજકારણે જુદો જ પલટો લીધો હોત. સમાધાન માટેના મારા પ્રયત્નો યોગ્ય અને જવાબદાર વ્યક્તિઓની સલાહ લઈને જ ચાલી રહ્યા હતા; પરંતુ પાછળથી મારે એમાં આગળ ન વધવું એમ મને જણાવવામાં આવ્યું. મેં પ્રયત્નો કરવાનું છોડી દીધું. મહારાષ્ટ્ર બહારના અનેક પક્ષો તથા મતદારસંઘની પરિસ્થિતિ અને એના સ્વરૂપ અંગેની અધૂરી માહિતીવાળા મુંબઈના આગેવાનો અને એમનું રાજકારણ આને માટે જવાબદાર ગણી શકાય. આખરી નિર્ણય કરનારી વ્યક્તિ આ લોકોની સલાહ ઉપર આધાર રાખીને

ચાલતી હતી એ દુર્ભાગ્યની વાત છે. જેધે મેન્શનવાળી ટીકાપાત્ર બનેલી સભા પછી શ્રી. ભોપટકરના માણસોએ તો પત્રિકાઓ દ્વારા જાહેર રીતે પ્રચાર આદરી દીધો હતો કે કોમને ધ્યાનમાં રાખીને જ મત આપવા. દ્વેષથી પ્રેરાઈને થતો કોમી-જ્ઞાતિગત પ્રચાર અને એનાં દૂરગામી પરિણામો ધ્યાનમાં લઈને 'સંપત્તિવાળા' (haves) અને 'સંપત્તિહીન' (have-nots) એ શબ્દો વર્ગકલહના નિદર્શક ગણી એને પ્રચારના નગારનાણા તરીકે ચૂંટણીજંગમાં વહેતા કર્યા. દુઃખી અને દીન, અન્નહીન અને દબાયેલાની એક જ્ઞાતિ તે 'સંપત્તિહીન'; સત્તા અને સંપત્તિ, પ્રતિષ્ઠા અને માનઅકરામ વગેરે અનેક સાધનો જેમની કને છે તેમની 'સંપત્તિવાળા' તરીકેની બીજી જ્ઞાતિ વચ્ચેની લડત તે આ બે જ્ઞાતિઓ વચ્ચેની લડત છે. એટલે દરેકે પોતપોતાની આ નવી જ્ઞાતિનો વિચાર કરી તે મુજબ મત આપવા એવો પ્રચાર શરૂ કરી દીધો. પૂર્વ વિભાગની સભાઓ ખૂબ જોરદાર થતી; પશ્ચિમ વિભાગમાં ચાલી રહેલી પ્રચારની પણ અસર થવા લાગી હતી. શ્રી. કેળકર જાતે બધે ફરતા હતા; મેં અને શ્રી. જેધેએ પણ ફરવા માંડ્યું. પ્રતિદિન શહેરોએ પેઠે જ સલૂનમાં જઈને હજામની, વોશિંગ કંપનીમાં જઈને ધોબીની અને પાનવાળાની દુકાને પાનવાળાની મુલાકાતો અમે લેવા માંડી. દરેકને મળી 'જ્ઞાતિ'નું ધ્યાન રાખીને મત આપજો એમ અમે કહેતા અને 'જ્ઞાતિ'નો અમારો અર્થ તેને પછી સમજાવતા.

ભોપટકર પણ સભાઓ ભરતા પરંતુ મહાસભાની સભાઓ વિરાટ સ્વરૂપની બનતી અને તેની અસર પણ જુદી તરેહની થતી. પૂર્વવિભાગની સભાઓનું કામ પૂરું કર્યા પછી ચૂંટણી અગાઉ ચાર દિવસે 'શનિના પાડા' પાસે એક વિરાટ સભા ભરી. એમાં છેલ્લું મારે બોલવાનું હતું. મારા વ્યાખ્યાનને અંતે મેં કહ્યું: " તમારી 'જ્ઞાતિ' ગરીબની છે; તમે સમાજમાં કચડાયેલા છો. મત આપવા આવો ત્યારે એકલા ન આવતા, તેમ

મૂગા મૂંગા પણ ન આવતા. તમે આજે યુગોથી અન્યાય સહેતા આવ્યા છો, તમને થયેલો અન્યાય દૂર કરવા આજે મહાસભાએ કમર કસી છે, પ્રતિજ્ઞા લીધી છે. પ્રહ્લાદને તેલની કડાઈમાં નાખ્યો છતાં તેણે 'નારાયણ'નો ઉચ્ચાર છોડ્યો નહોતો; ડુંગરેથી ગબડ્યો ત્યારે પણ મોંમાં તો 'નારાયણ'નો જ જાપ ચાલતો હતો; દરિયામાં ફેંક્યો ત્યારે પણ એ 'નારાયણ'ના જ માળા જપતો હતો. પ્રહ્લાદની શ્રદ્ધા અચળ હતી; એનો જાપ એક જ હતો. તમે પણ એ જ રીતે એક જ ઘોષણા કરતા ટુકડીબંધ .....'

એટલામાં તો શ્રોતાઓમાંથી 'કોન્ગ્રેસ, કોન્ગ્રેસ!'નો જયઘોષ થયો. મેં તુરત ઉપાડી લીધું: 'એ જ તમારો મંત્ર બનાવીને ટોળાબંધ ઊતરી પડજો.' સભા ખલાસ થઈ. આ સભાનો શ્રોતાવર્ગ શહેરના પશ્ચિમ વિભાગનો જ હતો પરિણામ ધાર્યું આવ્યું. કાર્યકરો પણ હિંમતમાં આવી પશ્ચિમ વિભાગમાં સભાઓ ભરવાનું કહેવા લાગ્યા, અને સભાઓ પણ ઘણી થઈ. ચૂંટણી અગાઉ બે દહાડા પહેલાં કાર્યકરોને સફળતા વિષે પૂરી શ્રદ્ધા ઊપજી. સોટયા મ્હસોબા પાસે જો મહાસભા પક્ષ તરફથી સભા ભરવામાં આવશે અને તેમાં પણ જો ગાડગીલ ભાષણ કરશે તો એ જીવતા જવા નહિ પામે એવી ધમકીઓ પણ અપાઈ. એ સભા પણ ભરાઈ અને સફળ રીતે પાર પડી. કશી પણ ઈજા પામ્યા વિના હું જીવતો રહ્યો હતો! મનમાં ધાર્યું હતું તે જ રીતે પૂનામાં ચૂંટણીનું જોર વધતું જતું હતું અને જે સ્વરૂપે એ પહોંચશે એમ ધાર્યું હતું એ જ પરાકાષ્ટાએ પહોંચ્યું હતું.

આ દોડાદોડીમાં વળી વચ્ચે ૩-૪ દિવસ હું સોલાપુર અને સાતારા બાજુ પણ ઘૂમી આવ્યો. નગર જિલ્લામાં કેશવરાવ જેધે આવશે તો તેમને તો 'કાંટાની જેમ ઉખેડી કાઢશું' એવી ધમકી અપાઈ હતી, તેથી તેઓ પણ નગર (અહમદનગર) જિલ્લામાં

ઘૂમી આવ્યા. એમના ફરવાને પરિણામે તે તરફનો વિરોધ ઊલટો શમી ગયો. અનેક જિલ્લાઓમાંથી તાર ઉપર તાર દ્વારા આમંત્રણો આવતાં હતાં, પરંતુ પૂનાનું 'પાણીપત'નું મેદાન છોડી બહાર જવામાં મુશ્કેલી હતી.

આખરે તા. ૧૭-૨-૩૭ના રોજ ચૂંટણી થઈ. વિરોધીઓ માનતા હતા કે ૧૦૦-૨૦૦ મતોથી પોતે જ જીત્યા છે. મેં કાર્યકર્તાઓના અહેવાલો સાંભળ્યા, અને મારા માણસોએ આણેલી માહિતી પણ ચકાસી લીધી. એકંદર હિસાબ કરતાં પાંચ હજાર વધુ મતે શ્રી. બાપુ સાહેબ ગુપ્તે ચૂંટાઈ આવશે એવો મેં મારો અંદાજ જણાવ્યો. બીજે દિવસે સ્ત્રીઓની જગ્યાની ચૂંટણી પણ થઈ. બધા જિલ્લામાંથી અહેવાલો મળ્યા, અને મહારાષ્ટ્રમાં મહાસભાના જ ઉમેદવારો સફળ થશે એ નિશ્ચિત થયું. ચૂંટણીઓ પૂરી થતાં સુધી દિલ્હીની ધારાસભાની બેઠકમાં કોઈ સભાસદોએ જવું નહિ એવો હુકમ પક્ષના આગેવાન તરફથી સહુને અગાઉથી મળી ચૂક્યો હતો. તા. ૨૦-૨-૩૭ના રોજ અમે દિલ્હી જવા ઊપડ્યા. સ્ટેશન ઉપર અનેક સ્નેહી મિત્રો હાજર હતા. શ્રી. બાપુસાહેબ ગુપ્તેએ પૂછ્યું: 'ચૂંટણીના પરિણામનો તાર ઘરના સરનામે કરું કે ધારાસભાના !'

કામ પ્રજા પાસે—મતદારો પાસે રજૂ કરવું અને મતદારસંઘની ભાવના, તેમના વિચારો અને તેમની આકાંક્ષાઓ ધારાસભાને બારણે પહોંચાડવી એ અમારું કર્તવ્ય હતું. અમે અમારી એ ફરજ બજાવી રહ્યા હતા.

[ ૨ ]

૧૯૩૭ ની સાલનું દિલ્હીનું અધિવેશન તા. ૨૫ મી જાનેવારીથી શરૂ થઈ ચૂક્યું હતું. મહાસભા પક્ષના સઘળા સભાસદો ચૂંટણીના કામમાં રોકાયેલ હોવાથી તેઓ ગેરહાજર હતા. એ બધા તા. ૨૩–૨–૩૭ સુધીમાં આવી પહોંચ્યા. તા. ૨૩–૨–૩૭ સુધી સરકારે કોઈ અગત્યનો સવાલ ધારાસભા પાસે આણ્યો નહોતો.

તા ૨૩–૨–૩૭ ના રોજ મહાસભાપક્ષની સામાન્ય બેઠક મળી. બેઠકમાં ધારાસભાના કામનો કોઈ વિચાર જ કરતું નહોતું; સઘળા ચૂંટણી અંગેની જ વાતો અને ચર્ચાઓ ચલાવતા હતા બધા પ્રાંતોની માહિતી આમ સહુને મળી. ચૂંટણીનાં પરિણામો ૨–૩ દિવસમાં જાહેર થવાનાં હતાં. મુંબઈ યુનિવર્સિટીના મતદારસંઘની ચૂંટણીમાં મહાસભા પક્ષના શ્રી. મુનશી ચૂંટાઈ આવ્યાનું દિલ્હીનાં છાપાંઓમાં છપાઈ આવ્યું. તે દિવસે એક મહારાષ્ટ્રના દેશી રાજ્યના દીવાને મને પૂછ્યુંઃ 'અરે, આમ કેમ થયું!' મેં જવાબ આપ્યોઃ 'એમાં નવાઈ જેવું કશું જ નથી. જો જો, કાલે તમે પૂનામાંથી પણ મહાસભા પક્ષનો ઉમેદવાર ચૂંટાઈ આવ્યાનું—હજારો વધુ મતે ચૂંટાઈ આવ્યાનું પણ સાંભળશો. પૂનામાં તો શું, આખા દેશમાં આવાં જ પરિણામો આવવાનાં! '

તેમણે નવાઈ પામી સવાલ કર્યોઃ 'શું ઓપટકર ઊડી જશે ? પૂનામાં બ્રાહ્મણ ઉમેદવાર હારશે ? શું બોલો છો !'

મેં કહ્યુંઃ 'હા, અમારે બ્રાહ્મણ અગર બ્રાહ્મણેતરના ભેદ છે

જ નહિ: એ બધું તમને સોંપ્યું; અને એ માટે દુઃખ થાય છે, કેમકે એવો ભેદ એ અવનતિનું ચિહ્ન છે.'

તેઓ ખૂબ છેડાઈ પડ્યા.

પણ રાત્રે દસ વાગે તે જ દિવસે બાપુસાહેબ ગુપ્તે ચૂંટાઈ આવ્યાનો તાર આવી પહોંચ્યો. બીજા અનેક તારો આવ્યા. આખી રાત તારો આવવાનું અને બક્ષિસો આપવાનું કામ ચાલ્યા કર્યું; એકબે દિવસ પસાર થતાં તો બિહાર, ઓરિસ્સા, મધ્યપ્રાંત, મદ્રાસ, યુક્તપ્રાંત, મહારાષ્ટ્ર-મુંબઈ ઈલાકો એ બધે સ્થળે મહાસભાની વધુમતી હોવાનું જાહેર થયું. બંગાળ તેમજ સરહદપ્રાંતમાં સંખ્યાની દૃષ્ટિએ બીજા કોઈ પણ પક્ષ કરતાં મહાસભા પક્ષના સભ્યોનું સંખ્યાબળ વધારે હોવાનું દેખાઈ આવ્યું મુંબઈ પ્રાંતમાં તો મહાસભા પક્ષ બહુમતી મેળવી નહિ શકે એવી સરકારની પણ ખાતરી હતી! તેનાં અનેક કારણોમાં ઈલાકાના પક્ષોપપક્ષો અને અંદરોઅંદરના મતભેદો મુખ્યત્વે ભાગ ભજવશે એમ સરકારને લાગતું હતું. પૂના એટલે મહારાષ્ટ્ર અને 'કેસરી' પક્ષ એટલે પૂના એવો પર્યાય બની ગયેલ છે. 'કેસરી' પક્ષ મહાસભાનો વિરોધ કરે એટલે આખો મહારાષ્ટ્ર મહાસભાની વિરુદ્ધ છે એવી સરકારની

[૩]

તા. ૨૩ અને ૨૪મી ફેબ્રુઆરીના દિવસોએ રેલ્વેની માગણીઓ પર ચર્ચા ચાલી. અનેક કપાતો સૂચવવામાં આવી.

રેલ્વેઓનો વહીવટ કંપનીઓ પાસેથી ખેંચી લઈ સઘળો કારભાર હવે સરકારે પોતાને હસ્તક લેવો જોઈએ, એવી લોકોની માગણી તો કાયમી ચાલુ જ હતી. એ પ્રશ્ન ચર્ચાય એ હેતુથી મહાસભા પક્ષ તરફથી કપાત સૂચના મુકાઈ. ૧૯૩૬ની સાલમાં લગભગ સર્વાનુમતિએ ધારાસભાએ ઠરાવ પસાર કરી સૂચન કર્યું હતું કે જ્યાં જ્યાં રેલ્વેઓનો વહીવટ કંપનીઓ હસ્તક ચાલતો હોય ત્યાં ત્યાંથી તે સરકાર હસ્તક લઈ લેવો જોઈએ. એ સવાલનો સરકાર વિચાર કરી રહી છે એવો જવાબ સરકાર તરફથી સિમલાની બેઠક વેળા અપાયો હતો; પણ તે પછી તુરત જ લોકમતને ન ગણકારતાં બી એન. ડબલ્યુ રેલ્વે તેમ જ એસ એમ. રેલ્વેને આ અંગેની નોટિસો ન આપતાં એનો વહીવટ વળી બીજાં પાંચ વરસ સુધી કંપનીઓને હસ્તક ચાલુ રખાયાનું જાહેર કરવામાં આવ્યું. કપાતની સૂચના માંડતી વેળા શ્રી મોહનલાલ સેક્સનાએ બતાવી આપ્યું, કે બી. એન. રેલ્વેમાં કંપની ભાગીદારોને રેલ્વેની ઊપજમાંથી ૧૬ થી ૧૯ ટકા નફો વહેંચે છે, જ્યારે નોકરોના બાળકોને માટે રેલ્વે કેવળ નામનો જ ખર્ચ કરે છે; વહીવટમાં લાંચ રૂશ્વતનું ખૂબ જોર છે, અને પેસેન્જરોની સગવડ તરફ જરા પણ ધ્યાન આપવામાં આવતું નથી.

પ્રો. રંગાએ જણાવ્યું: 'બધી રેલ્વે લાઈનો સરકારના તાબામાં આવી જાય તો દેખરેખનો ખર્ચ ઓછો થાય, વહીવટમાં એકધારાપણું આવે, પેસેન્જરોની સગવડો અત્યે વધારે ધ્યાન આપવામાં આવે, હિંદી નોકરોની સંખ્યામાં વધારો થાય અને એકંદરે રેલ્વેનો કારભાર વધારે લાભકર્તા બને. ખરું જોતાં

હિંદુસ્તાનમાં કંપનીઓ મારફત રેલ્વેનો વહીવટ ચલાવવાની જરૂર નથી અને એ રીત હિતકર પણ નથી, એમ અગાઉ જેઓ રેલ્વે મંત્રી હતા તે સર ચાર્લ્સ ઈન્સે આ પહેલાં કબૂલ કર્યું હતું, અને આ જાતના વહીવટનો બચાવ થઈ શકે તેમ નથી એમ પણ તેમણે જણાવ્યું હતું, (The existing system of Company Management in India cannot be logically defended.) છતાં સરકારે હજુ એ રીત ચાલુ જ રહેવા દીધી છે.' બિપિનબિહારી શર્માએ કંપનીઓની આર્થિક સ્થિતિ પર પ્રકાશ ફેંકતાં આંકડાઓથી સાબિત કરી બતાવ્યું કે સરકાર એ વહીવટ પોતાને હસ્તક લઈ લે તેમાં નુકસાન નથી.

ચર્ચાનો જવાબ આપતાં સર ઝાફરૂલ્લાખાને કહ્યું: 'સરકાર એ બંને રેલ્વેઓ પોતાને હસ્તક લઈ લેવા ધારે છે, પરંતુ તેને થોડાં વર્ષોની વાર લાગશે. તુરતાતુરત હાથ ન લેવાનાં કેટલાંક કારણો પણ છે. બી.એન.ડબલ્યુ રેલ્વેનો વહીવટ સરકારને હસ્તક લઈ ઉતારૂઓને વધારે સગવડ આપવામાં આવશે તો રોકેલી મૂડી ઉપર કેવળ નામનું જ વ્યાજ મળી શકશે. સરકાર હસ્તક વહીવટ આવતાં જ અનેક સુધારાઓ કરવાની જરૂર જણાશે; તેથી ખર્ચ વધશે જ્યારે આવક તો એટલી જ રહેશે. મારા મિત્રોની ઉપજ વધવાની વાત સાચી નથી, અને વેપારી રીતે જોતાં એ વેપાર ફાયદાકારક થશે નહિ. રેલ્વે ખરીદી લેવા માટે જોઈતી એકંદર ૧૩૩ કરોડની મૂડી ઉપર વ્યાજ પણ મૂડી ઊભી કરવા જેટલું રેલ્વેમાંથી મળશે નહિ આથી કંપની સાથે સરકારે પાંચ વર્ષની મુદત માટેનો કરાર કર્યો છે. એ કરારની વિગતો સરકારે સભાસદોને જણાવી પણ છે. કંપની સાથે કરાર થતાં જ સરકાર તરફથી તેને પુષ્કળ સૂચનાઓ આપવામાં આવી છે. રેલ્વેના દરોમાં ઘટાડો કરવામાં આવ્યો છે અને કામના કલાકો નિયત હોવા જોઈએ એમ કંપનીને જણાવી દેવામાં આવ્યું છે. સરકાર રેલ્વે લઈ લેવા જ માગે છે:

માત્ર પાંચ વર્ષોની રાહ છે. એ દરમિયાન દેશમાં જવાબદાર સરકાર સ્થપાઈ જશે, અને આ બધું કામ તે અવશ્ય કરશે જ. મદ્રાસ અને સધર્ન મરાઠા રેલ્વે અંગેની પરિસ્થિતિ જરા જુદી જાતની છે. એ રેલ્વેની સાથે જ સાઉથ ઇન્ડિયન રેલ્વે લઈ લેવાનું વધુ વાજબી થઈ પડશે. સાઉથ ઈન્ડિયન રેલ્વે સાથેના કરારોની મુદત ૧૯૪૫ ની સાલમાં પૂરી થાય છે; આથી એમ. એસ. એમ. રેલ્વે કંપની સાથેના કરારોની મુદત આઠ વર્ષ વધારી છે, અને ૧૯૪૫ની આખરે સરકાર બંને કંપનીઓનો વહીવટ પોતાને હસ્તક લઈ લેશે. આગળ પાછળ લેવામાં મુશ્કેલી વધતી હોવાથી આમ કરવામાં આવ્યું છે. મદ્રાસ અને સધર્ન મરાઠા રેલ્વે સાથે જે નવો કરાર થયો તેમાં સરકારને દર વર્ષે ૧૫ થી ૨૦ લાખ રૂપિયા વધારે મળે એવી ગોઠવણ છે. એ મુદત સુધીમાં ફેડરલ રેલ્વે ઑથોરીટી અમલમાં આવી જશે અને તે વેળા સંયુક્ત હિંદુસ્તાન સરકાર આ કામ વધારે સારી રીતે પતાવશે. એટલું ખરું કે તેમનું ધોરણ કઈ જાતનું રહેશે તે અત્યારે કહી નહિ શકાય.'

એક સભાસદે ટહુકો કર્યો: 'પણ તમારું ધોરણ જણાવો ને!'

'વધારે ફાયદો થાય તેમ કરવું!' સર ઝાફરુલ્લાએ જવાબ આપ્યો તેમનું ભાષણ પૂરું થતાં જ મત લેવાયા અને કપાતસૂચના મંજૂર થઈ.

રેલ્વે એન્જિનો હિંદુસ્તાનમાં જ બનવાં જોઈએ એ તરેહના ઠરાવો અગાઉ ઘણી વાર થયા હતા. એવો છેલ્લો ઠરાવ ૧૯૩૫ની સાલમાં થયો હતો. છતાં સરકારે એ બાબતમાં સાવ નિષ્ક્રિય રહી હોવાથી મહાસભા પક્ષે એ અંગે કપાતસૂચના રજૂ કરી ચર્ચાને ગતિ આપી. 'બ્રિટિશરાજ કાયમ ટકી રહે, અને તે માટે લશ્કરની હેરફેરની દૃષ્ટિએ વધારે સગવડવાળું થાય એ વિચારે સરકારે રેલ્વે બાંધી છે. અનેક બ્રિટિશ રાજદ્વારી મુત્સદ્દીઓએ આ વાત

જાહેરમાં કહી પણ છે. લોર્ડ ડેલહૌસીનો ઉદ્દેશ બ્રિટિશ મૂડી અને બ્રિટિશ યોજકો હિંદમાં આવે અને નફો મેળવે એવો હતો એમ એના ચરિત્રલેખક હંટરે જ ચોખ્ખેચોખ્ખું લખ્યું છે. વખત જતાં પરિસ્થિતિમાં ફેરફાર થયો, રેલ્વેનું પ્રયોજન પણ બદલાયું. છતાં અગત્યની સઘળી સાધનસામગ્રી ઈંગ્લાંડમાંથી જ મગાવવામાં આવતી. સને ૧૯૧૩–૧૪ના મહાયુદ્ધમાં સરકારને જ એમ લાગ્યું કે રેલ્વે અંગેની સાધનસામગ્રી અને એંજિનો હિંદમાં જ બનવાં જોઈએ. સને ૧૯૨૧માં સરકારે એંજિન માટેનાં ટેંડરો માગવાની શરૂઆત કરી, પરંતુ હિન્દુસ્તાનમાં એ કામો કરનારી કંપનીઓ હતી નહિ. તાતાકંપનીએ જે જાતનું સંરક્ષણ અને જેટલું સંરક્ષણ માગ્યું તેટલું તેને મળ્યું નહિ. રેલ્વે અંગેની જરૂરી સામગ્રી પૈકી કેટલીએક જમશેદપુરમાં જ તૈયાર થવા માંડી હતી, પરંતુ એંજિનો થયાં નહિ. ધારાસભાએ અનેક વાર ઠરાવો કર્યા છે પરંતુ સરકારે કશું કર્યું નથી.' શ્રી. કાઝમીએ કપાતસૂચના રજૂ કરતી વેળા આ સઘળો ઇતિહાસ કહી સંભળાવ્યો. તે પછી તેમણે સરકાર પર એવો આરોપ મૂક્યો કે 'દેશી બૉયલર લેવાથી ૧૬ ટકા નુકસાન થાય છે એમ સરકાર કહે છે. એ નુકસાન વધુ પડતું નથી; સરકારે એટલું નુકસાન સહી લઈને પણ દેશી ઉદ્યોગને ઉત્તેજન આપવું જોઈતું હતું. મહાયુદ્ધ પછી ઈંગ્લાંડે જે નીતિ સ્વીકારી તેનો વિરોધ કરવાની હિંદ સરકારની તાકાત ન હોવાથી જ અહીંના ઉદ્યોગો

બનાવવાનું સૂચવવામાં આવે તો તે બને એવું નથી. નાની તેમ જ મોટી બધી લાઈનો માટે મળી દરેક વર્ષે ૬૬ નવાં એંજિનો જોઈએ છે. વળી કેટલેક ઠેકાણે વીજળીથી પણ ગાડીઓ ચાલે છે એટલે આજની ઘડીએ તો સરકાર પાસે એંજિનો ફાજલ પણ રહે છે. સરકાર પોતે એંજિનો બનાવવાનું ધારે તોપણ રેલ્વે કંપનીઓએ તે ખરીદવાં જ જોઈએ એવું બંધન સરકાર તેમના પર મૂકી શકે નહિ; અને રેલ્વે કંપનીઓ પાસે ઉપટ ખરીદાવવાં જ હોય તો તેનો ભાવ બજારભાવ જેટલો જ રહેવો જોઈએ. એટલે સરકાર દેશી ઉદ્યોગોને ઉત્તેજન આપતી નથી એ કથન વાજબી નથી; સરકાર પોતાની સંરક્ષણનીતિ દ્વારા એને ઉત્તેજન જ આપી રહી છે. સિવાય ખુદ ટેરીફ બોર્ડનો પણ એવો જ અભિપ્રાય છે કે જો પૂરતી ઘરાકી આલ માટે ન હોય તો સંરક્ષણ આપવું નકામું છે.'

રેલ્વે મંત્રીના ભાષણ દરમિયાન વારેવારે અટકાયતો આવ્યા કરતી હતી, અને સતત ચકમકના તણખા ઊડયા કરતા હતાઃ–રહો કે રેલ્વે એંજિનને ગરમ રાખવા માટે જ અંદર કોલસા પુરાતા હતા! પરંતુ આખરે વધુમતીએ કપાતસૂચના મંજૂર થઈ

રેલ્વેના મુખ્ય મુખ્ય ઑફિસરો હિંદી હોવા જોઈએ, એ માગણી ઘણી જૂની છે. ઘણાં વરસો પહેલાં એમ નક્કી થયું હતું કે ઉચ્ચ અધિકારની જગ્યાઓમાંથી ૫૦ ટકા જગ્યાઓ હિંદીઓને આપવી. અને ૧૯૨૪માં કમિશને એવી ભલામણ કરી હતી કે રેલ્વેની ઊંચા અધિકારની જગ્યાઓ પૈકી ૭૫ ટકા ભરતી હિંદમાંથી કરવી અને ૨૫ ટકા ભરતી ઇંગ્લાંડમાંથી કરવી હિંદીકરણ કરવાથી ખર્ચ ઓછો થશે એ સરકાર જાણતી હતી છતાં ઉપલી ભલામણનો સરકાર અમલ કરતી નહોતી. એ અંગે શ્રી ગુલામ નારંગે કપાતસૂચના રજૂ કરી ચર્ચાને માર્ગ કરી આપ્યો. લાયકાતવાળા અને આવડતવાળા હિંદીઓ મળી શકતા હોવા છતાં સરકાર તેમની ભરતી કરતી નથી એવો એમણે વાંધો ઉઠાવ્યો.

શ્રી. નીલકંઠ દાસે એને અનુમોદન આપતાં કહ્યું કે રૂા. ૫૦૦) કરતાં વધારે પગાર કોઈને પણ ન હોવો જોઈએ. હિંદીકરણનો અર્થ હિંદીઓને પગાર વધારે આપવો એવો ન જ થઈ શકે. વળી હિંદીઓની ભરતી માત્ર રેલ્વેમાં જ શું, પરંતુ સરકારી ખાતાઓના ઉચ્ચ હોદ્દાઓ પર પણ થવી જોઈએ.

જવાબમાં રેલ્વે મંત્રીએ કહ્યું 'હિંદીકરણ નક્કી કરેલા ધોરણ મુજબ આજે ચાલી જ રહ્યું છે. સને ૧૯૩૫-૩૬મા જે અધિકારીઓ ઉપલી જગ્યાઓ માટે લેવાયા છે, તેમાં હિંદીઓનું પ્રમાણ ૭૮ ટકા છે.'

શ્રી. અસફઅલીએ પ્રશ્ન કર્યો: 'ગયા ૧૭ વર્ષોમાં અમલદારો ૧૭.૫ ટકાના પ્રમાણમાં ઓછા થયા એટલે તેટલા પ્રમાણમાં હિંદીકરણ થયું એ સાચી વાત છે?'

રેલ્વે મંત્રીએ જવાબ આપ્યો: 'આ દૃષ્ટિ ભૂલભરેલી છે. વસ્તુસ્થિતિ એવી છે કે સરકારની દેખરેખ તળે જે રેલ્વેઓ છે તેમાં સન ૧૯૨૪-૨૫માં હિંદી અધિકારીઓ ૨૮ ટકા હતા. અને એ પ્રમાણે સને ૧૯૩૫-૩૬માં ૪૪.૫ ટકાનું થયું છે. કરકસર કરતી વેળા પણ આ જ ધોરણ ધ્યાનમાં રાખીને કર્યા વિના ન જ ચાલે. હું એટલું જ જણાવવા માગું છું કે નક્કી થયેલ ધોરણ મુજબ હિંદીકરણનો અમલ ચાલી રહ્યો છે.' રેલ્વે મંત્રીએ પૂરું કર્યા પછી મતગણતરીમાં નાગંની કપાતસૂચના પાસ થઈ.

મોટરનો વાહનવ્યવહાર વધ્યાથી રેલ્વેની ઊપજ ઘટની જાય છે, અને એ દૃષ્ટિએ કાંઈ ઉપાય યોજવા જોઈએ તે અર્થે સને ૧૯૩૩માં સરકારે એક પરિષદ્ ભરી હતી. મિ મિચેલ અને કર્કે પણ આ બાબતમાં સવિસ્તર અહેવાલ રજૂ કરેલો. લગભગ ૧૫૦૦૦ માઈલના રસ્તાઓ રેલ્વેને સમાન્તર ચાલે છે, અને તેમાના ઘણા મોટરની અવરજવર માટે વાપરી શકાય તેવા પણ છે. એ રસ્તે ચાલતા મોટર વહેવાર પર કશુંક નિયંત્રણ મૂક્યા વિના થતું નુકસાન ખાળી શકાય તેમ નહોતું.

એ પ્રશ્નની ચર્ચા થઈ શકે તે સારુ સ્વતંત્રપક્ષ તરફથી એક કપાતસૂચના મૂકવામાં આવી. રેલ્વે અને મોટર બંને જાતના વાહન-વહેવારમાં સહકાર થવાની જરૂર હતી. એકંદરે રેલ્વેની નીતિ, પ્રાંતિક જરૂરિયાતો, ઔદ્યોગિક મહત્ત્વ વગેરે અનેક દૃષ્ટિબિંદુઓ વિચારણામાં લેવાં જોઈતાં હતાં ચર્ચામાં બધા પ્રશ્નોનો બધી દૃષ્ટિએ ઉહાપોહ થયો મોટર રસ્તાઓ ઉપર કશું નિયંત્રણ મુકાય તો પ્રાંતિક સરકારોની આવક ઘટતી હતી, નિયંત્રણ ન મુકાય તો મધ્યવર્તી સરકારની રેલ્વેની ઉપજ પર કાપ પડતો હતો મોટરોથી સગવડ જરૂર વધતી હતી, વાહનખર્ચ ઘટ્યું હતું, મુસાફરીમાં વખતનો બચાવ થયો હતો, માલની હેરફેરમાં પણ અનુકૂળતા થઈ હતી. આ બધી બાબતોને ધ્યાનમાં રાખીને ચર્ચા ચાલી રેલ્વેનો વહીવટ જૂની ઘરેડમાં પડી ગયો છે, તેમાં અદ્યતનતા લાવવાની જરૂર છે, સગવડો વધારવાની આવશ્યકતા છે, એ વિના ઉપજ વધે નહિ, એ દૃષ્ટિબિંદુ પણ રજૂ કરવામાં આવ્યું. બને પદ્ધતિની હેરફેરમાં સહકાર અને સમજાવટથી કામ લેવામાં જ હિત છે એમ લગભગ સઘળા પક્ષોએ પ્રતિપાદન કર્યું. રેલ્વે વહીવટમાં બની શકે તેટલા સુધારાઓ દાખલ કરવાનો પ્રયત્ન ચાલે છે એમ રેલ્વેમંત્રીએ જણાવ્યું મતગણતરી વેળા યુરોપિયન પક્ષે સરકાર તરફે મત આપ્યા છતાં સરકારની હાર અટકી ન શકી! રેલ્વેનું અંદાજપત્રક રજૂ થયું ત્યારે મહાસભા પક્ષ એસેમ્બ્લીમાં હાજર નહોતો, તેમ સામાન્ય ચર્ચા વેળા પણ તે ગેરહાજર હતો. છતાં માગણીવેળા એ હાજર હોવાથી અગત્યના જરૂરી સઘળા પ્રશ્નો ચર્ચાયા, અને એમાં અમારા પક્ષના સભ્યોએ પૂરતી રીતે ભાગ પણ લીધો.

[૪]

સને ૧૯૩૭-૩૮ની સાલ માટેનું અંદાજપત્રક (બજેટ) નાણાં-મંત્રી શ્રી. ગ્રિગ સાહેબે તા ૨૭-૨-૩૭ ના રોજ સાંજના પાંચ

વાગતાં રજૂ કર્યું. તેમણે જણાવ્યું: 'સને ૧૯૩૫-૩૬ ના પાકા હિસાબોમાં અંદાજ કરતાં સિલિક ઓછી રહી છે. આયપતવેરા દ્વારા ધાર્યા કરતાં રૂ. ૨૭ લાખ વધારે ઊપજ્યા છે અને રૂા ૨૬ લાખ વ્યાજખાતામાં પણ વધુ આવ્યા છે; પણ આ સઘળો વધારો મીઠાની ઊપજમાં ૨૭ લાખ રૂપિયાની ખાધ આવી તેમાં અને ૬૧ લાખ રૂપિયા જકાતમાં ઓછા આવ્યા તેમાં તણાઈ ગયો છે. વિરોધીપક્ષે છોકરવાદી દાખવી મત આપ્યા તેથી કરો ઓછા થશે એવી જૂઠી આશા વેપારીઓને મન બંધાઈ હતી, તેનું આ પરિણામ છે.'

પણ એ શબ્દો ઉચ્ચારાતાં જ સભાગૃહમાં ગડગડાટ મચી રહ્યો. સભાના કામકાજના પંડિતસમા શ્રી. સત્યમૂર્તિએ પ્રમુખને વિનતિ કરી કે 'છોકરવાદી રીતે મતો આપ્યા' એ તરેહની ભાષા અસભ્ય અશિષ્ટ છે માટે એ શબ્દો પાછા ખેંચવા સારુ પ્રમુખે નાણામંત્રીને કહેવું.

પ્રમુખે નાણામંત્રીને તેમ કરવા જણાવ્યું.

નાણામંત્રીએ કહ્યું. 'મને બીજી કોઈ યોગ્ય શબ્દરચના જડતી નથી'

શ્રી સત્યમૂર્તિએ કહ્યુઃ 'તેમણે સભાગૃહ પર ઉડાડેલા આવા છાંટા પહેલાં ભૂસી નાખવા જોઈએ, અને શબ્દો પાછા ખેંચવા જ જોઈએ.'

પ્રમુખે તે મુજબ નાણામંત્રીને હુકમ આપ્યો, તેમ છતાં નાણામંત્રી તુરત શબ્દો પાછા ખેંચતા નહોતા.

વાતાવરણ ગરમ થયું. ઉત્તરે નાણામંત્રી બોલ્યા: 'શબ્દો પાછા ખેંચું છું. પણ અત્યારે જ મને બીજા શબ્દો સાંપડતા નથી' પછી વળી તુરત ઉમેર્યું: 'અવિચારથી મતો (Unconsidered vote) આપ્યા એ શબ્દરચના બરાબર છે!'

'નહિ નહિ, એ પ્રયોગ પણ અશિષ્ટ જ છે.' ગડબડ શરૂ થઈ. સભાસદો અંદરઅંદર વાતો કરવા લાગ્યા. તેમને પ્રમુખે ભાષણ દર-

મિયાન વાતો ગણી ન જોઈએ એવો હુકમ આપી અટકાવ્યા. નાણા-મંત્રીનો નિષેધ કરવો જરૂરી છે માટે શું કરવું એનો નિર્ણય મહાસભા પક્ષના આગેવાનોએ એક–બે મિનિટમાં કરી લીધો અને આખો પક્ષ સભાસ્થાન છોડી બહાર નીકળી ગયો.

નાણામંત્રીનું મોં પડી ગયું. છતાં તેમનું ભાષણ તો આગળ ચાલ્યા જ કરતું હતું: 'સને ૧૯૩૬–૩૭ના સુધારેલા અંદાજપત્રકમાં ઊપજ રૂ ૧૦૭૮ કરોડ ઓછી આવી અને ખર્ચ રૂપિયા ૨૫ લાખ વધ્યો, પરિણામે અંદાજપત્રકમાં બતાવેલ સિલિક ન વધતાં વરસ આખરે ૧૯૨૭ કરોડ રૂપિયાની ખાધ આવશે. દોઢએ કરોડ રૂપિયાની ખાધ એ મોટી ખાધ ન ગણાય. દેશમાં તેમ જ દેશ બહાર જો શાંતિ જળવાઈ રહે તો અંદાજપત્રકની આ હકીકતથી ગભરાવા જેવું કશું નથી. આયાતવેરાની વસૂલાતમાં સારી રીતે ઢીલાશ રહે છે તે અંગે વધારે કાળજી રાખવામાં આવશે. સિવાય આજ સુધી ખાંડ ઉપર સ્થાનિક જકાત ( excise ) હંડરવેટ ઉપર દોઢ રૂપિયો હતી તે વધારીને બે રૂપિયા કરવામાં આવશે તેથી ૧૦૨૫ કરોડ રૂપિયાની આવક થશે; પરદેશી ખાંડ ઉપર અત્યારે છે તેટલી જ આયાતજકાત રહેશે. ચાંદી પરની જકાતમાં ઔંસે એક આનાનો વધારો કર્યો છે તેમાંથી ૫૦ લાખ રૂપિયા વધુ આવશે;

ટૅમાં-વ્યાખ્યાનમાં દાખલ કરવામાં આવશે. દરમિયાન નાણામંત્રી પ્રમુખ પાસે જઈ કાનમાં કશું કહી આવ્યા. પ્રમુખે જણાવ્યું. 'નાણામંત્રી 'છોકરવાદી રીતે' વાળા શબ્દોને બદલે આશાવાદી દૃષ્ટિએ (Optimistically) એ શબ્દો યોજવા માગે છે. મને એ વાજબી લાગે છે એટલે હવે એ શબ્દો અહેવાલમાં સમાવી દેવામાં આવશે' તે પછી તે દિવસનું કામ ખતમ થયું.

અંદાજપત્રક ઉપરની સામાન્ય ચર્ચા તા. ૨ અને ૩ માર્ચના રોજ ચાલી. ચર્ચા દરમિયાન શ્રી સંતનમે કહ્યું: 'આ બજેટ નથી પરંતુ નોકરશાહી કંપનીનો આ તો વાર્ષિક અહેવાલ છે! બજેટમાં ખાધ હોય કે સિલિક હોય, નોકરોને પગાર તો મળ્યા જ કરે! ખાધ આવે તો દેવું કરો, કરો વધારો, પરંતુ પગાર ઓછા નથી કરવા. લોકોનું શું થાય છે એનો વિચાર જ કોને કરવો છે? સરકાર તો કોઈ જાગીરદાર જેવું વર્તન રાખે છે. કર ઉઘરાવવા ઉપરાંત જાણે બીજી કોઈ જવાબદારી નથી એમ તે સમજે છે. આવી નિષ્ક્રિયવૃત્તિથી દેશનો નાશ થઈ રહ્યો છે મારા મતદારસંઘની સ્ત્રીઓએ પોતાના શરીર પરથી-જાદુથી અદૃશ્ય થાય તેમ-સોનું અદૃશ્ય થયું છે તે માટે નાણામંત્રીનો આભાર માનવાનું મને જણાવ્યુ છે! (પ્રચંડ હાસ્ય) સોનું વેચીને લોકોએ ફાયદો મેળવ્યો છે એમ નાણામંત્રી કહે છે. તેઓ પોતાનો એ મુદ્દો સ્ત્રીઓને સમજાવે એવી મારી તેમને વિનંતી છે. દેશ આખો ગરીબ બન્યો છે; ખાવાનું મળતું નથી તેથી સોનુ વેચે છે: ત્યારે નાણામંત્રી કહે છે કે લોકો ફાયદો ઉઠાવી રહ્યા છે! ખેડૂતો માટેના કાયદાઓ કેવળ પોકળ વાનો જ છે. નાણામંત્રીને

'હા, એ શબ્દો વ્યક્તિને ઉદ્દેશીને વપરાયા છે, સભાગૃહ માટે નથી વપરાયા.' કહી પ્રમુખે તેમને દબાવ્યા. સતનમે બોમ્બમારો આગળ ચલાવ્યો· 'સન ૧૯૨૯ના હિસાબે આ દેશમાં ચીજોના ભાવ ઘટી ગયા છે. અને ૧૯૨૯નો આંક ૧૦૦ ગણીએ તો ૧૯૩૫ના નવેમ્બરમાં જે આંક ૬૫.૨ હતો તે અને ૧૯૩૬ ના નવેમ્બરમાં ૬૬ થયો છે. એક વરસમાં થયેલ આ વધારો કેવળ નામનો જ છે એના પ્રમાણમાં ઈંગ્લાંડમાં આ વધારો ૭૨.૫ થી ૮૫.૮ સુધી, જાપાનમાં ૮૧.૧ થી ૯૨.૬ સુધી અને અમેરિકામાં ૮૩.૪ થી ૮૫.૮ સુધી થયો છે. અરે, ચીનમાં પણ એ ૯૮.૯ થી વધીને ૧૦૮.૧ સુધી પહોંચ્યો છે! કેવળ આપણે ત્યાં જ મંદી કાયમ રહી છે, ને એનું કારણ નાણામંત્રીનું અયોગ્ય ધોરણ અને દુર્દિવામણનો ભાવ રૂપિયાનો ૧૮ પેન્સ રાખ્યો છે, તે જ છે. બીજા દેશોની સરકાર અનેક ઉપાયો યોજીને મંદીનો સામનો કરે છે, વેપાર જાળવી રાખે છે. ઉદ્યોગોને બેસી જવા દેતી નથી. અહીંની સરકારને જરા ય ફિકર નથી. સર કારની લોકોને નીચોવવાની નીતિ સામે દેશે હવે પોતાનો સ્પષ્ટ મત બતાવી આપ્યો છે. અમારી સામે નવી આશાઓ અને નવાં ક્ષેત્રો ઊઘડયાં છે. હવે તમારા દિવસો ભરાઈ ગયા છે. અમે જ હવે તમને કંઈક કરી બતાવવાના છીએ એ યાદ રાખજો.' એટલી ઉત્ક-ટની તાકીદ સાથે સતનમે પોતાનું જોરદાર અને દાખલાદલીલભર્યું

એ જ હતી. પણ આ સાલની ચૂંટણીમાં મહાસભાનો સબળ જયજય-કાર થયેલો દેખતાં જ હવે સરકારે એ ખર્ચની બાબત બજેટમાંથી ઉડાવી દીધી છે. સરકાર આમવર્ગ પ્રત્યે કેવી સહાનુભૂતિ દાખવે છે એનો આ સુંદર નમૂનો છે!’ તે પછી કશીક વિધાયક સૂચના રજૂ કરવાને ઇરાદે ૧૦ ટકાનો પગારમાં કાપ મૂકવો જરૂરી છે, અને મહાસભાએ ૫૦૦ રૂપિયાથી વધારે પગાર ન હોવા જોઈએ એવું જે ધોરણ સ્વીકાર્યું છે તે જ વાજબી છે, એમ જણાવતાં મેં કહ્યુંઃ ‘હરેક દેશમાં શ્રમજીવી મજૂર અને કારકુન બંનેના વેતન વચ્ચે ચોક્કસ પ્રમાણ સચવાય છે. એ જ રીતે ઓછામાં ઓછો પગાર લેનાર કારકુન અને વધુમાં વધુ પગાર ખેંચનાર અધિકારીના વેતનમાં પણ ચોક્કસ પ્રમાણ જળવાય છે. પરંતુ બીજા બધા દેશોના પગારોનું ધોરણ જોતાં અહીંનું આ ધોરણ તો હદ બહારનું છે. આપણે બીજા દેશોનું પ્રમાણ તપાસીએઃ—

| દેશનું નામ | માણસ દીઠ વાર્ષિક ઉપજ | મજૂરી વાર્ષિક | કારકુનનો પગાર વાર્ષિક | અધિકારીનો પગાર વધારેમાં વધારે |
|---|---|---|---|---|
| દ. આફ્રિકા (પૌંડ) | | | ૧૪૦ | ૧૬૦૦ |
| બ્રિટન (,,) | ૯૩ | ૧૦૦ | ૯૫ | ૩૦૦૦ |
| કૅનેડા (ડૉલર) | ૫૧૮ | ૯૫૫ | ૬૮૦ | ૧૦,૦૦૦ |
| અમેરિકા (,,) | ૬૭૬ | ૧૭૭૫ | ૧૧૪૦ | ૧૦,૦૦૦ |
| જર્મની (માર્ક) | ૮૦૦ | ૧૭૫૦ | ૧૭૦૦ | ૨૨,૯૦૦ |
| જાપાન (યેન) | ૧૧૮ | ૫૦૦ | ૪૮૦ | ૬,૫૦૦ |

તેની સાથે આપણા હિંદના આંકડા સરખાવીએ :—

| | | | | |
|---|---|---|---|---|
| હિંદ (રૂપિયા) | ૭૪ | ૨૪૦ | ૩૬૦ | ૪૮,૦૦૦ |

એ રીતે હિસાબ ગણીએ તો ઓછામાં ઓછો પગાર મેળવનાર કારકુન અને વધુમાં વધુ પગાર મેળવનાર અમલદારની વાર્ષિક આવકનું પ્રમાણ જુદા જુદા દેશોમાં આવી જાતનું આવે છે. દક્ષિણ

આફ્રિકા ૧ : ૧૧, બ્રિટન ૧ : ૩૨, કેનેડા ૧ : ૧૭, અમેરિકા ૧ : ૯, જર્મની ૧ : ૧૩, જાપાન ૧ : ૧૪ અને હિંદમાં ૧ : ૩૩૩ !

એને બદલે વધારેમાં વધારે પગાર માસિક રૂ. ૫૦૦ ગણીએ તો એ પ્રમાણુ હિંદ માટે બદલાઈને ૧ : ૧૭ નું આવી રહેશે એ પ્રમાણુ બ્રિટન કરતાં ભલે ઓછું રહ્યુ છતાં બીજા બધા દેશો કરતાં વધારે છે. એ બતાવી આપે છે કે અધિકારીને વધુમાં વધુ ૫૦૦ રૂપિયાનો માસિક પગાર એ મહાસભાનું કેવળ કલ્પનાનું ગપ્પું નથી પરંતુ બીજા દેશોની સરખામણીમાં એ નક્કર વસ્તુસ્થિતિનું નિદર્શક બને છે. આ દેશમાં લાયક વ્યક્તિઓ ન મળતી હોય તો બહારનાઓને વધારે પગારો આપવાનું કદાચ ને વાજબી ગણી શકાએ પરતુ એ બાબતમાં પણુ સાચી વસ્તુસ્થિતિ યોગ્ય માણુસોનો અભાવ છે એવી છે જ નહિ સરકારી નોકરીમાં જે વ્યક્તિઓ છે તેના કરતાં બહારની વ્યક્તિઓ વધારે લાયકાત ધરાવે છે (તાળીઓ) અહીના રાજવહીવટનુ જે ખર્ચાળ ધોરણુ છે તેનું કારણુ આ અસાધારણુ ભારે પગારો જ છે ! મુબઈ ઇલાકાનો જ હિસાબ ગણીએ તો ૧૪ ૫૦ કરોડના ખર્ચમાંથી ૫ ૩૭ કરોડ તો પગાર પાછળ ખરચાય છે; તેમાંથી ૨૦૦૦ રૂપિયા ઉપરાંત વાર્ષિક પગારદાર નોકરો પાછળ ૨ ૦૨ કરોડ એટલે કુલ ખર્ચનો ૧/૭ ભાગ વપરાય છે ! આ પ્રમાણુ જો સમસ્ત હિંદ માટે લાગુ પાડીએ તો ૪૦ કરોડની રકમનો એ આંકડો થાય હિંદી અને ગોરા મોટા પગારદારોને આટલો પૈસો આપ્યા પછી લોકો માટે ખર્ચવાનુ બાકી શુ રહે ! એમનુ દારિદ્રય શી રીતે ફીટે ? બેકારી શી રીતે ઘટે ? હું ગોરા અગર હિંદી અમલદારો વચ્ચે તફાવત કરવા માગતો નથી. ગોરા સાથે સમાનતા મેળવવાના બહાના તળે હિંદી અધિકારીઓ પણુ આમવર્ગને લૂટે છે. ઉત્તમ સેવકના લક્ષણોમાં અપરિગ્રહ, પ્રસિદ્ધિનો અભાવ અને આજ્ઞાધારકપણું ગણાવાય છે. હિંદી અધિકારીઓ આપણા દેશી પોશાકમાં હરેફરે તો તેથી તેમની પ્રતિષ્ઠા ઓછી નથી જ થવાની; ભલે,

જો મોટા અધિકારીઓ સાદો પહેરવેશ રાખતા થાય તો એકંદરે આખા સમાજની રહેણીકરણી સાદાઈમાં પરિણમે ! જે દેશની પ્રજાનો પાંચમો ભાગ અરધો ભૂખ્યો સૂએ છે, તે દેશના અધિકારીઓને આવડા મોટા પગારો આપવા એ અસહ્ય છે, ભારે અનીતિભર્યું છે !'

મારા ભાષણ પછી લૉબીમાં મને બેત્રણ હિંદી સનદી નોકરો (I.C.S.) મળ્યા, અને તેમણે પોતાને મળતો હાલનો પગાર પણ ઓછો પડે છે એવી ફરિયાદ મારી પાસે કરી ! દુઃખ સાથે જણાવવું પડે છે કે એમની દૃષ્ટિ આહંદી હતી. તેમનામાં દેશપ્રેમ નહોતો એમ તો ન કહેવાય, પરંતુ ચાલતી આવેલી પરંપરાએ તેમને અમુક જાતની દૃષ્ટિ અને આદર્શ આપ્યાં હતાં. ઓછો પગાર એટલે ઓછી લાયકાત એવું એમનું સમીકરણ હતું. બે કલાકની ચર્ચાને અંતે પણ અમે પરસ્પરનાં દૃષ્ટિબિંદુઓ ફેરવી શક્યા નહિ !

શ્રી આયંગાર અને સ્વામી ચેટ્ટીએ મારી પગાર–કપાતની સૂચનાને અનુમોદન આપ્યું. કહો કે, મારા પછી જે જે ભાષણો થયાં તેમાં દરેકમાં આ પ્રશ્ન મુખ્યત્વે ચર્ચાયો. મારો મુદ્દો મેં બરાબર આધાર સાથે શાસ્ત્રીય રીતે રજૂ કર્યો હોવાથી સરકાર તરફના ભાષણ કરનારાઓને મોટા પગારોનું સમર્થન કરવું મુશ્કેલ બની ગયું.

ચર્ચાને બીજે દિવસે સર મહમદ યાકુબે કહ્યું: 'આખી દુનિયામાંથી મંદી દૂર થઈ છે છતાં આપણે ત્યાં હજુ તે પ્રવર્તે જ છે, અને બજેટમાં ખાધ જ રહે છે. કાયમી નાણાસમિતિ હોવા છતાં તેની પાસે કોઈ બાબતો રજૂ કરવામાં આવતી નથી!' શ્રી જોશીએ કહ્યું: 'છેલ્લાં બે વરસ દરમિયાન વધારાનો આયપતવેરો ઘટાડીને અગર માફ કરીને નાણામંત્રી હવે ખાધની વાત લાવે છે એ શી રીતે ચાલી શકે ? પ્રાંતિક સ્વરાજ આવે છે, બ્રહ્મદેશને જુદો પાડયો છે, એ બધું તો પહેલાંથી જ નક્કી હતું. ખર્ચનો આમ

સંભવ હોવા છતાં કરો કમી કરવામાં નાણાંમંત્રીએ ગંભીર ભૂલ કરી છે' ઉગાઈસ્માઈલખાનના નવાબ અહમદ નવાઝખાન ખૂબ ગમતી આદમી છે. તેમણે વિનોદમાં ટીકા કરી કે અત્યારે થતો ખર્ચ અને અપાતો પગાર હજુ ઓછો છે, માટે તે વધારવો જોઈએ! તેમણે ચલાવ્યું: 'બ્રિટિશોને કારણે દેશમાં શાંતિ સ્થપાઈ, કાયદાનું રાજ્ય થયું. મુગલ સામ્રાજ્ય પછી અંગ્રેજો પાસે હકુમત આવતાં સુધીનો ઈતિહાસ એટલે ખરો, ક્રાંતિઓ અને લડાઈઓનો જ ઇતિહાસ છે.'

એક અવાજ ઊઠ્યો: 'ભાષણ અપ્રસ્તુત છે.'

પ્રમુખે નિર્ણય આપ્યો: 'વિષયને અનુસરીને જ બોલો'

વૃદ્ધ નવાબે જવાબ આપ્યો: 'બ્રિટિશ અધિકારીઓને મોટા પગારો શા માટે આપવા પડે છે તેનાં હું તો કારણો ગણાવું છું.'

'પણ તે માટે મહંમદ ગિઝનીના વખતનો ઇતિહાસ આપવાની જરૂર નથી.' પ્રમુખે ગંભીરતા પૂર્વક સૂચવ્યું.

નવાબે ચલાવ્યું. 'પોસ્ટ, તાર, ટેલીફોન, વાયરલેસ, બેંકો, હવાઈદળ, વગેરે કેટલી ય મોટો બ્રિટિશોએ આપણને આપી છે.'

તુરત શ્રી પ્રકાશજીએ એ યાદીની પૂર્તિરૂપે ઉમેર્યું: 'ભૂખમરો, ગરીબાઈ અને બેકારીને પણ તેમાં ઉમેરો!'

એ પછી એસેમ્બ્લીનું પંડિત પંતનું ઉંચટનું ભાષણ શરૂ થયું. તેમણે જણાવ્યું ' નાણાંમંત્રીએ રજૂ કરેલું પહેલું બજેટ બેદરકારી વૃત્તિ દાખવતું હતું, બીજું 'હવે સ્થિતિ સુધરી છે' એવી મગાવાળું હતું અને ચાલુ સાલનું બજેટ 'હવે સારા દિવસો આવે છે.' ની ખોટી આશા બતાવનારું છે. જરૂર સારા દિવસો તો આવવાના જ છે, પરંતુ તે પહેલાં આજના નાણાંમંત્રીએ કરેલો અંદાજ ધોવાઈ જશે તે પછી જ તે આવશે. ચાલુ સાલના બજેટનું વર્ણન સારા શબ્દોમાં થઈ શકે તેમ જ નથી.'

'મારાથી પણ તે થઈ શક્યું નથી.' નાણાંમંત્રીએ વચ્ચે ઝુકાવ્યું.

'નાણાંમંત્રીને પોતાના આ સંતાન પ્રત્યે એટલો તિરસ્કાર

પેદા થયો છે કે એનું નામ પાડવા સુધી પણ રાહ જોવા તે ખુશી નથી! આ બજેટને જંગલી બજેટ ગણવું જોઈએ. જેમાં આવકના ૬૩ ટકા જેટલી રકમ સંરક્ષણ માટે વપરાતી હોય એને બીજું શું નામ આપી શકાય? ઇંગ્લાંડમાં આવકના ૧૫ ટકા જેટલી જ રકમ બચાવખર્ચમાં વપરાય છે. કેનેડામાં એ રકમ૯ ટકા અને ઑસ્ટ્રેલિયામાં ૪ ટકા છે. ઈંગ્લાંડનું સામ્રાજ્ય આખી દુનિયા પર પથરાયેલું છે; પણ એની ખાતર હિંદે શા માટે ખર્ચ ભોગવવો? હવે આખરી હિસાબના દહાડા ( Day of Reckoning ) આવી પહોંચ્યા છે; તે વેળા જવાબ આપવો જ પડવાનો છે. તે સાથે સ્વાતંત્ર્યનો સૂર્ય પણ ઊગતો દેખાય છે. એ આવશે ત્યારે સુખ અને સાધનોની વિપુલતા અવશ્ય આવશે જ.' (તાળીઓ.)

[ ૫ ]

સ્વતંત્ર પક્ષ તરફથી કપાતસૂચના રજૂ થતાં આ વર્ષે પણ લશ્કરના હિંદીકરણનો સવાલ ચર્ચા માટે ખેંચવામાં આવ્યો. કપાત-સૂચના રજૂ કરતી વેળા મુર્તજાસાહેબે જણાવ્યું : 'સાત હજાર ગોરા અધિકારીઓને કાઢીને તેમની જગ્યાએ હિંદીઓને દાખલ કરતાં આજને ધોરણે બીજાં ૧૦૦ વરસ હજુ ચાલ્યાં જશે!' મેં પણ ભાષણ કર્યું. અંગ્રેજ લશ્કરનું પ્રમાણ મોટું રાખવા છતાં સરહદનું બરાબર સંરક્ષણ તો થતું જ નથી. અનેક અંગ્રેજ અધિકારીઓના હવાલો ટાંકીને મેં બતાવી આપ્યું કે સરહદ પરની લશ્કરી ચડાઈઓમાં સફળતા મળી નથી, અને કાયમી શાંતિની દૃષ્ટિએ તે કાર્યસાધક પણ નીવડી નથી. વળી ઉમેર્યું કે આજે છે તે લશ્કર જ એકંદરે વધારે પડતું છે. સૈન્યના હિંદીકરણનો અર્થ માત્ર હિંદી અધિકારીઓ ઉમેરવા એટલો જ ન કરતાં લશ્કરમાં એક પણ ગોરો સૈનિક અગર ગોરો અધિકારી રહેવો ન જોઈએ એ છે; તે સાથે હિંદી અધિકારી-ઓના પગાર પણ દેશની પરિસ્થિતિના પ્રમાણમાં રહેવા જોઈએ.

આશા આ કથનથી કેટલાએક સભ્યો નાખુશ થવા લાગ્યા. મેં ચલાવ્યું: 'આ રીતે કામ લેવાથી દર વરસે કાંઈ નહિ તો ૨૫ કરોડ રૂપિયાની બચત થશે. મેકરો પાણીદાર, હોશિયાર અને સશક્ત યુવકો અધિકારી થવાની લાયકાતવાળા મળી શકે તેમ છે, એવો સરકારી અભિપ્રાય પણ મોજૂદ છે. પ્રજામાં લશ્કરી અને બિનલશ્કરી વર્ગના ભેદો સાવ ખોટા છે. આજની લડાઈની પદ્ધતિ સાવ બદલાઈ ગઈ છે. આજે શરીરના પ્રમાણ કરતાં અક્કલના પ્રમાણ ઉપર સૈનિકની કામ કરવાની લાયકાત વધારે અકાય છે. (Brains not bulk)' કૅપ્ટન લાલચંદ બોલી ઊઠ્યા: 'અક્કલનો ઇજારો કાંઈ તમે એકલાએ જ નથી રાખ્યો!' મેં સામેથી સંભળાવી: 'અને શરીરનાં જાડાં પુદ્ગળોનો ઇજારો કેવળ તમારો જ છે એવું તમે પણ ન માનશો! અમારામા પણ લાલા શામલાલ જેવા પડ્યા છે!' (પ્રચંડ હસાહસ) તે પછી સોવિયેટ સરકારે આખા લશ્કરની પુનર્રચના કરીને દેશના સઘળા વર્ગના લોકોને લશ્કરમાં દાખલ કર્યાની માહિતી આપી. એવું ધોરણ આપણે ત્યાં સ્વીકારવાથી પ્રજામાં લડાયક-બિનલડાયક કોમોનો કૃત્રિમ ભેદ છે તે દૂર થશે, લશ્કર સાચા અર્થમાં રાષ્ટ્રીય બનશે, ખર્ચ ઘટશે ને તે સાથે લશ્કર પણ વધુ કાર્યક્ષમ બનશે. ગિયાસુદ્દીનસાહેબે સુંદર ભાષણ કરીને લૉર્ડ રૉલિન્સે હિંદીકરણનો કેવો સખત વિરોધ કરેલો તે બતાવી આપ્યું હિંદી આદમી ગમે તેટલો શૂરો અને હોશિયાર હોય તોપણ તે બ્રિટિશરની તોલે આવી શકે નહિ, તેમ જ અંગ્રેજ સૈનિક તથા અધિકારી તેને એવો માને પણ નહિ, માટે હિંદીકરણ કરવું ન જોઈએ એવો લૉર્ડ રૉલિન્સનો મત તેમણે વાંચી બતાવ્યો. લશ્કરી અધિકારીઓ પણ હિંદીકરણની વિરુદ્ધમાં હતા, અને હિંદી અધિકારીઓ ગોરા સૈનિકો પર હકુમત ચલાવે તે કોઈ પણ બ્રિટિશ અધિકારીને ગમતું નહોતું. (A deep-seatd racial repugnance to any step which brings nearer the day when, Englishman in the Army

may have to take orders from Indians.) હજુ આજે પણ કાંઈ સુધારો કરવાની વાત નીકળતાં જ Kings Regulations ની વિરુદ્ધ જઈને કશું થઈ ન શકે એવો જવાબ સંભળાવવામાં આવે છે. 'લશ્કરી ખાતાના મંત્રીસાહેબ! આપ એ સઘળા ગોરા અધિકારીઓને કહી દો કે હિંદી સૈનિકો પર તમે જ હુકમ ચલાવો છો તે પણ અસહ્ય અને અણગમતો ( abhorrent and repugnant ) જ છે. આ સવાલ સમસ્ત દેશની પ્રતિષ્ઠાનો, દેશની આબરૂનો છે. એ અપમાન હવે સહન થઈ શકશે નહિ!'

આખરે કપાતસૂચના મંજૂર થઈ.

[ ૬ ]

પરદેશમાં વસતા હિંદીઓનાં હિતો જાળવવાનો સવાલ મધ્યવર્તી સરકારના પ્રદેશનો હતો. એ અંગે કપાતસૂચના રજૂ કરી મહાસભા પક્ષે એ સવાલ ઉપર ચર્ચા શરૂ કરાવી. જુદી જુદી બ્રિટિશ વસાહતોમાં હિંદીઓ પર કેવા કેવા અન્યાય ચાલી રહ્યા છે તેની વિગતવાર માહિતી શ્રી મોહનલાલ સેકસનાએ આપી. કેવળ મુસાફરી ખાતર ગયેલા હિંદીઓને પણ અનેક અપમાન સહેવાં પડે છે; એ બધું તે હિંદી હોવાને કારણે જ બને છે અને તે પણ કાયદાના બુરખા તળે! દક્ષિણ આફ્રિકામાં જાહેર બગીચાઓમાં ગોરાઓ માટે વિરામસ્થાનો ( બાંકડા ) અલગ હોઈ, હિંદીઓને તે વાપરવાની સ્પષ્ટ મનાઈ હોય છે. પણ અહીંની રેલ્વે ખાતાની તપાસ માટે જુઓ તો આપણી સરકાર દક્ષિણ આફ્રિકાના ગોરાને નીમે છે! રેલ્વે ખાતું હિંદી મંત્રીના હાથ તળે, તેમ જ પરદેશમાં વસતા હિંદીઓનું ખાતું પણ એમના જ હાથ તળે; છતાં આ ભેદભાવ નિભાવી લેવાય છે! ખુદ બ્રિટિશ સામ્રાજ્ય માંહેની વસાહતોમાં જો આ દશા છે, તો અન્ય પરદેશી સત્તા વિષે તો બોલવું જ ક્યાં રહ્યું? દક્ષિણ આફ્રિકાની પાર્લામેન્ટમાં એક સભાસદે એવું

બ્રિટિશ કૉમનવેલ્થમાં સમાન દરજ્જો ભોગવતો દેશ છે, અને એ દૃષ્ટિએ ૧૯૨૧માં સામ્રાજ્ય પરિષદમાં એવો ઠરાવ પણ થયેલ છે કે આખા સામ્રાજ્યમાં જ્યાં હિંદી સ્થાયી રહેનારો હોય ત્યાં ત્યાં તેને નાગરિકપણાના સરખા હક્કો મળવા જોઈએ. ૧૯૨૩માં કેનિયામાં હિંદીઓને ખેતી માટેની જમીનો લેવાની બંધી કરવામાં આવી. એ અપવાદ સિવાય કાયદાથી બીજી કોઈ વસાહતમાં હિંદી વિષે ભેદ-નીતિ રખાતી નથી. તે પછી ૧૯૩૫માં ફરી કેનિયામાં હિંદીઓના હક્કો મર્યાદિત કરવાના પ્રયત્નો કરવામાં આવ્યા, પરંતુ અમે તે અટકાવી દીધા છે. દક્ષિણ આફ્રિકામાં ગાંધીજીએ સમાધાન કરાવ્યા પછી ૧૯૧૩માં એક કાયદો કરવામાં આવ્યો અને તે અનુસાર પર-વાનગી વિના કોઈ પણ હિંદી આદમી થોડા વખત માટે પણ ત્યાં જઈ શકતો નથી. ૧૯૧૩ની સાલથી એ પરિસ્થિતિ જ ચાલુ જ રહી છે. ૧૯૨૩–૨૪માં દક્ષિણ આફ્રિકામાં ગોરા લોકોને રહેવા માટેની અલગ જગ્યાઓ અને કાળાઓ માટેનાં અલગ નિવાસસ્થાનો રાખવાનો કાયદો ત્યાંની પાર્લામેન્ટ સમક્ષ વિચારણા માટે રજૂ કરાયો હતો. તે વેળા હિંદની સરકારે મહેનત કરીને એ ખરડો

બિલ આવ્યું છે કે કોઈ હિંદીએ ગોરાને નોકર રાખવો નહિ, તો બીજાએ એવું બિલ આવ્યું છે કે કોઈ હિંદી પુરુષ હિંદી સિવાયની અન્ય કોઈ સ્ત્રી સાથે લગ્ન કરશે તો તે ગેરકાયદેસર ગણાશે! હિંદીઓ પર આવા અન્યાયો ગુજરી રહ્યા છે તોપણ અહીંની સરકારને તો એની માહિતી પણ નથી! છતાં સરકાર કહે છે, ધીરજ રાખો, રાહ જુઓ; સરકાર પ્રયત્નો ચલાવી રહી છે. હું પૂછું છું: 'સાપ ડસીને મરી ગયા પછી એ માંદાની નમારી દવા આણવાના શો શું!' છેલ્લા શબ્દો ખૂબ ચિડાઈને બોલીને સેક્સેના બેસી ગયા.

શેઠ હુસેનભાઈ લાલજીએ જણાવ્યું કે અગાઉ વસાહતોમાં જે લશ્કર હતું તે હિંદને ખર્ચે જ રાખવામાં આવતું તેમણે આગળ વધતાં જણાવ્યું: 'જ્યારે જ્યારે હું ઇટાલિયન અગર જર્મન માલેકીની વસાહતોમાં જાઉં છું ત્યારે તેઓ મને સંભળાવે છે: "બ્રિટિશ વસાહતોમાં તો તમે અમારી સાથે એક રસ્તા ઉપર ચાલી પણ શકતા નથી! તમારી સરકાર આ અન્યાય શી રીતે સહી લે છે? સરકારને તમે કરોડો રૂપિયા આપો છો, સરકારે તમારે માટે કંઈક કરવું જ જોઈએ." સરકાર અમને કહે છે કે હિંદુસ્તાન દેશ ઘણો વિશાળ છે; તમે બહાર શા માટે જાઓ છો? મારો જવાબ એ છે કે અમે પરદેશથી બધા દેશમાં આવી જવા તૈયાર છીએ, પરંતુ અમારા દેશમાં જેઓ પરદેશી હોઈને આવ્યા છે તે ચાલ્યા જવા જોઈએ। તમે અહીં રહો જ્યારે અમારા દેશબાંધવોને પાછા રવાના કરી લો, એ હડહડતો અન્યાય છે, અનીતિ છે! સામ્રાજ્યમાં રહેવાથી અમને શો લાભ છે!'

કોઈએ સલાહ આપી: 'તો બહાર નીકળી જાઓ ને? સામ્રાજ્યનો મોહ જતો કરો।' હુસેનભાઈએ જવાબ આપ્યો: 'હવે એવો જ વિચાર કરવાનો વખત આવી લાગ્યો છે!'

સરકારવતી સર વાજપેયીએ જવાબ આપ્યો: 'આ સરકારની નીતિ હિંદીઓને સઘળે સમાન વર્તાવ મળે તેવી છે. હિંદુસ્તાન

બ્રિટિશ કૉમનવેલ્થમાં સમાન દરજ્જો ભોગવતો દેશ છે, અને એ દૃષ્ટિએ ૧૯૨૧માં સામ્રાજ્ય પરિષદમાં એવો ઠરાવ પણ થયેલ છે કે આખા સામ્રાજ્યમાં જ્યાં હિંદી સ્થાયી રહેનારો હોય ત્યાં ત્યાં તેને નાગરિકપણાના સરખા હક્કો મળવા જોઈએ. ૧૯૨૩માં કેનિયામાં હિંદીઓને ખેતી માટેની જમીનો લેવાની બંધી કરવામાં આવી. એ અપવાદ સિવાય કાયદાથી બીજી કોઈ વસાહતમાં હિંદી વિષે ભેદ-નીતિ રખાતી નથી. તે પછી ૧૯૩૫માં ફરી કેનિયામાં હિંદીઓના હક્કો મર્યાદિત કરવાના પ્રયત્નો કરવામાં આવ્યા, પરંતુ અમે તે અટકાવી દીધા છે. દક્ષિણ આફ્રિકામાં ગાંધીજીએ સમાધાન કરાવ્યા પછી ૧૯૧૩માં એક કાયદો કરવામાં આવ્યો અને તે અનુસાર પરવાનગી વિના કોઈ પણ હિંદી આદમી થોડા વખત માટે પણ ત્યાં જઈ શકતો નથી. ૧૯૧૩ની સાલથી એ પરિસ્થિતિ જ ચાલુ જ રહી છે. ૧૯૨૩-૨૪માં દક્ષિણ આફ્રિકામાં ગોરા લોકોને રહેવા માટેની અલગ જગ્યાઓ અને કાળાઓ માટેનાં અલગ નિવાસસ્થાનો રાખવાનો કાયદો ત્યાંની પાર્લામેન્ટ સમક્ષ વિચારણા માટે રજૂ કરાયો હતો. તે વેળા હિંદની સરકારે મહેનત કરીને એ બિલો પાછાં ખેંચી લેવડાવ્યાં હતાં. એ જ પ્રમાણે ૧૯૩૦માં ટ્રાન્સવાલમાં પણ બન્યું અને બિલ અટકાવી દેવાયું. આપણા હિંદી નાગરિકની પ્રતિષ્ઠા પરદેશમાં જળવાઈ રહે તે માટે હિંદી સરકાર પોતાથી બની શકતાં સઘળા પ્રયત્નો કરશે જ. આ સ્થિતિમાં સભાગૃહ નિંદાસૂચક કપાતસૂચના પાસ ન કરે અને અમને સાથ આપે એવી માગણી છે.'

તે પછી શ્રી. ભુલાભાઈએ કહ્યું: 'એમ છે કે વસાહતો પાસે શાહી સરકારનું જ ચાલતું નથી, ચાલી શકશે નહિ. કીન્સના કથન મુજબ વસાહતો સ્વાયત્તશાસનવાળી છે અને તે પરસ્પરની સમજૂતી-પૂર્વક જ સામ્રાજ્યથી અલગ પડેલી છે. (British Empire is by common consent disintingrating except the Colonies and India). છતાં કોઈ પણ વસાહતમાં અંગ્રેજ

નાગરિક પ્રત્યે હિંદના જેવો વર્તાવ દર્શાવવામાં આવે તો બ્રિટિશ સરકાર તેની સામે આકાશપાતાળ એક કરવા તત્પર થશે. પણ હિંદી સરકાર એક તો હિંદીઓને જવાબદાર નથી, તેમ તેની પાસે કશી સત્તા પણ નથી. આ સરકાર અમને જવાબદાર નથી તેથી અમારા પર શિરજોરી કરે, જ્યારે બ્રિટિશ સલ્તનત પાસે મિયાંની મીંદડી બની જાય, એ ખરેખર શરમજનક છે. પરદેશ વસતા અમારા દેશબાંધવો ખાતર જો કોઈએ કશું સારું કર્યું હોય તો તે એકલા ગાંધીજીએ જ કર્યું છે એ તો જગજાહેર બિના છે. દક્ષિણ આફ્રિકાના એકેએક અંગ્રેજને હિંદમાં આવવાની મના થવી જોઈએ. ૧૯૨૪માં અહીંની સરકારે એક કાયદો પસાર કરેલો છે, તે અનુસાર આવી મના થઈ શકે એમ છે. જે જે વસાહતોમાં હિંદીઓને વાજબી હક્કો આપવામાં આવતા નથી, ત્યાંના ગોરા નાગરિકોને અહીં આવવાની મના કરવાની સગવડ એ કાયદામાં થયેલી છે. સરકાર ઠરાવ કરીને તુરત આ પગલું લઈ શકે છે – લેવું જ જોઈએ. બ્રિટિશ પાર્લામેન્ટ હિંદીઓ તરફ સમભાવ દર્શાવતી ન હોય તો ભલે; અમે અમારા દેશબંધુઓ માટે હરેક પ્રયત્નો કરીને સમાનતાના હક્કો મેળવી લઈશું. સરકાર પોતાની વિવેકબુદ્ધિ અને નામરદને શોભે તેવું ડહાપણ પોતા પાસે જ સાચવી રાખે !' (You may keep your ways of prudence and wisdom of cowards to yourselves)

આટલા જુસ્સાભર્યા અને અપમાનકારક શબ્દોમાં શ્રી ભુલાભાઈ કદી બોલેલા નહિ. સઘળા પક્ષોની સંમતિ મળવાથી કપાતસૂચના પાસ થઈ, અને આવા અતિ અગત્યના સવાલ અંગે એસેમ્બ્લી શો અભિપ્રાય દર્શાવે છે તે જગતે જાણ્યું.

[૭]

સરકારની દમનનીતિ તો કાયમી બની ગઈ છે. એથી દર વરસે દમનનીતિના વહીવટનો વિરોધ વ્યક્ત કરવા અંગે કપાતસૂચના રજૂ

થતી. આ વરસે એ કામ કૉન્ગ્રેસ નેશનેલિસ્ટ પક્ષે બજાવ્યું. શ્રી અખિલદત્તે જણાવ્યું કે પરિસ્થિતિ બદલાઈ હોવા છતાં ૧૯૩૬ આખર કેવળ બંગાળમાં જ ૧૨૭૨ અટકાયતીઓ હજુ કેદમાં છે ! “ આ ઉપરાંત ગ્રામબદ્ધ આસામીઓ તો પુષ્કળ છે; અને અનેક ઉપર જુલ્મી અટકાયતો લાદવામાં આવી છે. રોજ રોજ કોઈ ને કોઈને અટકાયતમાં લેવાય છે અગર તો પ્રાંતમાંથી બહાર ચાલ્યા જવાનો હદપારીનો હુકમ મળે છે. આ અટકાયતી કેદીઓની તપાસ થવી જોઈએ અગર તેમને છોડી દેવા જોઈએ, એવી માગણી અનેક વખત કરવામાં આવી છે; છતાં સરકાર એ અંગે કશાં પગલાં લેતી નથી. બંગાળમાં હજુ કેટલીક કૉન્ગ્રેસ સમિતિઓ ગેરકાયદે જાહેર થયેલી છે; તેમને હજુ છૂટ મળી નથી. ૨૬મી જાનેવારીએ લેવાતી સ્વાતંત્ર્યની પ્રતિજ્ઞા અગાઉના જ શબ્દોની હોવા છતાં તેની મના કરવામાં આવી છે. રાજદ્રોહને નામે ગમે તેને માથે હથોડો મરાય છે. ચૂંટણીનું કામ બરાબર રંગમાં આવ્યું હતું તે જ વેળા મહાસભાના અનેક ઉમેદવારોને ત્યાં જડતીઓ લેવામાં આવી હતી. વરસોવરસ

છે ને એકંદરે ક્રાંતિવાદ જોર પકડતો જાય છે. સરકારે આ નીતિનો સત્વર ત્યાગ કરવો જોઈએ.'

મહાસભા પક્ષ તરફથી બોલતાં મેં જણાવ્યું: 'હજુ અનેક સંસ્થાઓ પરના અટકાયત હુકમો પાછા ખેંચી લેવાયા નથી. ખુદ પૂનામાં જ એક જ વરસમાં 'કાળ' 'સકાળ' અને 'લોકશક્તિ' પાસેથી જામીન માગવામાં આવ્યા છે. સ્વાતંત્ર્યદિન અંગેની સભામાં લોકો જાય નહિ તે માટે અધિકારીઓએ ખાનગી રીતે ઘણી ખટપટો કરી છે. અનેકોને અટકાયતમાં રાખ્યા, અનેકોને ભાષણો કરવાની મના કરવામાં આવી. ચૂંટણીવેળા તો લગભગ દરેક પ્રાંતમાં સરકાર વચ્ચે પડી જ છે. દમનનીતિનું હથિયાર હવે જુનવાણી બની ગયું છે એ સરકારે વહેલી તકે સમજી લેવાની જરૂર છે. સરકાર કાંઈ ધારે છે, અને મહાસભા બીજે જ માર્ગે જઈને સરકારની ધારણાને ઉથલાવી પાડે છે. (Government proposes and Congress disposes) દેશમાં કાયદાએ પૂરેપૂરાં બલિદાનો લીધાં છે. ન્યાયાલયનો રથ જગન્નાથના રથની પેઠે ગતિમાન થયો છે. ફાંસીખોરાનું કામ પણ પતી ગયું છે. અને આટલું આટલું કર્યાં છતાં સરકાર આવી રહેલા ભ્રામક સુધારાઓ પણ અટકાવી શકી નથી, અગર તો મહાસભાને કચડી શકી નથી. દમનનીતિને કારણે જ ક્રાંતિ પેદા થાય છે એ તો ઈતિહાસઆખ્યું સત્ય છે. સભાઓ ભરવાની મનાઈ, ભાષણો કરવાની પણ મનાઈ, એ બધું પ્રવર્તતું હોવા છતાં દમનનીતિ નથી એ કથન પર વિરોધપક્ષ વિશ્વાસ રાખી જ ન શકે.'

દમનનીતિનું પ્રથક્કરણ કરતાં શ્રી ભુલાભાઈએ કહ્યું કે દમન આખરે એ આચરનારને જ પકડે છે. 'જુવાન, હોશિયાર, પ્રતિભાશાળી માણસો ક્રાંતિવાદમાં ભળે છે તેનું કારણ સરકારની આ તરેહની વહીવટની નીતિ જ છે. આકાંક્ષાઓને મૂર્તિમંત થવાને અવકાશ નથી, કર્તૃત્વપણાને શક્તિ દર્શાવવા માટે કોઈ ક્ષેત્ર નથી.

ચોતરફ નિરાશાજનક વાતાવરણ દેખાતું હોય એ દશામાં બીજું શું પરિણામ આવે ? સજાઓથી સારું પરિણામ આવવાને બદલે વિપરીત પરિણામ જ આવે છે. અરે, જેલના ડાહ્યા અધિકારીઓ પણ આ સિદ્ધાંત સમજે છે, અને બહુ સજામાંથી પસાર થયેલા કેદીને છેવટે વોર્ડર બનાવીને તેનામાં રહેલા સદ્ગુણોને બહાર આવવાનો અવકાશ આપે છે ! જે કામ ફટકાની સજાથી નથી પાર પડતું તે આ માર્ગે સાધી શકાય છે, અને કેદીઓ સુધરી જાય છે. બંગાળના જુવાન અટકાયતીઓને સરકાર ભલે ગુનાખોરમાં ગણી કાઢે, સ્વતંત્ર હિંદુસ્તાન તો તેમને સ્વાતંત્ર્યઅર્થે બલિદાન આપનારા વીરપુરુષો તરીકે જ માન આપશે ! દેશપ્રેમ ખાતર ગયા યુદ્ધમાં જે અનેક જુવાન અંગ્રેજોએ સેંકડો જર્મનોનાં ખૂન વહાવ્યાં તેમને ઇનામો ઊલટા વિક્ટોરીઆ ક્રૉસ આપીને નવાજ્યા નહોતા શું ? સમજો કે બંગાળના આ યુવાનો માર્ગ ભૂલ્યા છે; પણ તેથી કરીને તેમનો હેતુ ભૂંડો હતો એમ તો શી રીતે માની શકાય ? સ્વતંત્ર દેશમાં આ સર્વ યુવકો દેશરક્ષણના સૈન્યમાં ભરતી થઈ શક્યા હોત. તેમને તમારું રાજ્ય નથી જોઈતું; હિંદીઓનું રાજ્ય જોઈએ છે. આ દેશનો વહીવટ હવે થોડા દિવસોમાં જ હિંદીઓને હાથ આવવાનો છે, તો શા માટે તમે સરળતાથી નથી વર્તતા ? શા માટે એ અટકાયતીઓને જેલમાં ગોંધી રાખો છો ! છૂટ્યા પછી કોઈ અકલ્પ્ય ગુનો તેઓ કરી બેસશે એટલા ડરથી તેમને તમે ગોંધી રાખો છો, એ ક્યાંનો ન્યાય છે ? અને એ અટકાયત પણ વિના તપાસે વીશ વીશ વરસ જેટલી લાંબી મુદત સુધીની ! નવી સરકારનું પ્રથમ કર્તવ્ય આ લોકોની મુક્તિનું જ

નિયુક્ત પ્રધાનોના હાથમાં આવશે ચૂંટણીમાં સરકારે ડખલ કરી છે એ વિધાન સાચું નથી. ઊલટું મારી પાસે જે માહિતી મળી છે તે પરથી તો એમ જણાય છે કે સરકારી નોકરોએ પણ બધે સ્થળે મહાસભા પક્ષને જ મતો આપ્યા છે!'

ગૃહમંત્રીના જવાબ છતાં વાતાવરણ એટલું તો ઉત્તેજિત બની ગયું હતું કે કપાતસૂચના જબરી બહુમતીથી પાસ થઈ તે પછી કતલ ચાલી, અને સઘળી માગણીઓ પર મત લેવાઈને બજેટ અંગેની ચર્ચા ખતમ થઈ.

[૯]

તા. ૧૨મી માર્ચથી ચાર દિવસ સુધી નાણા પ્રકરણ અંગે (Finance Bill) સામાન્ય ચર્ચા ચાલી.

ડૉ. ખરેએ કહ્યું: 'આ ચર્ચા હિંદીઓને મન "કતલની રાત" છે તો ગોરાઓને મન "શાદીની રાત" છે. એક ખેડૂત ફૂકડાંઓને કહે છે 'હવે નાતાલના દિવસો આવ્યા છે. મે તમને આજ સુધી સાચવી રાખ્યાં પણ હવે સાચવવાં મુશ્કેલ છે. તમે ઉકરડો વરખોળીને પેટ ભર્યું; તમને એમ કરવાની મેં પૂર્ણ સ્વતંત્રતા આપી હતી! હવે મહેમાનો આવ્યા છે, ઘરમાં બાળકો પણ ભૂખ્યાં થયાં છે, એટલે તમને કાપ્યા વિના તો નહિ જ ચાલે; પણ તમારામાં પછી કેવો મસાલો ભરવો એ નક્કી કરીને જણાવવાની હું તમને સ્વતંત્રતા આપું છું! તમારો એ સ્વયનિર્ણયનો હક તમે ખુશીથી ભોગવો!' (હસાહસ) પરંતુ હવે આમ કહેનારી સરકારના પણ દિવસો ભરાઈ

"બાત લેકીન કભી કર જાતે હૈ દીવાને ભી; કામ આ જાતે હૈ તૂટે હુએ પૈમાને ભી." સરકારનું આખું આર્થિક ધોરણ વિનાશકારી છે. ઈંગ્લાંડને કદાચ નુકશાન થાય તોપણ હરકત નહિ પરંતુ હિંદુસ્તાનને તો નુકસાન પહોંચાડવું જ જોઈએ! "હમ તો ડૂબેંગે મગર યારોંકો લે કે ડૂબેંગે." એવું નાણામંત્રીનું વર્તન છે. નાણાબિલની મંજૂરીમાં સરકાર પર વિશ્વાસ હોવાની સમતિ આવી જાય છે; સરકારમાં અમને વિશ્વાસ નથી, એટલે અમે આ બિલ મંજૂર નહિ કરીએ.'

કેપ્ટન લાલચંદ સરકારની મદદે ધાયા. પણ આ વેળા આગ તેઓ તદ્દન જુદી જ રીતે વર્ત્યા. તેમણે કહ્યું: 'સધળે સ્થળે મહાસભા જીતી કેમકે તેનો પક્ષ તે ગરીબોનો પક્ષ હતો. કેવળ પંજાબમાં મહાસભાવાદીઓ ગરીબના બેલી નથી, અને તેથી તેઓ ત્યાં હાર્યા છે; એ યોગ્ય જ થયું છે. સરકારે બહુ થોડા લોકોને કેળવણીની અનુકૂળતા કરી આપી તેથી અમો ગરીબ ખેડૂતો કેવળ અજ્ઞાન દશામાં જ રહી ગયા છીએ. સરકારનું એ ધોરણ ન્યાયી નથી સર ફાવસજી ગુસ્સે થયા છે, પરંતુ તેમણે જાણવું જોઈએ કે લોકશાહી એટલે પૈસાદારોના હકઅધિકાર એવો અર્થ નથી; એમાં વધુમતી લોકો જ સત્તામાં આવે. મહાસભા ગરીબોની સહાયે છે તેથી મને આનંદ થાય છે. આજ સુધી મહાસભાએ મહેનત કરી, ત્યાગ કર્યા, કષ્ટો સહ્યાં, જ્યારે 'સ્વદેશી' ને નામે બધો લાભ વેપારીઓ જ ખેંચી ગયા છે! અમે જાગ્યા હવે સમજી ગયા છીએ. અમને અમારા હકો મળવા જોઈએ.'

વિગતવાર વર્ણન આપ્યું. તેમના એ ભાષણ પછી જે મુશ્કેલીમાં પણ મહાસભાને આટલી સફળતા સરહદ પ્રાંતમાં મળી હતી તેનો ખરો ખ્યાલ આવ્યો, અને સહુએ ધન્યવાદ આપ્યા.

પંડિત શામલાલે હરિકથાની પેઠે આખ્યાયિકાઓ સંભળાવતાં કહ્યું: 'સરકાર આ દેશને ખુલ્લો વેપાર કરવાની સલાહ આપે છે; દરવાજા મોકળા રાખવાની સલાહ આપે છે. પણ અમે લૂંટાઈએ છીએ તેનું શું ? એક પૈસાદાર જાટને લૂંટી જવાની ચોરોની ઈચ્છા હતી. તેમણે એક પંડિત મારફતે પેલા જાટની સ્ત્રીને સલાહ અપાવી કે દિવાળીને દિવસે બારણાં ઉઘાડાં રાખીને સૂવાથી રાતમાં ઘરમાં લક્ષ્મીજી પ્રવેશ કરે છે. ગરીબ ભોળી સ્ત્રીએ તે માન્યું, અને લક્ષ્મીપૂજનને દિવસે જ જાટને ત્યાંથી લક્ષ્મીજી અલોપ થઈ ગયાં! એ જ દશા અમે ખુલ્લાં દ્વાર (Opendoor)ની વેપારીનીતિથી અનુભવી છે. સરકાર હવે વળી કહે છે કે તમને પ્રાંતિક સ્વાયત્તતા આપી છે; હવે તમે સ્વતંત્ર છો. આ અંગે મને એક દાખલો સૂઝે છે. એક જાટ ખેડૂ પાસે ૮ કે ૮ શેર દૂધ દેનારી ગાય હતી એક શાહુકારના તે દેવામાં હતો. પેલા વાણિયે કહ્યું કે દેવામાં વ્યાજ પેટે તું મને આ ગાય આપ. ખેડુએ તે કબૂલ્યું, અને પરિણામે એનાં છોકરાં દૂધ-છાશ વિના કકળવા માંડ્યાં. થોડા મહિના ગયા અને ગાય વસૂકી જવા આવી એટલે પેલા વાણિયે ખેડૂતને કહ્યું, ભાઈ, તારાં બચ્ચાં દૂધ વિના ટળવળે છે તે મારાથી જોયું જતું નથી. માટે તું તારી ગાય પાછી લઈ જા અને મને ફક્ત ૮ કે બશેર દૂધ આપતો જજે. ખેડુ ગાય તો પાછી લઈ ગયો, પણ ઘેર લઈ ગયા પછી જોયું કે ગાય દૂધ દેતી જ નથી, ઊલટું એને નીરણ ચરની ખવરાવવી પડે છે, અને પેલા વાણિયાને ૮ કે બશેર દૂધ પારકે ઘેરથી આણીને પહોંચાડવું પડે છે! અમારા પ્રાંતિક પ્રધાનોની દશા પણ આવી જ થવાની છે. મહાશય નાણાંમંત્રી! આપને મારી વિનતિ છે કે આ પ્રાંતિક સ્વાયત્તશાસનરૂપી આપની ગાય આપ પાછી લઈ લો!'

શ્રી સત્યમૂર્તિએ સભાના બે કલાક લીધા. તેમણે બજેટ જુદો પાડયો તે સામે વાંધો દર્શાવ્યો. સરકારની કરપદ્ધતિ દોષભરી છે; જરૂરી ચીજો પર કર નાખવાની નીતિ અયોગ્ય છે એમ તેમણે જણાવ્યું. નાણામંત્રી ઈંગ્લાંડનો ફાયદો જ શોધ્યા કરે છે. લૅંકેશાયરના માલ પરની જકાત ઓછી કર્યા છતાં એની વપરાશ વધતી નથી એ માટે તેઓ ખેદ દર્શાવે છે! તો પછી તેઓ સાહેબ આયાત-જકાત વધારતા કાં નથી ! એથી કાંઈ નહિ તો સરકારની ઉપજમાં તો વધારો થશે ! એ જકાત ઓછી કરવામાં તો ઈંગ્લાંડ કે હિંદ કોઈને જ લાભ નથી. નાણામંત્રીનું આ ધોરણ તો પેલા શ્લોક જેવું છે—

तेऽमी मानवराक्षसाः परहितं स्वार्थाय निघ्नन्ति ये ।
ये तु घ्नन्ति निरर्थकं परहितं ते के न जानिमहे ॥

તેઓ કહે છેઃ પ્રાંતમાં સત્તા હાથમાં લ્યો, નવા કરો નાખો અને દેશની સ્થિતિ સુધારો. એમનો એ ઉપદેશ કેવળ ભ્રમણા છે. મધ્યસ્થ સરકાર ફાવે તે ખર્ચ કર્યા કરે, અને એ ખોટ પ્રાંતિક સરકારના પ્રધાનોએ ભરપાઈ કરવી એમાં ભૂલ છે. ટોટનહામ અને તેના ભાઈઓનાં પેટ ભરવા માટે અમે પ્રાંતોમાં નવા કર નાખવા નથી માગતા ! બે કરોડ મતદારોએ ૭૧૧ મહાસભાના પ્રતિનિધિઓને ચૂંટયા છે. એ બતાવે છે કે દેશ કોની પાછળ છે. હવે દોઢસો

Write that word
In the blood she has spilt.

અંગ્રેજ કવિની આ ઉક્તિમાં રોમને બદલે બ્રિટન શબ્દ મૂકવાની જ મારી દરખાસ્ત છે. "

બિલની કલમવારની ચર્ચામાં મીઠાનો દર ઓછો કરવાની મહાસભાની સૂચના ૫૭ વિરુદ્ધ ૫૨ મતે નાપાસ થઈ. સાકર ઉપર કર વધારવા અંગેની સૂચના પર બે દિવસ સુધી ચર્ચા ચાલી અને ૭૪ વિરુદ્ધ ૪૧ મતોએ એ સૂચના મંજૂર થઈ.

દર વરસ પેઠે ત્રીજા વાચન માટેની દરખાસ્ત નાણામંત્રીએ રજૂ કરી નહિ, અને તા. ૨૦-૩-૩૭ના રોજ ગવર્નર જનરલની ભલામણ સાથે નહિ જેવા ફેરફારો કરીને અસલ નાણાંબિલને જ નાણાંમંત્રીએ રજૂ કર્યું.

[૯]

દર વરસની માફક વાઈસરોયનો સંદેશો સભાગૃહના મંત્રીએ વાંચી સંભળાવ્યો. સરકાર અને તેના મળતિયા પક્ષો તે વેળા ઊભા થયા હતા; અમે અમારી 'મહાસભા' ની રીતે બેસી રહીને જ એનો જવાબ આપ્યો. ફરી રજૂ થયેલા બિલ ઉપર શિરસ્તા મુજબ 'હિંદના રાજવહીવટ અંગેની કલમ ૬૭ બ પેટા કલમ ૧ મુજબ' મળેલી સત્તાનુસાર 'હિંદના સંરક્ષણ અર્થે અને શાંતિ તથા વ્યવસ્થા જાળવવા માટે' સભાએ એ બિલ પસાર કરવું જોઈએ એવી વાઈસરોયે તેના પર ભલામણ કરી હતી. બધી વિગતો છપાયેલી હતી, વાઈસરોયની સહી પણ છપાઈ ગઈ હતી. માત્ર સહુને આપેલી નકલો પર શાહી વડે તા. ૧૯-૩-૩૭ એટલું જ લખ્યું હતું. બિલને ફગાવી દેવામાં આવશે એ સમજીને જ સરકારે અગાઉથી બધું છપાવીને તૈયાર રાખ્યું હતું!

શ્રી ભુલાભાઈએ કહ્યું: 'હવે આ મશ્કરી બંધ કરો તો સારું! લોકશાહીનો આ દેખાવ હવે બસ છે! આ માયાજાળમાં અનેક ભણેલાઓ ફસાયા છે. અમે અહીં આવ્યા છીએ તે તો લોકોને રાજકારણની તાલીમ મળે, કાર્યનો પ્રત્યક્ષ અનુભવ મળે, અને વિરોધ કરવાની તૈયારી થઈ શકે તે માટે આવ્યા છીએ. અમે એ જ દૃષ્ટિએ અમારા મતો જણાવીએ છીએ. અમને મત આપનારી જનતાની અમારે આ રીતે ખાતરી કરાવી આપવી હતી. હું કબૂલ કરું છું કે આમાંથી કશુંક મેળવશું, કેવળ દેખાવ જ નહિ હોય, એવી મને થોડી પણ આશા હતી. પણ એ હવે દૂર થઈ છે. સભાગૃહની આવરદા પણ પૂરી થવા આવી છે, અને બજેટનું આયુષ્ય તો માત્ર ક્ષણભર જ બાકી રહ્યું છે. આ સુધારાઓ અને આ બંધારણનો અર્થ જો આટલો જ થવાનો હોય તો એમાં ભારે ગંભીરતાપૂર્વક વિચાર કરવો પડે તેમ છે. એ કરતાં તો આ બંધારણ જ ન હોય તે સારું છે. સાફસાફ એને ખેંચી લ્યો; અને દેશ હજુ ગુલામીમાં જ સબડે છે એમ જગતને જાણવા દો!'

કે સરકાર તલવારને જોરે રાજ કરે છે. અને છતાં થોડા સમય સુધી કેટલાએક લોકો એની માયાજાળમાં ફસાયા હતા. કેટલાએક લોકો અનુભવે ડાહ્યા થાય છે, તો કેટલાએક ડાહ્યા લોકો અનુભવને બહુ અગત્ય આપવામાં મૂર્ખાઈ માને છે।

[૧૦]

અધિવેશન ચાલતું હતું તે દરમિયાન માર્ચના ત્રીજા અઠવાડિયામા દિલ્હીમાં મહાસભાના ચૂંટાઈ આવેલા ધારાસભાના સભ્યોની એક બેઠક મળી હતી; અખિલહિંદ મહાસમિતિની બેઠક પણ મળી હતી. ચૂંટણીમાં મળેલી ફતેહને કારણે હવે સત્તા હાથમાં લેવાનો સવાલ અગત્યનો બન્યો હતો. તે અંગે ચર્ચા અને આખરી નિર્ણય પણ એ સભામાં થવાનો હતો. પ્રાંતિપ્રાંતના ધારાસભાના નેતાઓ ચૂંટાઈ ગયા હતા.

મહાસમિતિએ ઠરાવ પસાર કર્યાં પછી પ્રધાનમંડળમાં ચૂંટાઈ આવવા માટે થઈ રહેલી દોડાદોડી અને દાવપેચો ખેદજનક તેમ જ બોધદાયક હતાં. સત્તા ગ્રહણ કરવાનું વાતાવરણ આખા દેશમાં જામી ચૂક્યું હતું. અત્યારે મળેલી ક્ષણજીવી અને ક્ષુદ્ર – નજીવી સત્તા પણ છેલ્લાં ૧૫૦ વર્ષમાં લોકોના પ્રતિનિધિઓને મળી નહોતી. વિશ્વામિત્રનો તપોભંગ કરનારી મેનકા કાંઈ નહિ તો સ્વરૂપસુંદર અપ્સરા તો હતી જ. પણ અહીની અંધારસુંદરી તો ‘ કુરૂપ, ઘૃણા પેદા કરે તેવી રાક્ષસી સ્વભાવની ’ હતી. ૧૫૦ વર્ષના ઉપવાસ પછી એ ઠીજૂઠી પત્રાવળીઓ ચાટીને પારણાં કરવા માટે વ્રતધારીઓ જાણે નીકળી પડ્યા હતા! સત્તાસ્વીકાર સામેનો મારો વિરોધ મેં અનેક વેળા દાખવ્યો હતો. ‘અંધારણ તોડવા ’ની ઘોષણા મહાસભાએ કરી હતી પરવશ પછી ક્ષણે ક્ષણે સંસારત્યાગ મુશ્કેલ બને છે એ અનુભવ સ્વીકારવા તે વેળાનું રાજકારણ અનુકૂળતાભર્યું નહોતું. મહારાષ્ટ્રમાં પણ એ જ સ્થિતિ હતી. થોડાએક સમાજસત્તા-

વાદીઓ અને ગરમાર્ગીઓ મારા જેવાઓ વિરોધ દાખવતા હતા; પરંતુ તેમાં ય મારું દૃષ્ટિબિંદુ જુદું તરી આવે તેવું હતું. સત્તા-ગ્રહણના ચર્ચાતા પ્રશ્નમાં મારો વિરોધ અશક્તિમાન નીવડ્યો. મહાસભા સિવાયના પક્ષો તો સત્તાના સ્વીકાર માટે એક પગે તૈયાર હતા. તેઓ તો ગવર્નર પાસેથી કોઈ પણ જાતનું વચન—ખાલી આશ્વાસન પણ માગવા રાજી નહોતા; તેમને એની જરૂરિયાત જણાતી નહોતી. બહુમતીના જોર પર ગવર્નરને સીધા ચલાવી શકાશે એવી પણ આશા કેટલાક તો રાખતા હતા. બંધારણવિશારદોને મહાસભાનું દૃષ્ટિબિંદુ—એણે સ્વીકારેલ ભૂમિકા કબૂલ નહોતી. જે બંધારણ લખ્યું છે તે અન્યથા થવાનું નથી, અને એમાં જે નહિ હોય તેની હા કોણ પાડી શકવાનું છે! તેઓ એવી વિચારસરણી ધરાવતા હતા કે શિરસ્તો—અણલખ્યો શિરસ્તો પહેલેથી ઠરાવથી નથી ઊભો થતો; એ તો ધીરે ધીરે અને ક્રમેક્રમે ઊભો થતો જાય છે. જ્યાં જ્યાં મહાસભા બહુમતીમાં હતી તે પ્રાંતોમાં મહાસભાનાં પ્રધાનમંડળો રચાવાનાં નથી એવા સમાચાર છાપાઓમાં છપાયા. ધારેલી આશા સફળ નહોતી થઈ એ સ્પષ્ટ હતું, છતાં એનો સ્વીકાર કરવા કોઈ

પહેલા ત્રણ દિવસો પસાર થયા. કોઈનું ચિત્ત કામકાજમાં ચોંટ્યું નહોતું. તા. ૧લીએ તો આખા દેશમાં હડતાળ પડી. તે દિવસે દિલ્હીમાં તો પકડાપકડી અને લાઠીચાર્જ પણ થયો. તા. ૨-૪-૩૭ ના રોજ મહાસભા પક્ષના સઘળા સભાસદો મહાસભાના વાવટા લઈને સભાગૃહમાં દાખલ થયા; ટોપીઓ પર પણ વાવટા ચોંટાડ્યા હતા. ટેબલ ઉપર પણ રાષ્ટ્રીય વાવટા ગોઠવ્યા અને 'કોંગ્રેસ ઝિંદાબાદ'ની ગર્જના કરતા કરતા અમે હોલમાં પેઠા. સભાગૃહનેતાએ વાંધો ઉઠાવ્યો. પ્રમુખે કહ્યું: 'માત્ર વાવટાઓ ટેબલ ઉપર રાખી શકાશે નહિ; તે વિના મારે બીજો વાંધો નથી.' ટેબલ ઉપરના વાવટાઓ તુરત કોટ ઉપર ચોંટાડી દેવાયા.

ચાર વાગે બેરિસ્ટર આસફઅલીએ સભામોકૂફીની દરખાસ્ત રજૂ કરી. દિલ્હીમાં બનેલા બનાવો અંગે તેમણે સરકારને પડકાર કર્યો. ગોરા અધિકારીઓએ સ્ત્રીઓની કેવી દુર્દશા કરી હતી તેની હકીકત કહી સંભળાવી, વાવટાને શી રીતે પગ તળે છૂંદવામાં આવ્યો તે પણ જણાવ્યું, અને જે વાવટા ખાતર લાખોએ જેલો સ્વીકારી હતી અને અનેક ફાંસીને માંચડે લટક્યા હતા એ વાવટો એમ પગ તળે છૂંદવાથી ભિખડી નથી પડવાનો એમ સરકારને સંભળાવી દીધું. લોકનાયક શ્રી. અણેએ પણ મહાસભાના કાર્યકરોએ શાંતિ જાળવી હતી તે બદલ તેમને અભિનંદન આપ્યાં અને સરકારી પગલાંઓનો સખ્ત શબ્દોમાં નિષેધ વ્યક્ત કર્યો. મૌલાના શૌકતઅલીએ ગુનેગાર પોલીસોને સજા કરવાની માગણી કરી.

સરકાર તરફથી મિ. ચૅાર્તે જણાવ્યું: 'જો સ્ત્રીઓને હરકત પડી હોય તો તે અવશ્ય નિંદાપાત્ર છે. પણ જે અધિકારીએ મહાસભાના વાવટાનું અપમાન કર્યાનું જણાવાય છે, તેણે એવું અપમાન કર્યું જ નથી એમ તે કહે છે. સ્થાનિક અધિકારીઓ વાજબી રીતે વર્ત્યા છે; એમાં સરકારને નિષેધ કરવા જેવું કશું બન્યું નથી.'

શ્રી ભુલાભાઈ બોલ્યાઃ 'ગયું આખું અઠવાડિયું પોલીસોના માણસો મારફત તોફાનો જગાડવાના પ્રયત્નો થયા જ કર્યા છે. જો લોહી ન રેડાયું હોય તો તેનું કારણ મહાસભાએ શાંતિ જાળવી રાખી તે જ છે. ધાર્યું ન થવાથી પોલીસ નિરાશ થઈ હશે, નારાજ પણ થઈ હશે. બીજાં શહેરોમાં તોફાનો ન થયાં તેનો યશ પોલીસને નહિ પણ અહિંસાની તાલીમ પામેલી જનતાને લાગે જાય છે. જે પગલાં ન લીધાં હોત તો જશ ખાટી શકાત, તે જ પગલાં લઈને દિલ્હીની પોલીસે પોતાની જાતને નાહકની મશ્કરીનું સાધન બનાવી છે '

સભામોકૂફીની દરખાસ્ત મંજુર થઈ, અને કૉન્ગ્રેસ ઝિંદાબાદ ! 'ના જયઘોષ સાથે અમે સભાગૃહમાંથી બહાર નીકળ્યા.

બીજે દિવસે મામુલી કામકાજ પતાવી ૧૯૩૭ નું દિલ્હીનું અધિવેશન ખતમ થયું. પક્ષની સામાન્ય વાર્ષિક સભા તે જ દિવસે મળી. ફરીથી શ્રી ભુલાભાઈ દેસાઈને જ પક્ષના મુખ્ય આગેવાન ચૂંટવામાં આવ્યા. શ્રી સત્યમૂર્તિ નાયબ આગેવાન થયા અને હું તથા બૅરિસ્ટર અસફઅલી મંત્રીઓ બન્યા. વ્યક્તિગત હું એક પગથિયુ ઉપર ચડ્યો, આગળ વધ્યો

આ અધિવેશનની પૂર્ણાહુતિ સાથે એક યુગ પૂરો થયો. પ્રાંતિક સ્વાયત્તશાસનના નવા યુગનાં મંડાણ થયાં. વડી ધારાસભાના આ પછીના કામકાજમાં આ નવા યુગની અસર પણ દેખાવા લાગી, કહો કે એ અપરિહાર્ય પણ હતું.

એ નવીન યુગના કામકાજનો અહેવાલ અલગ ગ્રંથમાં આપવો જ વધારે વાજબી લેખાશે.